# વીર કુણાલ

—: અને :—

# દેવી કાંચનમાલા.

રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા.

—: અનુવાદક :—

ખંડેરાવ માનાજી પવાર.

—: પ્રકાશક :—

ધી ગુજરાતી સાહિત્ય મંદિર.

સલાબતપુરા–સુરત.



પ્રથમાવૃત્તિ ] કીંમત રૂા. ૨–૦–૦ [ પ્રત ૧૦૦૦

# રત્નકણિકાઓ.

સંખ્યાંક.

# સ્નેહાંજલિ.

સ્નેહાંજલિ ! કોને માત્ર મ્હારા સ્નેહના નાયકને.! જગતની તમામ કૃતિઓ, જગતની તમામ ભાવનાઓ, અને જગતની તમામ સમૃદ્ધિઓથી શ્રેષ્ઠ એવી આ સ્નેહાંજલિ, મ્હારા હૃદયના અણુઅણુએ વ્યાપી રહેલા મ્હારા સ્નેહની આ સ્નેહાંજલિ, જેને મેં મ્હારૂં જીવન સર્વસ્વ અર્પણ કર્યું છે, જેને મ્હેં મ્હારા વ્હાલપથી નવાજ્યો છે, જેને મ્હેં મ્હારા જીવનનો સાથી બનાવ્યો છે, જેને મ્હેં મ્હારો ગણ્યો છે, તે તેજ મ્હારા લાડકડા લાલને આ સ્નેહ ભુખ્યા સ્નેહઘેલાની સ્નેહાંજલિ અર્પણ હો ! લાલ તું ચિરંજીવ હો ? એ ભાવના ભર્યું આ હૃદય સદા ત્હારૂંજ હો–રહો ? બસ એજ મ્હારા આત્માની ત્હારા પ્રત્યે અભિલાષ ? અસ્તુ.

લી.

હું ત્હારો.

પ્રકાશક.

# બે બોલ

મહા કવિ પ્રેમાનંદના કાળ પૂર્વે ગુજરાતી સાહિત્ય "શું શાં પેસે ચાર"નું હતું. ત્યારથી અત્યાર સુધીમાં સાહિત્યની ઘણીખરી શાખાઓ પોષાઈ નવ પલ્લવિત થતી રહી છે, એને પરિપૂર્ણતાએ પહોંચાડવા–"ઓલહિઆને" કરવા–ગુજરાતના વિદ્વાનો કરી રહ્યા છે.

ગુજરાતી સિવાયની અન્ય ભાષાઓમાં જે નવું હોય તે પર ભાષા નહિ જાણનારને અજ્ઞાત હોય છે. માટે પર ભાષાના સાહિત્યનાં સુંદર પુષ્પો ભાષાંતર દ્વારા ગુજરાતની સાહિત્ય વાટિકામાં રજુ કરવાં એ પણ એક કર્તવ્ય છે.

પ્રસિદ્ધ બંગ વિદ્વાન અને પ્રાચીન ઇતિહાસના સંશોધક મહા મહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી એમ. એ. સી. આઇ. ઇ. ની 'કાંચનમાલા' નામક અદ્ભુત–રમ્ય–કાવ્ય–કથા–(Poltic Romance) નું આ અવતરણ છે; એને માટે એમનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. એમની પ્રસાદીના મૂળના સ્વાદમાં જે કંઈ બેસ્વાદ જણાય તે માટે વાચક વર્ગ પાસે ક્ષમા યાચું છું સાહિત્ય મંદિરના પાયામાં માત્ર એક કાંકરી પુરી કૃતાર્થ થવાના લોભમાં આ જે પ્રયત્ન કર્યો છે, તે ગરવી ગુજરાતને ચરણે નમ્ર ભાવે ધરૂં છું

તા૦ ૧૭ ૭–૩૦ ખંડેરાવ માનાજી પવાર.

---

મુદ્રકઃ–ગોવિંદજી ડાહ્યાભાઇ નાયક.
મુદ્રણસ્થાનઃ–"અનાવિલ બંધુ" પ્રીં. પ્રેસ. બરાનપુરી ભાગળ,
ભાજીવાળી પોળ–સુરત.
પ્રકાશકઃ–જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.
પ્રકાશન સ્થાનઃ–સલાબતપુરા–સુરત.



# વીરકુણાલ

અને

# દેવી કાંચનમાલા.

## અલૌકિક યુગ્મ. પ્રકરણ ૧ લું.

પ્રેક્ષકની આંખને પરમાનંદ અને શાંતિ સમાધાન આપનારાં બે ફૂલો તદ્દન એકમેકને મળતાં ખીલી રહ્યાં છે.

બંને ફૂલો અતિશય રમણીય રીતે હસે છે, પરંતુ તેમનું તે હાસ્ય એક સરખું મધુર—એક સરખું મોહક છે! તે બંને ફૂલોની મધુર સુગંધ અહીં તહીં તળે ઉપર બસ મ્હેંક મ્હેંક થઈ રહી છે! તે એકમેકની સમીપમાં, અત્યંત પાસે પાસે ખીલેલાં ફૂલો મોટી મોટી મોજ કરે છે! વચ્ચે વચ્ચે, યોગ્ય સંધી મળતાંજ હળવે રહીને આમતેમ દૃષ્ટિ ફેંકી, તેઓ પોતાની મધુર સુગંધના ફૂવારા ફોડે છે. પાછા એકમેક તરફ સ્નિગ્ધપણે જોઈ ગાલમાં ને ગાલમાં હસે છે. વિમલ આનંદ અને હર્ષાતિરેકની ધુનમાં એક ફૂલ એકાદવાર પોતાનું અંગ હળવે રહીને બીજા ફૂલના અંગપર અત્યંત મૃદુતાથી ફેંકી દે છે, ત્યારે બીજું ફૂલ, આ પહેલા ફૂલના અંગ પર પોતાની કોમલ, કમનીય દેહયષ્ટિ મનોહરપણે નાખે છે! તેમની ક્રિડા કેટલી મનોહર! કેટલી રમણીય! અને કેટલી સુંદર! કદી એક ફૂલ પોતાની એકાદ પાંખડીથી તે બીજા ફૂલને ધીમે રહીને ક્રિડા પ્રહાર કરે છે, ત્યારે તરતજ તે બીજું ફૂલ "જેવા સાથે તેવા" એ ન્યાયે પોતાની એ પાંખડીથી પોતાના પુષ્પ—મિત્રના અંગ પર અતિશય કોમલતાથી પ્રહાર

કરી તેના પ્રહારનો બરાબર બદલો વાળે છે! આ પુષ્પદ્વયની આવી આ રમણીય ક્રિડા ચાલુ છે તે વેળા તેમના પરમપ્રિય મિત્ર પવનરાજ કંઇ સ્વસ્થ બેસે તેમ નથી! તે પણ પોતાના મિત્રની ગંમત કરે છે! તે એકવાર મોજથી આ ફૂલને તે ફૂલ સાથે કિંચિત્ જોરથી ટક્કર લડાવે છે, તો બીજી વખત બીજા ફૂલને પહેલાના અંગ પર બેલાશક ઢોળી પાડે છે! આવી રીતે પોતાના મિત્રોનો-તે કુસુમદ્વયનો-નાજુક ઉપહાસ કરનાર વાયુરાજની ત્યાંથી જવાની લહેર અનુભવતાંજ તે ફૂલોએ, મનમાં કંઇ ન આણતાં તદ્દન ખુલ્લા હૃદયથી અને પ્રફુલ્લ અંતઃકરણથી એકબીજા સાથે કૌતુકથી ક્રિડાવિનોદ કરવાની શરૂઆત કરી છે! પ્રિય વાંચક, આ કેવો રમણીય દેખાવ! એક ઠેકાણેજ, અત્યંત પાસે પાસે, એક સરખી રીતે ખીલેલાં, એક સરખી રીતે હસી આખા જગને હસાવનારાં અને એકજ મધુર સુગંધથી તમામ વાતાવરણ ભરી નાખી સર્વ લોકનાં અંતઃકરણ પ્રસન્ન કરી નાખનારાં, આ મનોહર પુષ્પના યુગ્મનું મિલન કેવું સુંદર,-કેવું રમણીય!

તે પ્રમાણેજ સર્વ બાજુથી, સર્વ દૃષ્ટિથી સરખાં એવાં બે પક્ષી દેખાવમાં સુંદર રંગમાં તો જોનારની દૃષ્ટિને ભૂલજ ખવરાવે! અંગે સારાં મજબુત-જંગલી મજબુતાઈ વિનાનાં.-નાજુક અને જોતાંની સાથેજ પ્રેક્ષકના મનને અસર કરનારાં! તેમનો કંઠ એટલો કોમળ, સ્વર એટલો મધુર, કે સ્વર્ગના નંદન વનમાં વાસ કરનારાં મંજુલ કંઠના પક્ષીનોજ આ પ્રત્યક્ષ અવતાર છે એવો વિશ્વાસ તરતજ શ્રોતાના અંતઃકરણમાં બેસે એવાં બે પક્ષી પ્રેમમદની ધુનમાં એકમેક સાથે રમે છે, આ દેખાવ કેવો સુંદર અને કેવો હૃદયરમ્ય લાગે છે! એકવાર એક પક્ષી ઉડી ગમ્મત કરતાં કરતાં બીજાની આસપાસ ફેરા ફરે છે, ત્યારે બીજું પહેલાંની આસપાસ તેવાજ કૌતુકથી ફેરા ફર્યા કરે છે; સંપસંપીને સાથે ને સાથેજ આકાશમાં ઉડે છે; પાછાં નીચે આવે છે; કેટલોક સમય વિશ્રાંતિ માટે બેસે છે; અહીંથી તહીં અને તહીંથી અહીં ઉડી એક બીજાનું હૃદય ખુશ કરવાનો પ્રયત્ન કરે છે.

પુનઃ પરસ્પરની આસપાસ ચક્કર મારી જાણે સ્પર્ધાથી એકમેકને સરતમાં હરાવવાનું કરે છે. એટલામાં એકાએક તે જોડીમાંનું એકાદ પક્ષી ખૂબ ઉંચે ઉડી જઈ પોતાના જોડીદારના દૃષ્ટિપંથથી દૂર થઇ દેખાતું બંધ થાય છે. તે નહિ જણાતાંજ પેલા જમીનપરના પક્ષીની સ્થિતિ કેવળ દયાજનક થઇ જાય છે; તેને કંઇજ સુઝ પડતી નથી. પોતાના કરુણ રૂદનથી તે પોતાના હૃદયને રાન કરી નાખે છે. પોતાના દયાજનક કિલબિલાટથી તે સર્વને અકળાવી નાખે છે. એટલામાં કેવળ કૌતુકથી પોતાના સોબતીની આવી મીઠી મોજ કરનારૂં તે પક્ષી કોણ જાણે ક્યાંથી આકાશમાં થઈ ચટદઈને નીચે આવે છે! તે દૃષ્ટિએ પડતાંજ તેના તે વિરહી સોબતીની એવી વિલક્ષણ સ્થિતિ થઇ જાય છે કે બસ નહિ પુછો વાત! તે તેને કંઇ સો સો વાર પંપાળે! કંઇ તેની ચાંચમાં વારંવાર ચાંચ ઘાલે! કંઇ તેની આસપાસ આનદાતિશયથી ફેરા ફરે! કંઈ ગેલ કરે! આ આનંદાતિશયથી તેને આસ્માન ઠીંગણું અને પૃથ્વી આકુંચિત લાગે છે! પુનઃ તે ઉભય પક્ષીઓનું ક્રિડાકૌતુક આનંદથી શરૂ થાય છે. પ્રિય વાંચક, આવાં આ બે પક્ષીનું મિલન કેવું સુંદર–કેવું રમણીય!

બે સમાન નયનમનોહર ફૂલ અને બે સમાન નયનમનોહર સર્વાંગ સુંદર પક્ષી, એમનું મીલન ખરેખર અત્યંત રમણીય, અતિશય સુંદર! એમાં તલમાત્ર સંશય નથી; પરંતુ તેજ પ્રમાણે જેમનાં મનનો અને શરીરનો વિકાસ તદ્દન એક સરખો થતો ગયો છે, જેમનો ઉદય એકકાળે અને એક સરખોજ થયો છે અને જેમનો યશઃ સૌરભ જગતમાં એક સરખોજ ફેલાઇ રહ્યો છે, એવા પ્રકારનાં બે મનુષ્યનું એકજ મીલન થાય તો તેના કરતાં અધિક સુંદર, અધિક રમણીય અને અધિક સ્પ્રહણીય વસ્તુ આખા ત્રિભુવનમાં હશે શું? જેઓ મનથી અને શરીરથી સુંદર, સબલ, તેજઃપુંજ, અને ઉત્કૃષ્ટ પરિસ્થિતિમાં રહ્યાં છે, જેમને સારી રીતે ખરેખરૂં શિક્ષણ સારા યોગ્ય ગુરુ પાસેથી પ્રાપ્ત થયુ છે, જેમનો જન્મ સરખાજ ઉચ્ચ કુળમાં થયો છે, જેમને ભિન્ન ભિન્ન કુળનું સમ્યક્‌જ્ઞાન એક સરખુંજ મળ્યું છે. એવાં બે

માણસનો જો દૈવના વિરલ સુવિલાસથી સંયોગ થાય, તો તે વિના આનંદનો, ઉત્સાહનો, હૃદયસ્ફૂર્તિનો અને દિવ્ય ભાવનાનો વિષય કવિને બીજો કયો હોઈ શકે? તેમાં પણ જો આવાં સમસર્વસ્વ મનુષ્યોનાં હૃદયેહૃદયનું ખરૂં મિલન થાય, અને જો સરખો વિકાસ પામેલાને એકજ સમયે ઉદય પામેલા જેમના યશની સુગંધ સર્વત્ર સરખી પસરે છે એવા હૃદયતંતુમાં ઠેકઠેકાણે–મર્મેમર્મમાં ધટ્ટ અને સુંદર ગાંઠ બેઠેલી જણાય તો પ્રત્યક્ષ સ્વર્ગમાંના દેવોને પણ બ્રહ્માનંદ થાય છે. પ્રત્યક્ષ ઇંદ્રાદિ દેવના, તે ત્રિભુવનવિજયી યુગ્મનાં અને તે યુગ્મના વિશ્વવિજયી હૃદયની નાજુક ગ્રંથીના ભક્તિભાવે દર્શન કરવા ત્રણે કાળ હાજર થાય છે અને તેમનાં દર્શનથી અધિક પવિત્ર ને અધિક બળવાન થઈ વિશ્વ ચલાવવાનાં કામોમાંનાં પોતપોતાનાં કામ, અધિક ઉત્સાહથી અને અધિક જોમથી કરવા માંડે છે.

આવા અપૂર્વ સંયોગનું વર્ણન તો ખૂબ થયું! પરંતુ આવો સંયોગ કોઈએ કોઈ પણ સમયે પ્રત્યક્ષ જોયો છે? સ્વર્ગીય પ્રેમના નાજુક સૂત્રથી બેમાલૂમ રીતે એકત્ર થએલા હૃદયનું મિલન ખરેખરજ કોઈએ જોયું છે? એક હૃદય આંખ આડે થતાં બીજા હૃદયનો તારો તૂટી પડી તે ચૂર્ણવિચૂર્ણ થએલો કોઈની દ્રષ્ટિએ પડયો છે? આંખની બે જોડ મળી એટલે પ્રાણનું પણ ભાન ન રહે, એવો ચમત્કાર કોઈએ કયાંક જોયો છે? જોતાંજ વાક્શક્તિથી રહેવાય નહિ, ન જોતાં તો સર્વ જગત્ ગાઢ અંધકારમય થાય, એવો પ્રકાર કોઈના દ્રષ્ટિપંથમાં કદીપણ આવ્યો છે? નેત્રમાં શરદ ઋતુની મધુર જ્યોત, કાનમાં અમૃતની ધારા, સ્પર્શસ્થળે અમૃતનો સાગર અને હૃદયમાં અત્યંત વિલક્ષણ, અત્યંત અવર્ણનીય પ્રચંડ મોહ, આવું અતર્ક્ય મિલન કદી કોઈએ કોઈપણ સ્થળે જોયું છે? અપાર, અગાધ, અનંત, શાંત, નિર્મળ, અને સ્વચ્છ સાગર સાથે અપાર, અગાધ, અનંત, શાંત, નિર્મળ, અને સ્વચ્છ આકાશનું મિલન કદી પણ કોઈની દૃષ્ટિએ, પડયું છે? એજ પ્રમાણે અપાર, અગાધ, અનંત, શાંત, નિર્મળ, અને

સ્વચ્છ પ્રેમરાશિ સાથે અપાર, અગાધ, અનંત, શાંત, નિર્મળ અને સ્વચ્છ અન્ય પ્રેમરાશિનો સંયોગ કોઇએ પણ કદી જોયો છે? વળી જો તે અપાર, અગાધ, અનંત, નિર્મળ અને સ્વચ્છ, ઉભય પ્રેમસાગરનું પરસ્પર જોરથી સંધાન થાય અને તેથી અત્યંત ક્ષુબ્ધ થાય, તે વેળા તે અનંત સમુદ્રોમાં આકાશને પણ ભેદી નાખનારી પ્રચંડ છોળ ઊઠે, તે ચમત્કાર આ પૃથ્વીતલ પરથી કદી કોઇની દૃષ્ટિએ પડયો છે? તેજ પ્રમાણે દર્શનના અભાવે અનંત અકાશમાં ભયંકર વાદળ ઊડે અને તે વાદળથી અનંત આકાશ અને અનંત સમુદ્રમાં કેવળ અવર્ણનીય કલ્લોલ ઊઠે, તે ચમત્કારે કદી કોઇ ભાગ્યવાને નજરથી જોયો છે?

આવો વિલક્ષણ, અંગને થરકંપ કરાવનારો ચમત્કાર કોનો થયો તે શી રીતે દૃષ્ટિએ પડે? જે પ્રેમનો ચમત્કાર દેવોનેએ દીસવો કઠિન થઇ પડે. તે આ હતભાગી પૃથ્વીતલ પર પેટની આગની ભયંકર જ્વાળામાં બળી મરતાં નિર્બુદ્ધ માણસોની દૃષ્ટિએ તો કયાંથી પડે? આ પૃથ્વી પર પણ આવી અપાર, અગાધ, અનંત, શાંત, નિર્મળ અને સ્વચ્છ પ્રેમરાશિનું મિલન ક્વચિત્ કોઇ વખત પણ થએલું મળી આવે છે, એવું ભ્રમમય કવિ પોત પોતાના કાવ્ય–નાટય–પ્રબંધમાં લખે છે; પરંતુ પ્રત્યક્ષ સૃષ્ટિમાં આ ચમત્કાર કોઇને કદી પણ જણાતો નથી.

પરંતુ આવુંએ કલ્પનાતીત મિલન એક સમયે થયું છે. લગભગ બે હજાર વર્ષ પૂર્વે **પાટલિપુત્ર** નગરમાં આવો સંયોગ પ્રત્યક્ષ થયો છે. આનો અદ્ભુત ચમત્કાર અમે તે ઠેકાણે પ્રત્યક્ષ જોયો છે. એક દિવસ સંધ્યાકાળે, **ગંગા** નદીના કિનારા પર, **અશોક** મહારાજના પ્રમોદ વનમાં આવી જાતનાં બે હૃદયોનો સંગમ થએલો અમે જોયોછે.

## ૨.

અશોક મહારાજના તે પ્રમાદિ વનમાં બે મનુષ્ય હારવેણી ગૂંથતાં હતાં, તે પૈકી એક પુરુષ અને બીજી સ્ત્રી હતી.

બંને વચ્ચે ફૂલના ઢગલે ઢગલા પડયા હતા. મલ્લિકા, માલતી, જાઇ, જુઇ, શેવતી વગેરે ફૂલની બંને બાજુએ બેસી તે તરુણ અને

તરુણી તે ફૂલો ગૂંથવામાં અત્યંત તલ્લીન થઈ ગયાં હતાં. બંને અત્યંત સુંદર હોવાથી તેમનાં તે રમણીય રૂપ, તેમની વચ્ચેની ફૂલરાશિમાં જાણે પ્રતિબિંબિત થયાં હોય એમ જણાતું હતું; તેજ પ્રમાણે તે પુષ્પરાશિનાં મનોહર પ્રતિબિંબ પણ તે તરુણ-તરુણીનાં રમણીય શરીરની પ્રભામાં જણાઇ આવતાં હતાં. સુંદર જ્યોત્સનાથી પરિપૂર્ણ તે પુષ્પરાશિમાં તે પ્રણયિ યુગ્મનાં જ્યોત્સનામય લાવણ્યનાં પ્રતિબિંબ પડી શ્વેત પર શ્વેત અને તે પર પુનઃ શ્વેત રંગનું કંઇક વિલક્ષણ મિશ્રણ થતું હતું. ચંચલ પ્રભા પર ચંચલ પ્રભા પડી તે પર પુનઃ ચંચલ પ્રભા મળી તે સર્વ પ્રભાને 'ચંચલતર' 'ચંચલતમ' એવું અવર્ણનીય રૂપ પ્રાપ્ત થતું હતું.

તે તરુણની ઉજ્જવલ, કાળી, અને લગભગ કાન સુધી પસરેલી મોટી આંખ, એક વાર હાથમાંની માળા તરફ જોતી હતી, તો બીજી વાર તે તરુણીના મુખકમળ પર પોતાની સ્નિગ્ધ દૃષ્ટિ ફેંકતી હતી. તેની આંખની ગતિ કદી સ્થિર તો કદી ચંચલ અને કદી અળસાઈ ગએલી દેખાતી હતી. તે સ્થિર હો, ચંચલ હો, કિંવા અલસયુક્ત હો પણ તે અત્યંત મધુર, સદા સર્વદા મધુર હતી, તેમાં જરા પણ શંકા નહતી. તેમાં વક્રતા હતી, તેમાં તીક્ષ્ણતા હતી, અને તેમાં તીવ્રતા હતી, તોપણ તે સૌંદર્ય પૂર્ણ દ્રષ્ટિનો સદ્‌ગુણ હતો, દોષ નહતો. તે વક્રતામાં તેતીક્ષ્ણતામાં અને તે તીવ્રતામાં પણ વિલક્ષણ મધુરતા હતી. તે દ્રષ્ટિમાં તેના હૃદયનું મોહકપણું પણ સ્પષ્ટપણે દ્રષ્ટિગોચર થતું હતું. તેના હૃદયમાંનાં સૌંદર્ય, સ્નેહ, ધીરતા અને દ્રઢતા પણ તેની દ્રષ્ટિમાં પ્રતિબિંબિત હતાં, તરુણની તે મોટી, કાળી આંખમાંથી, જેમ ગાઢ અંધકારમય સ્થળમાં એકદમ વીજળી ચમકે તેમ વચ્ચે વચ્ચે પ્રકાશનો ચમકારો ચમકી ઉઠતો હતો. પોતાના નેત્રમાંથી પોતાની પ્રણયિની તરફ તે જે દ્રષ્ટિ ફેંકતો હતો. તે પ્રત્યેક દ્રષ્ટિનિપાતમાંથી પોતાના હૃદયમાંનાં સ્નેહ મમતા, માયા અને પ્રેમની એક સરખી વૃષ્ટિ તે તરુણી પર કરતો હતો. તેના નેત્રદ્વારે તેનું હૃદય ગળતું હતું અને તેથી જાણે તેની પ્રાણેશ્વરીને સ્નાન કરાવતું હતું !

તે તરુણની તે તરુણ પ્રાણેશ્વરી પણ તેના જેવી અત્યંત સુંદર હતી. મુગ્ધતા અને કમનીયતાની તો તે પ્રત્યક્ષ મૂર્તિજ હતી. આ વેળા તેણે જે કામ હાથમાં લીધું હતું તે તરફ ફૂલનાં હારવેણી ગુંથવા તરફ–તેના હૃદયની વૃત્તિ તદ્દન આકર્ષાઈ ગએલી જણાતી હતી. તેમજ તેના મનમાં કોઇ પણ વાત માટે કંઈ પણ વિચાર ચાલતો હોય એમ પણ જણાતું હતું. તે મુગ્ધ સુંદરીના મુગ્ધ સુંદર હૃદયમાં આ વેળા કેવા વિચાર ચાલતા હતા તે અમારાથી નક્કી કેમ કહી શકાય? પરંતુ પાસેજ બેઠેલા પોતાના હૃદયેશ્વરના હૃદયમાં પોતાને માટે વસતા અપરિમિત, કદી તલમાત્ર પણ કમી ન થનારા, નિર્મળ અને શાંત પ્રેમ માટેજ તે વેળા તે તરુણીના મનમાં વિચાર ચાલતો હતો એવું અનુમાન કરવાને ઘણાંજ અનુકુળ ચિન્હો જણાઈ આવતાં હતાં. જો પોતાના પ્રિયકરના અગાધ, અને નિરતિશય પ્રેમ માટે આ વેળા તે સુંદરીના મનમાં કલ્પના તરંગ ઉઠતા ન હોત, તો તેના કોમલ, સુંદર, સરસ અને રત્નપ્રભાસમ મનોહર ગાલ પર વચ્ચે વચ્ચે મધુર અને ગુલાબી લાલી કેમ દૃગ્ગોચર થાત? અને વચ્ચે વચ્ચે પોતાના હૃદય વલ્લભ તરફ તેની સ્નિગ્ધ અને મધુર દૃષ્ટિ કેમ ફેંકાત? ખરેખર તે મનોહર તરુણીની મધુર દૃષ્ટિ કંઇ વિલક્ષણજ હતી એમાં શક નથી. એકાદ ચંચલ સ્વભાવની સ્ત્રીની ચંચલ દૃષ્ટિ પ્રમાણે તે વક્રદૃષ્ટિથી પોતાના પ્રિયતમ તરફ જોતી નહતી, દૃષ્ટિપાત કર્યા પછી અન્ય સુંદરી પ્રમાણે તે ઝટ દઈ પોતાની દૃષ્ટિ ચોરી લેતી ન હતી, પણ જ્યારે તે રમણી પોતાના વલ્લભ તરફ જોતી તે વેળા તે પોતાની ઉજ્વળ અને મોટી આંખ તે તરુણના મુખ તરફ અત્યંત નિર્ભયપણે અને શાંતપણે માંડતી હતી, અને એવી શાંત, સ્થિર દૃષ્ટિથી તેના તરફ ઘણી વાર સુધી જોતી હતી. જાણે તે તરુણીનાં હૃદયની સર્વ વૃત્તિની એકતાન તંદ્રા અત્યંત પૂર્ણપણે પોતાના વલ્લભના મુખચંદ્ર તરફ લાગી રહેલી હોવાથી પોતાના નયન ચકોરને તે પોતાના પ્રિયતમની મુખચંદ્ર સુધાનું આકંઠ પાનજ કરાવતી હોય એવો ભાસ જોનારને થતો હતો.

તે પ્રણયિયુગ્મે આ વેળા જે કામ હાથમાં લીધું હતું, તે ઘણીજ ઉતાવળથી પુરૂં કરવાની જરૂર હોય, એમ તેમના કામ પરથી જણાતું હતું; કારણ કે તેમના હાથ ઘણીજ ઉતાવળથી ચાલતા હતા. ફૂલનાં હારવેણી ગુંથવાના કામમાં તે બંને અતિશય કુશળ જણાતાં હતાં. તે બંનેના હાથ કોઇ પણ નિમિત્તે અટકતા નહતા. તેમની દૃષ્ટિ પરસ્પરનાં મુખ તરફ વચ્ચે વચ્ચે મળતી હતી, છતાં તેથી કંઈ હારવેણી ગુંથવાના કામમાં બીલકુલ અડચણ આવતી નહતી.

તે ઉભયની વચમાં પડેલો ફુલનો ઢગલો જોત જોતમાં અર્ધ કરતાં એ કંઇક કમી થયો, ત્યારે તે તરુણે પોતાના હાથમાંનો હાર અને વેણી અત્યંત પ્રેમભાવથી પોતાની હૃદયેશ્વરીના ગળામાં અને મસ્તકપર અરોપ્યાં તે પ્રમાણે તે તરુણીએ પણ વ્યવસ્થા કરી. તે તરુણનું સર્વાંગ તરુણીના હારથી શોભવા લાગ્યું.

એજ વખતે તરુણે પ્રેમભાવે તરુણીની હનુવટી ઉંચી કરતાંજ આકાશમાં ચંદ્રોદય થયો હોય એવું તે તરુણીની દૃષ્ટિએ પડયું, પરંતુ પૃથ્વી પર પણ ચંદ્રનો ઉદય થયો હોય એવું તે તરુણીની દૃષ્ટિએ પડયું તે બંનેએ પણ આ નયન મનોહર દેખાવ જોયો અને તરતજ તેમની હૃદયવૃત્તિ મોહિત થઈ ગઈ, તેમણે આ મધુર, અતિ મધુર દેખાવ નજર ભરીને જોયો; પરંતુ તેમની આંખની અને તેમનાં હૃદયની તૃપ્તિ કેમે કરી થાય નહિ! કેટલોક સમયતો આવી સ્થિતિમાંજ ગયો,

કેટલાક સમય પછી કિંચિત્ ભાનમાં આવી તરુણે મુખ નીચું કર્યું કે તરતજ તે તરુણીએ ઝટ મોં ફેરવી કહ્યું "આ શું વારૂ!"

"શું થયું!" તરુણે આશ્ચર્યથી પૂછ્યું.

"ઉપર આકાશ તરફ જુઓ તો ખરા હવે આપણને જરા પણ વખત નથી હોં!"

"ખરેખર?"

"હવે આપણે હાર ગુંથી સત્વર સજ્જ થવું જોઇએ."

"ખરૂં છે, પણ ક્ષણભર અવકાશ છે."

એમ કહી તરુણે પોતાની હૃદયેશ્વરીને પોતાના બાહુદ્વય વચ્ચે ઝટ ખેંચી લઈ તેના કોમલ સરસ અને સ્વર્ગીય અધરનું ચુંબન લીધું અને પછી તેને છોડી તે પોતાનો હાર ગુંથવાના કામમાં લાગ્યો

પ્રિય વલ્લભની આ કૃતિથી તે સુંદરી ઘણીજ શરમાઇ ગઇ પરંતુ તરતજ ભાનમાં આવી તે ઝટ ઝટ ગુંથવા લાગી.

## અભિનયની તૈયારી — પ્રકરણ ૨ જું.

તે બનેનુ વેણી અને હાર ગુંથવાનું કામ અત્યંત ત્વરાથી ચાલતું હતું, તેમના એક હાથમાં સોયને દોરો, અને બીજે હાથે ફૂલ લેવાનું કામ ઝપાટાબંધ શરૂ થયું હતું. પાસેના ફૂલના ઢગલામાંથી તે બંને ઝટપટ ફૂલ વણી લેતાં ને યોગ્ય ફૂલની નીમણુક કરી કામ આગળ ચલાવતાં. જે ફૂલ પછી તે ફૂલ હાથમાંની વેણી કે હારમાં બેસવા જેવાં હોય, અથવા જે ઠેકાણે જે ફૂલ સુંદર દીપી નીકળવા જેવાં હોય, તે ફૂલ બરાબર તેજ ઠેકાણે યોગ્ય રીતે દીપતાં હતાં. તે બંને હાર અને વેણી ગૂંથવાના કામમાં અતિશય કુશળ હોવાથી એકવાર ઉચકેલું ફૂલ પાછું નાખી દેવાની બીલકુલ જરૂર પડતી નહિ. એક સરખાં હારવેણીનું કામ ઝપાટાબંધ ચાલતું હતું. કસાએલો અનુભવી માળી તેમની બરાબરી શું કરે!

થોડાજ વખતમાં બંનેએ પુષ્કળ હારવેણી તૈયાર કર્યાં. શુદ્ધ જાઇનાં ફૂલના હારનો એક ઢગલો થયો; મોટી મલ્લિકાના ફૂલની વેણીનો એક ઢગલો થયો; તે પ્રમાણેજ ઝીણી કુંદકળીની વેણીનો પણ એક ઢગલો તૈયાર થયો. કોઈ હારવેણીમાં બે જાતનાં ફૂલો તો કોઇમાં ત્રણ જાતનાં, અને કોઇમાં તો ચાર ચાર જાતનાં! લાલ, વાદળી, ગુલાબી, પીળાં અને લીલાં ફૂલો જથાબંધ હારમાં દાખલ થઇ જતાં હતાં. તે તરુણના મસ્તક પર જે પુષ્પનું શિરસ્ત્રાણ હતું, તે ફક્ત જુઈના ફૂલનું તૈયાર કર્યું હતું, તે શિરસ્ત્રાણની બંને બાજુએ કાન પર્યંત નાની મોગરાની માળા લટકતી હતી. જેમ જેમ તે તરુણનો હાથ

માળા ગૂંથતી વખતે જોરથી હાલતો હતો તેમ તેમ તેના કાન પાસેની મોગરાની માળા હાલતી હાલતી તેના નાક આગળ આવી તેની કર્ણે-દ્રિયને પોતાના શીતલ સ્પર્શથી અને સુવાસથી અતિશય તૃપ્ત કરી નાખતી હતી.

તે તરુણીના અંગ પર સઘળા અલંકાર ફૂલનાજ હતા. તેના હાથ પર પુષ્પનાં કંકણ અને મસ્તક પર પુષ્પનો મુકુટ હતો. ગળામાં ફૂલનો ઝુમખાદાર હાર અને બીજાં અનેક ફૂલનાંજ દાગીના હતા. કાનમાં પણ નાના પ્રકારના પુષ્પાલંકાર હોવાથી તે અપૂર્વ શોભી રહી હતી. તે હાર ગૂંથતી હતી ત્યારે, અને બીજા અનેક પુષ્પાલંકાર તૈયાર કરતી હતી ત્યારે તેના અંગ પરના તે સર્વ ફૂલના અલંકાર હાલતા ડોલતા હસતા રમતા હતા. તે બંને વચ્ચેનો ફૂલનો ઢગલો જેમ જેમ કમી થવા લાગ્યો તેમ તેમ તે બંને પણ ધીમે ધીમે અધિકાધિક પાસે આવવા લાગ્યાં, પરંતુ એ તેમના અજાણપણામાંજ બની જતું હતું. એક એક પુષ્પાલંકાર ઝપાટાબંધ તૈયાર થતો હતો. તે તૈયાર થયા પછી યોગ્ય સ્થળે મૂકવામાં આવતો હતો, અને તે ઠેકાણે તે કેવો દેખાય છે અને કેવો દીપે છે તે તે બંને ધ્યાનથી જોતાં હતાં અને હસતાં હસતાં આનંદથી તે વિષયની ચર્ચા કરતાં હતાં. તે સર્વ પુષ્પાલંકાર પહેલેથીજ નવીન ભાસતા હતા એટલુંજ નહિ પણ સ્વતઃ સૌંદર્યથી અને સૌંદર્યનિકટત્વથી તે પ્રતિક્ષણે અધિકાધિક નવીન અને રમણીય ભાસતા હતા. ક્રમે ક્રમે અને ધીમે ધીમે ફૂલો જેમ જેમ કમી કમી થવા લાગ્યાં, તેમ તેમ તે પ્રણયિજન વચ્ચેનું અંતર તેમના અજાણપણમાં કમી કમી થતું જઈ તે અત્યંત પાસે આવી ઠેપાયાં. તે બંનેની પણ અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા હતી કે તમામ પુષ્પાલંકાર મરજી લાયક નિયમિત તૈયાર થાય પછી કેટલાક સમય સુધી મનપસંદ વાતો અને હાસ્યપરિહાસ કરી પછી સ્વસ્થાને જવું; વળી પોતે નાનાં વિધ પુષ્પાલંકારોથી વિભૂષિત થઇ એક બીજાની અતિશય પાસે બેસી ફૂલપત્ર વનઉપવન આહારનિંદ્રા અને આ પાપી પૃથ્વી પરના એકેએક

વ્યવહાર ને વસ્તુનું પૂર્ણ વિસ્મરણ કરી સ્વર્ગની ઉપર જે સ્વર્ગ છે તે પર જે બીજું પુણ્યમય સ્વર્ગ છે તેના પર પણ બીજું સ્વર્ગ છે તે પરમપુણ્ય પાવન સ્વર્ગમાંનાં દેવદેવાંગના પ્રમાણે પ્રેમસુખના અપાર મોહમાં અને આનંદની અપુર્વ મોહનીમાં બેભાન રહી માનવી આયુષ્યમાં કેવળ દુર્લભ કેવળ દુષ્પ્રાપ્ય સુખસ્વપ્નની સ્થિતિમાં મૃદુમંજુલ આલાપ કરવો.

જો તે ઉભયની એ ઇચ્છા પૂર્ણ થઇ હોત, તેમની પવિત્ર ઇચ્છા પ્રમાણે તેઓ પ્રેમળ સંભાષણમાં અને હાસ્યપરિહાસમાં કેટલોક સમય ગાળી શક્યાં હોત, તો તે સંભાષણનું અગર હાસ્યપરિહાસનું યથાર્થ પવિત્ર સ્વરૂપ આપણને સમજાઈ ગયું હોત, તે ખરા પ્રણયિયુગ્મનો પ્રેમાળ સંવાદ અત્રે પ્રિય વાચકો માટે અહીં આનંદથી આપ્યો હોત; પરંતુ હજુએ પુજ્યનું ધનુષ્ય તૈયાર થયું ન હતું. હજુ પાંચ બાણુની પણ બીલકુલ તૈયારી થઈ ન હતી; હજુએ **કાંચનમાળા**ના મુકુટ પર કળસ બેસાડવાની ફૂલની જગા બરાબર તૈયાર થઈ ન હતી.

અને એટલામાં તો તમામ ફૂલો થઈ રહ્યાં!

(૧)

સંધ્યાકાળ થવાને હવે ઘણો અવકાશ રહ્યો ન હતો. ભગવાન સૂર્યનારાયણ ફિક્કા પરંતુ લાલમુંદ થઇ ગયા હતા, હજુ તેણે પાતાલમાં ડુબકી મારી ન હતી. વાયુની મૃદુ મૃદુ કોમલ લહરીથી ગંગાના વૃક્ષઃ સ્થલ પરના તરંગ જાણે પોતપોતામાંજ આનંદથી રમતાં જઇ હાલતાં ડોલતાં હોયની, એવાં જણાતા હતા.

તમામ ફુલો થઈ રહ્યાં! હવે શું કરીએ? સંધ્યાકાળ પછી ટુંક સમયમાં સંકેતનું રણશીંગ વાગશે! આ રણશીંગનો અવાજ થતાંજ સર્વેએ યોગ્ય રીતે સજ્જ થઈ '**લલિત-વિસ્તાર**' ના અભિનય માટે હાજર રહેવાની અતિશય જરૂર હતી. હવે શું કરીએ? સંધ્યાકાળ થવાને હવે ઘણો અવકાશ રહ્યો નથી. સજાવટ સંપૂર્ણ થવાને ફૂલોની જરૂર હતી, અને ફૂલો તો થઇ રહ્યાં! આ અભિનયની તૈયારી માટે બાગમાંની અર્ધ ખીલેલી કળી પર્યંત સઘળાં ફૂલો ચૂંટેલાં હોવાથી 'ફૂલ' નામને લાયક એક પણ ફૂલ આ વેળા બાગમાં સિલક ન હતું.

**કુણાલ** અને **કાંચનમાળા,** આવી સ્થિતિમાં બે બાકળાં થઇ આમ તેમ ચારે બાજુએ ચંચલ દૃષ્ટિથી જોવા લાગ્યાં. કોમલ દુર્વાંકુરથી આચ્છાદિત થએલો સપાટ ભૂમિભાગજ ચોમેર તેમની દૃષ્ટિએ પડયો. તે દુર્વાંકુરના કાળાશ મારતા લીલા રંગમાં આકાશની વાદળી આરક્ત પ્રભાની છાંયા પડી. તે મિશ્ર રંગની કંઇક વિલક્ષણ શોભા જણાતી. અશોક, કિંશુક, કુરબક, બકુલ, નાગ, પુન્નાગ વગેરે અનેક જાતનાં વૃક્ષ વાયુલહરી સાથે નાનાં મોટાં આંદોલન પામતાં હતાં. દેવદારની જાતનાં નાનાં વૃક્ષ, વાયુ સાથે ક્રિડા કરી સૂ સૂ શબ્દ કરતાં હતાં. પોતાના હૃદયમાં આસમાની અને લાલ આકાશનું સુંદર પ્રિતિબિંબ ધારણ કરી **ગંગા**ના પ્રવાહમાં નાની નૌકાની હારની હાર, કીડીની હાર પ્રમાણે આનંદે નૃત્ય કરતી ચાલતી હતી. તેમાંના નાવિક ઉમંગના ઉમળકામાં આવી ગીત ગાતા ગાતા હલેસાં મારતા જતા હતા. તેમનાં ગીતના દૂરથી સંભળાતા ક્ષીણ ધ્વનિના તરંગ, **ગંગા**પરની વાયુલહરીથી શીતલ અને સંમિશ્ર થઇ કાન પર મૃદુમૃદુ આઘાત કરતા હતા.

**કુણાલ** અને **કાંચનમાળા** આ સઘળા દેખાવ જોતાં હતાં, પરંતુ તેમના મનને એક પ્રકારની ઉત્કંઠા અને ચિંતા લાગી રહેવાથી આ સુંદર દેખાવનો મર્મ ગ્રહણ કરવાની તેમનામાં શકિતજ રહી ન હતી; એમ કહીએ તો ચાલે. તેમનું તમામ લક્ષ હવે ફૂલ તરફ લાગી રહ્યું હતું. બાગમાંથી ભિન્નભિન્ન વૃક્ષલતા, કુંજનિકુંજ અને અન્ય જગાની તે ફુલોમાટે અતિશય ત્વરાથી ઝડતી લેવા લાગ્યાં. પરંતું આ કારભાર પહેલેથીજ સંપૂર્ણ વસુલ કરવામાં આવેલો હોવાથી તેમને કોઇ પણ ઠેકાણે એક સરખુંએ મળ્યું નહિ. સમયતો સપાટાબંધ જતો હોવાથી અભિનયનો ઠરાવેલો સમય અધિકાધિક પાસે આવવા લાગ્યો તેથી તે બંનેની ચિંતા પણ પ્રતિક્ષણે અધિકાધિક વધવા લાગી. ચિંતાની સાથે તેમના પગની ત્વારા પણ વધવા લાગી, પરંતુ ફૂલો હતાંજ કયાં !

ત્યારે તે બંનેએ પોતપેતાના અંગ પરથી પુષ્પાલંકાર કાઢી પાસેની એક સંગેમરમરની બેઠક પર મૂકયા. **કાંચનમાળાનો અલંકાર**

જમણી બાજુએ અને કુણાલનો ડાબી બાજુએ, એમ મુદ્દામ સંકેતથી તેમણે મૂકયા.

પછી તે બંને કિંચિત્ ઉત્તર તરફ ફૂલની શોધ માટે નીકળ્યાં. અલ્પ સમયમાં પાસેના એક ડુંગર તરફ તેમની દૃષ્ટિ ગઇ. એટલે તરતજ **કાંચનમાળા** હર્ષના આવેશમાં બોલી ઉઠી "આ આમ જોયાં કે ?"

પોતાની પ્રિયતમાના મુખકમલ તરફ જોઈ **કુણાલ** બોલ્યો "હા-"

"જેણે આ ફૂલો એકઠાં કર્યાંને, તેણે બાગમાંનાં તમામ ફૂલ એકઠાં કર્યાં, એમ મને લાગે છે સમજ્યા કે ?"

"ઉધાકુંજ છે. અતૃપ્તને એમજ લાગે કે અધિક શ્રમ કરવો" **કુણાલ** હસીને બોલ્યો.

તેના તરફ લક્ષ ન આપતાં **કાંચનમાળા** બોલી "ડુંગર પર ચઢતાં ઘણો શ્રમ પડે માટે તે પરનાં ફૂલો કોઇએજ એકઠાં કર્યાં નથી એમ દેખાય છે, તો ડુંગર પર જઈશું કે ? ઉપર જઇશું તો આપણને જોઇએ તેટલાં ફૂલો નકકી મળશે. ચાલીશું કે ?"

"**કાંચન** ! તારી સાથે સ્વર્ગારોહણ કરવાનીએ મારી તૈયારી છે !" એમ કહી **કુણાલે** પોતાની પ્રિયતમાનો હાથ, હાથમાં લીધો, અને તેણે તેજ સમયે ડુંગર ચઢવાનો પ્રારંભ કર્યો,

તે ડુંગરના શિખર પર જવાના બે રસ્તા હતા, તે પૈકી એકની આજુબાજુ ખૂબજ ઘાડું અરણ્ય હતું. ઝાડ ઝાડવાં, જંગલીવેલા, જાળાં, નાના પ્રકારનાં નાનાં મોટાં ફૂલ ઝાડો, અન્ય વૃક્ષો અને ખૂબ ઉંચું ઉગેલું ઘાસ, આ વનભાગમાં એટલાં વિલક્ષણ ધીચ હતાં કે તેમાંથી પેલીગમ કંઈજ જણાતું નહતું. પરંતુ એ માર્ગમાં આજ માર્ગ પાસેનો, અને આ પ્રેમીયુગલ પાસે તો સમયનો પૂર્ણ અભાવ. વળી ગમે તેમ કરીને પણ ફૂલો હસ્તગત કરવાની વિલક્ષણ ઉત્કંઠા. આથી તેમણે ક્ષણભર વિચાર કરી એજ માર્ગનું અવલંબન કર્યું.

**કુણાલ** અને **કાંચનમાળા** તે વનજટિલ માર્ગે આઠ-દસ પગલાં ગયાં નહિ ગયાં, એટલામાં ખીજવાએલા નાગના ઘોર ફૂત્કાર

જેવો ધ્રુજાવી મૂકનાર અવાજ તેમના કાને આવ્યો. પરંતુ એ માર્ગે આવા કોઇ પણ પ્રકાર અનુભવવા પડશેજ, એવી તેમની પ્રથમથીજ માન્યતા હોવાથી અને તેમને પોતાના કાર્યની અતિશય કાળજી હોવાથી તે ફૂત્કાર તરફ તદ્દન લક્ષ ન આપતાં તે ઉભય આગળને આગળ ચાલ્યાં.

તે હજુ થોડા અંતર પર ગયાં નહિ, તેટલામાં, કોઇ ઠેકાણે ઝાડનો થોડો બહુ પાલો ચુંટાએલો છે, તો કોઈ ઠેકાણે ઝાડની ડાળીઓજ તોડેલી છે અને કોઇ ઠેકાણે ઝાડ નીચે ફૂલોજ છુંદાએલાં છે એવા દેખાવ તેમની દૃષ્ટિએ પડયા.

તે જોઇ **કાંચન** બોલી "આપણો પહેલો તર્ક ખોટો હોં કે! થોડા સમય પૂર્વે કોઈ પણ અહીં આવી ગએલાં હોવાં જોઇએ, એમ દેખાય છે."

"તું કહે છે તે સત્ય છે!"

કંઈ પણ વધુ ન બોલતાં તે પ્રણયિયુગલ આગળ ચાલ્યું. થોડુંક આગળ જતાંજ તેમની દૃષ્ટિએ એવું જણાયું કે એક નાની ઝાડીનાં પાનનાં પાન તોડી પાડયાં હતાં. તે ઝાડી નીચે પડેલો પાંદડાનો કચરો પગે પગે કચડાઇ ગએલો જણાતો હતો.

તે જોઇ **કુણાલ** બોલ્યો "જોયું કે આ? જે કોઇ ડુંગર ઉપર આવ્યાં હતાં તે આ ઝાડી નીચે બેઠેલાં હતાં અથવા ઉભાં હતાં. આ નીચે જે પાંદડાંનો પસારો, એ પરથી શું અનુમાન નીકળે છે?

આપનું કહેવું ખરું છે! પણ આગળ ચાલો. આપણને અહીં ઉભાં રહેવાનો સમય નથી."

હજુ થોડો ડુંગરનો ભાગ ચઢયા પછી તેમને સમજાયું કે **કાંચનમાળા**એ પહેલાં જે અનુમાન કર્યું હતું તેજ ખરું હતું. ફૂલ એકત્ર કરવા આવેલાં માણસો અધિક ઉંચે-અધિક દૂર ગયાંજ ન હતાં ડુંગરના ઉપલા ભાગ પર જોઇએ તેટલાં ફૂલો હતાં. ડુંગરના શિખર પર્યંત નિરનિરાળી તરેહનાં ફૂલઝાડ ફૂલોથી આચ્છાદિત થએલાં હોવાથી

જાણે આકાશમાંના 'હલકા' વાયુને પણ પોતાનાં ફૂલોની સુગંધીથી સુવાસિત કરી નાખતાં હતાં!

તે ફૂલોની અતિશયતા દૃષ્ટિએ પડતાંજ તે ઉભયને અત્યંત આનંદ થયો. હાથમાં આવે એવાં આસપાસનાં ફૂલો ચપચપ તોડી કાંચન પોતાંના ખોળામાં અને કુણાલ પોતાના ઉત્તરીયમાં એકઠાં કરવા લાગ્યાં. ફૂલો જોડવા પ્રમાણે તોડવાના કામમાં પણ તેમના હાથ કુશળ અને ચપળ હોવા જોઇએ એમ જણાતું હતું. પરંતુ એ કામ ફૂલો જોડવાના કામ જેટલું કઠિન અને ચતુરાઇનું ન હતું. ચૂંટતાં ફૂલ ફાટે નહિ એટલી કાળજી રાખી કે બસ! ગરીબ બિચારાં ફૂલ!અંગપર હાથ પડતાંજ ચટદઇ તે હાથમાંજ આવતાં!

ફૂલ તોડી એકત્ર કરવાનું કામ ઝપાટાબંધ શરૂ થયું. ફૂલનાં ગુચ્છપર હાથ નાખવો, તેને ચૂંટવાં અને વસ્ત્રમાં નાખવાં! આ ફૂલ તે ફૂલ. ત્યાં પેલો ફુલનો મનોહર ગુચ્છ, અહીં આ રમણીય પુષ્પ સંભાર એમ કરતાં કરતાં તે જોડી હાલતી ડોલતી આમ તેમ જતી હતી અને ફૂલના ભારથી તેનાં વસ્ત્ર અધિકાધિક ભારાક્રાંત થતાં હતાં. ખરેખર તેમની તે ચંચલ પદગતિ આગળ નૃત્યકલાપટુની શી બડાઈ! નૃત્યકલામાં અમે પૂર્ણ પારંગત છીએ એવી વૃથા ઘમંડ રાખનારી ભરતખંડની નૃત્યદેવીઓ! તે વેળા તે પ્રણયિયુગલે ચલાવેલું ફૂલ એકત્ર કરવાનું કામ જોવાનું ભાગ્ય જો તમને પ્રાપ્ત થયું હોત, તો તમારો નૃત્યકલા સંબંધીનો ગર્વ કયારનોએ ગળી ગયો હોત! ઘડીમાં અહીં. ઘડીમાં તહીં, ક્ષણાર્ધમાં આ ઘટાની આ બાજુ, ક્ષણાર્ધમાં પેલા ડુંગરની પેલી બાજુ! ચટ દઇ ટોચને ઉપલાણે તો પટ દઇ શિલાને મથાળે! અન્ય સમયે કુણાલ જે પ્રમાણે પોતાની પ્રણયિનીની પ્રેમળ મૂર્તિને પોતાના હૃદયમાં જોતો હતો—ક્ષણમાં તે મૂર્તિએ પ્રેમભારથી નૃત્ય કરતાં આવવું, ક્ષણમાં નજર બહાર નીકળી જવું, સ્થિર અને શાંત તો પળભર પણ રહેવું નહિ—તે પ્રમાણેજ આ વેળા પણ પ્રત્યક્ષ દેખાવ જોવાનો મળવાથી તેમાં તે અત્યંત રંગાઇ ગયો હતો. છતાંએ

તે સ્થિર ગંભીર ક્યાં હતો ? બંનેના પગમાં આ વેળા જાણે વિધુલ્લતાજ ચમકતી હતી ! તે ઉભય પહાડ પર ચપચપ ચપચપ ચઢી જતાં, ફૂલો તોડતાં અને ઝટ દઇ નીચે આવતાં.

ઉભી રહે **કાંચન** ! ઉભી રહે ! આટલી વિલક્ષણ ઉતાવળ કર નહિ ! **કુણાલ** ! તું તો જરા ઉભો રહે ! આટલી ત્વરા શા માટે કરે છે ? જરા બંને ઉભાં રહો ! તમારૂં આ હૃદયંગમ સ્મિતિનું ચટદઇ ચિત્ર પાડી લઉં ! અફસોસ ! આ વેળા મારૂં કોણ સાંભળવા બેઠું છે ! તમે બને શાનાં અટકો ! અને મારે પણ તમને આ વેળા અટકાવવાનો ભળતોજ આગ્રહ શા માટે કરવો ? તમને કામની ઉતાવળ છે તે હું કંઇ જાણતો નથી ? જાઓ. તમને જોઇએ તેટલાં ફૂલ ઝપાટાબંધ તોડી લાવો અને તમારા ધનુષ્ય, બાણ અને પુષ્પમુકુટના રહેલા ભાગ ઝટપટ તૈયાર કરો. કોઇના નેત્રસુખ માટે તમે હવે જરાએ અટકો નહિ. જે મહત્કાર્ય માટે તમે આ નિરતિશય પરિશ્રમ ચાલુ રાખ્યો છે તે તમારો પરિશ્રમ સફળ થાઓઃ તે પરિશ્રમથી સ્વતઃ કૃતાર્થ થઇ ત્રિભુવનને પણ તમે કૃતાર્થ કરો. એવો મારો વિધર્મી બ્રાહ્મણનો આશીર્વાદ જો તમને ગ્રાહ્ય લાગે તો તમને પૂર્ણ આશીર્વાદ છે.

ક્રમે ક્રમે ફુલ વીણતાં વીણતાં ગંધર્વ–અપ્સરા પ્રમાણે ઉજ્જવલ કાંતિનાં દેવ–દેવાંગના પ્રમાણે **કુણાલ** અને **કાંચનમાળા** છેવટે તે પર્વતના શિખર પર્યંત ચઢી ગયાં. તેમને જોઇએ તેટલાં ફૂલ હવે એકઠાં પણ થઈ ગયાં હતાં. ડુંગરના મથાળાપર વિશ્રાંતિ લેવા સંગેમરમરના પત્થરની મોટી મોટી શિલા પડેલી હતી. તે પર તે બેઠાં અને પોતાના ખોળામાંથી અને ઉત્તરીયમાંથી ફૂલો કાઢી અપૂર્ણ ધનુર્બાણાદિ તૈયાર કરવામાં પુરાં નિમગ્ન થઇ ગયાં. રાજહંસ આકાશમાં સ્વછંદે મોટાં ચક્કર મારતાં મારતાં અને તરતાં તરતાં ઘણેજ દૂર સુધી આવી પહોંચ્યાં હતાં. તેમની દૂધના ફીણ જેવી શુભ્ર પ્રભામાં નીચેની પૃથ્વી સ્નાન કરી પાવન થવા લાગી. અત્યંત શીતળતા અને પ્રચુર સુગંધ

દેનારો મલયવાયુ દક્ષિણ તરફથી આવી, ગંગાપાર થઈ તેમને થંડોગાર પવન નાખવા લાગ્યો. ધનુર્બાણાદિ વસ્તુ બની શકે તેટલી ત્વરાથી તૈયાર થતી હતી.

તે ખુલ્લા, પવિત્ર ગિરિશિખર પર તે પ્રણયિયુગલનાં અમાપ, પવિત્ર હૃદય, અધિક ખુલ્લાં થયાં. **કુણાલે** હાંક મારી "**કાંચન**—"

"શું કહો છો!" મૃદુ સ્મિત કરી **કાંચનમાળાએ** પુછ્યું.

"**કાંચન**, જે સમયે હું આ પર્વતના શિખર પર આવુંછું તે તે વેળા મને તે દિવસની હકીકતનું સ્મરણ થયાવિના રહેતું નથી",

"સઘળું સમજી!" રીસનો આવિર્ભાવ આણી **કાંચન** બોલી.

"શું થયું? શુ સમજી?"

"મને અહીં ફરી આવવા દેવી નથી એવાજ વિચારથી તમે આ બધી વ્યવસ્થા ચલાવેલી જણાય છે"

"નહિ **કાંચન**, તેવું નથી—"

"તો પછી શું?"

"અહીં આવતાંજ તે વાતનું સ્મરણ આપોઆપ થાય છે તેનો ઈલાજ શો? તે દિવસે ગયાશિર્ષ પર્વત પર શિકાર કરવા ગએલો હોવાથી—"

તરતજ હાથમાંથી પુષ્પવસ્તુ નીચે નાખી, કાનમાં આંગળી ઘાલી **કાંચનમાળા** બોલી "જાઓ જાઓ! આ મેં કાનમાં આંગળી ઘાલી. જાઓ સાફ કહું છું!"

પોતાની પ્રિય વલ્લભાની તે બાલીશ લીલા જોઈ મૃદુ સ્મિત કરી **કુણાલ** બોલ્યો "કેમ વારૂ **કાંચન**? તારો આવો આ ભળતોજ આગ્રહ કેમ? જે દિવસે મને મારા ધર્મનો લાભ થયો, જે દિવસે **કાંચન**! મારા જીવની જીવલગ! તારાં પ્રથમ દર્શન થયાં, તે શુભ દિવસની કથા સાંભળવાને તું આટલી નાખુશ કેમ તે મારા ધ્યાનમાં બીલકુલ આવતું નથી **કાંચન**!"

**કાંચનમાળા** પટદઇ પોતાના હ્રદયનાથ પાસે ગઇ, અને પોતાના મૃણાલ જેવા કોમળ બાહુથી તેના કંઠને ઘટ્ટ આલિંગન દીધું. **કાંચનને** આ વેળા અતિશય દુઃખ થએલું હોવું જોઇએ એમ જણાતું હતું. ગદ્‌ગદિત સ્વરે તે બોલી "હ્રદયેશ્વર! તમને વારૂ આ શી બળતીજ શંકા-?"

" શાની શંકા **કાંચન** ?"

" એજ કે જેમાં મારા હ્રદયેશ્વરને આટલો વિલક્ષણ આનંદ, તે વાત માત્રસાંભળવાને પણ હું નાખુશ ! એમ કેમ બને વારૂ ? "

"તો પછી કેમ ?" **કુણાલ** હસીને બોલ્યો.

"ખરેખરે, તેવું કંઈ નથી-તોપણ-"

"તોપણ શું ?" **કાંચન** તરફ સ્નિગ્ધ દ્રષ્ટિએ જોતો **કુણાલ** બોલ્યો.

"તેમાં તારી સ્તુતિની વાતનીજ ઘણીખરી ભરતી છે, તો તે સાંભળવાને તું આટલી નારાજ કેમ ?"

"ના ના-તેવુંએ કંઇ નથી !"

"તો પછી શું છે ?

**કાંચનમાળા** નીચું જોઇ બોલી " મારીજ વાત અહીં શુ કરવા કાઢવી જોઇએ ? બહુ થાય તો તમારી પોતાનીજ વાત કહેવી જોઇએ ! "

પ્રિય વલ્લભાનું નીચું નમેલું મુખકમળ ઉંચું કરી **કુણાલ** હસીને બોલ્યો " હવે એવું બનવું શકય છે કે **કાંચન** ? "

" કેમ વારૂ ? "

" **કાંચન** " તે દિવસથી મારી ને તારી વાત તદ્દન એકજ નથી થઇ ? મારી વાત કહી તોપણ તે તારીજ થઇ, અને તારી વાત તે મારીજ થઇ. શું એમ નથી ? "

**કાંચન** કિંચિત્ હસીને બોલી " તદ્દન ખરૂં-તદ્દન ખરૂં ! મારૂં સમાધાન કરવા ઠીક યુકિત કાઢી ! બોલો જે ગમે તે ! તમારે જે કહેવું હોય તે તમે કહો-તે પછી મારેએ જે કહેવું હશે તે હુંએ કહીશ કેમ એ કબુલ છે ને ?

**કુણાલ** હસીને બોલ્યો " તારી કઈ વાત મને અમાન્ય છે, કે તારી આ ઇચ્છાએ મને અમાન્ય થાય ? **કાંચન**, મારૂં હૃદય ઘણુંજ ઉભરાઈ રહ્યું છે માટે મને તે સર્વ વાતોની પુનરાવૃત્તિ કરવા દે. તે વાતને લગભગ આઠ વર્ષ થયાં. ફાલ્ગુન માસ હતો. શુદ ચતુર્દશીનો દિવસ. શિકાર કરતાં કરતાં તેની ધુનમાં હું ગયાશીર્ષ પર્વતના શિખર પર્યંત પહોંચી ગયો. ત્યાંથી નજર નાખતાંજ મને એવું જણાયું કે એક ઠેકાણે વાઘ-વાઘણની જોડી આનંદે આરામ લેતી પડી છે ! મારી ધીરજ રહી નહિ. હું તેજ ક્ષણે ઘોડેસવાર થઇ તે વાઘ પર ચડાઇ કરી ગયો. તે વાઘ કંઈ સામાન્ય નહતા. તેમણે ઠીક સમાચાર લીધા. ઘણા સમય સુધી તેમની મારી ખુબ ઝટાપટી થયા પછી, તેમના તીવ્ર જોમદાર પંજાના ભયંકર પ્રહારથી ઠેકઠેકાણે છિન્નભિન્ન થઇ હું અચેતન પડયો હતો. એટલામાં મને એવું સ્વપ્નું આવ્યું કે એક વૃદ્ધ તપોધન ઋષિની આજ્ઞાથી તે વાઘ, પાળેલા કુતરા પ્રમાણે તેનું અંગ ચાટવા લાગ્યા. મને આવો બેભાન પડેલો જોઇ, અપ્સરાનેએ લજાવનારૂં રૂપમાધુર્ય જેના અંગે ખીલી રહ્યું છે, એવી એક **દેવકન્યાને** તે ઋષિવર્યે મારી શુશ્રુષા કરવાને કહ્યું. તે દેવસુંદરીએ મને ધીમે ધીમે ઉંચકી એક મોટા જંગી વડના ઝાડ નીચે લાવી કુમળાં પાંદડાંની બિછાત પર ધીમેથી સુવાડયો. હું ધીમે ધીમે આમતેમ ચોતરફ ક્ષીણ દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યો, તો સ્વપ્નામાં થોડા સમય પૂર્વે જોએલો તમામ દેખાવ તદ્દન ખરો જણાયો ! તે મોટા જંગી વડનું ઝાડ આબેહુબ તેવુંજ ! અપ્સરાની રૂપરાશિને લજાવનારૂં લાવણ્ય જેના અંગમાંથી નીતરે છે એવી તે દેવબાળા પણ તેજ ! અને શુભ્ર દાઢીમૂછવાળા, રક્તવસ્ત્ર પરિધાન કરેલા ઋષિ જેવા ભવ્ય, દિવ્ય અને વૃદ્ધ તપસ્વીએ તેજ ! તે તપોનિધિની બંને બાજુએ મારી આવી દશા કરી મૂકનારા તે વાઘો તેમના પગ ચાટતા ઉભા હતા. તે ઋષિવર્ય મોઢેથી કંઈ પવિત્ર સ્મૃતિમંત્ર બોલતા હતા. તેમની શુદ્ધ અને દિવ્ય વાણીથી ઉચ્ચારેલા તે સ્તવમંત્રોથી મારૂં હૃદય અત્યંત ગળી ગયું. હું તે તપોનિધિનાજ આશ્રમમાં રહ્યો. અહાહા ! તે તેવા પરમ સુખના અને

દિવ્યાનંદના દિવસ પુનઃ કોઇને કદીએ પ્રાપ્ત થશે કે ? તે પછી એક દિવસ તે સુંદર દેવકન્યા સાથે હું ગયાશિર્ષ પર્વતપર ગયો. ત્યાં તે મારી સાથે કેટલું બધું બોલી. પછી રોજ રોજ અમે તેજ પર્વત પર ફરવા જવા લાગ્યા. મને જીવદાન આપનારા તે તપોનિધિના ઉપદેશામૃતથી, તે દેવકન્યાની શાંત શીતળ વાણીના પ્રભાવથી અને મારા મનના પરિવર્તનથી મને પ્રથમજ એવું જ્ઞાન ઉત્પન્ન થયું કે ઐહિક વગર બીજી પણ કંઇ વસ્તુ છે. ભોગ સિવાય પણ આ જગત્ ઉત્કૃષ્ટ રીતે ચાલી શકે છે. મનુષ્યની આકાંક્ષાઓને ઉચ્ચ ઉચ્ચ વાતાવરણમાં વિહાર કરતાં આવડે છે. તેમને અપેક્ષાથી પણ પર અત્યંત સૌંદર્ય પ્રાપ્ત થઇ શકે છે! ધીમે ધીમે તે તપોદેવના અનુગ્રહથી મને ત્રિરત્નનો લાભ થયો અને તેની સાથે આ ચોથું રત્ન પણ હું અભાગીને પ્રાપ્ત થયું અને મારો પરમ ભાગ્યોદય થયો !

મધુ સ્મિત કરી **કાંચનમાળા** બોલી "બસ થયું ! હજુ કહેવાનું કેટલુંક રહ્યું છે ?"

**કુણાલ** આગળ બોલવા લાગ્યો "તે પછી, મેં સ્વધર્મનો ત્યાગ કર્યો તેથી પિતાજીએ મને દેશપાર કર્યો. પછી હું કેટકેટલા દેશોમાં ફર્યો ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાંથી અને અવસ્થામાંથી હું પસાર થયો; પરંતુ મને સર્વદા એવોજ અનુભવ થતો ગયો કે ઘરમાં કે બહાર, વનમાં કે ઉપવનમાં, સ્મશાનમાં કે વસ્તીમાં, ઉઘાડા મેદાનમાં કે ઝાડ નીચે, અને તૃણના પથારા પર કે સુવર્ણની સુખ શય્યા પર, **કાંચન**! મારી પ્રાણ! તું એકરૂપ, એક જીવ, એકાકાર અને સમાનજ છે !"

**કાંચન** કૃતિમ તીવ્ર દૃષ્ટિથી પોતાના પ્રિયકર તરફ જોઈ બોલી "એ સઘળું ખરૂં એમ હું માની લઉં છું; પણ તે ગુણ કોનો ? તમારો કે મારો ?"

"તારો—પ્રિયતમા ! સોવાર—હજારવાર—તારો ! આજે આ પર્વત પર આવતાંજ પૂર્વની આ તમામ વાતનું મને સાહજિકજ

સ્મરણ થયું. જે દિવસે મને નિરત્નનો લાભ થયો, જે દિવસે તારા જેવા શતત્રિભોવનની કિંમતના રત્નનો મને અપ્રતિમ લાભ થયો, જે દિવસે મારામાં ઐહિક અને પારત્રિક સુખનું બી રોપાવ્યું, તો તેમાં નવીન શું છે ? કારણ તે એક દિવસ તેવોજ હતો અને આપણ એક તેવોજ દિવસ છે. કહે, **કાંચન** ! કહે વારૂ, તને એ પૈકી કયો સારો લાગે છે !"

રૂંધાએલે કંઠે **કાંચનમાળા** બોલી "જીવિતેશ્વર ! જે સમયે પ્રતિદિવસ એક વનમાંથી બીજા વનમાં અને એક પર્વત પરથી બીજા પર્વત પર, વાઘનો શિકાર કરતીવેળા વાઘની પીઠ પર ભાલાબરછીનો ચુરાડો કરતાં, તેજ પ્રમાણે તેનીજ પીઠ પર આરૂઢ થઇ આ ડુંગરના શિખર પરથી તે ડુંગરના શિખર પર ઉડ્ડાણ લેતાં હું મારા આ હૃદયના વીરને જોતી હતી, અને પિતાજીની સાથે સદ્ધર્મના અનુષ્ઠાનમાં મારો સમય વ્યતીત કરતી હતી તે ભાગ્યના સમયનું સ્મરણ થયું કે હૃદય આનંદથી પૂર્ણ ભરાઇ આવે છે અને તેની આગળ મનને કશાનું પણ ભાન રહેતું નથી. પ્રિય ! તે સમયે પણ મારા સંબંધથી તમને કેટલું સુખ લાગતું હતું ! તે વેળા મારો તમારો પરિચય કમીજ હતો, પણ બોધિવૃક્ષના થડ આગળ આવ્યા પછી મારી સાથે નિદાન બેચાર ઘડી પણ વાત ચીત કર્યા વગર તમે જતા ન હતા ! ખરેખર, તમારા કહેવા પ્રમાણે તે દિવસ કદી પણ વિસ્મરણ ન થવા જેવો ખરોજ ! જે દિવસની હકીકત કહેવામાં તમને હંમેશ વિલક્ષણ આનંદ લાગે છે, તે દિવસે તમે વાઘના નખથી છિન્ન ભિન્ન થઈ અપાર યાતના ભોગવતા હતા, તે વેળા પિતાજીએ આવી તે યાતના-માંથી આપને મુક્ત કર્યા, ત્યારે તમને થતી તે અનંત ભયંકર યાતના જોઇ મારા હૃદયને જે કંઈ વિલક્ષણ વેદના થતી હતી તેનું વર્ણન કોઇ પણ શબ્દથી કદી પણ થઈ શકવાનું નથી તે પછી તમને બેભાન સ્થિતિમાં હું બોધિવૃક્ષ નીચે લઇ ગઇ, તે વેળા કોણ જાણે કેમ, મારા મનને કંઈ વિલક્ષણ અને અતિ અનનુભૂત આનંદ થયો, તેજ ક્ષણે તે

બોધિવૃક્ષ પણ એકાએક ખીલ્યુ ! તેની તે અવર્ણનીય શોભા કેવળ મેંજ એકલીએ જોઇ એવું નથી, પણ પિતાજીએ પણ તે જોઇ. બોધિવૃક્ષ તરફ અને તમારા તરફ જોઇ પિતાજી આનંદથી બોલ્યા "બાળા ! આ રાજકુમાર તરફથી સદ્ધર્મના યશની વૃદ્ધિ થયા વગર રહેવાની નથી !" સાચું કહું છું નાથ ! પહેલેથીજ મારૂં મન તમારા પર જડાયું હતું; તે પ્રમાણે તમારો અનુરાગ મારા પર પણ જડાયો હતો. એ વાતની મને ખબર નહતી એમ નહતું પણ કેવળ ભોગજ જે પ્રણયનો હેતુ છે, તે પ્રણયને ઠેકાણે મારા હૃદયની પ્રવૃત્તિ હોવી શકયજ નહતી. જે વેળા મેં સાંભળ્યું કે તમારાથીજ મારા વહાલા સદ્ધર્મનો વિસ્તાર થવાનો છે, તમારા હાથથી '**अहिंसा परमोधर्म**' નો અતિશય પ્રચાર થવાનો છે, અને સર્વ જીવમાત્રમાં સમજ્ઞાનનો વિસ્તાર થવાનો છે, તે વેળા તમારા હૃદય સાથે મારા હૃદયનો સંયોગ થાઓ એવી મારા મનમાં અત્યંત ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ, અને પિતાજીના અનુગ્રહથી, ત્રિરત્નના પ્રભાવથી અને તમારી સહૃદય અનુકંપાથી તે શુભમિલન સત્વર થઇ પણ ગયું. હૃદયેશ્વર ! તમારી સાથે આ મારૂં ચિરવાંછિત મિલન થયા પછી મારો એક દિવસ પણ દુઃખમાં ગયો નથી. હવે તમને જેમજેમ સદ્ધર્મપ્રચારમાં અધિકાધિક જશ મળતો જશે, તેમ તેમ મારા આનંદની સીમા પણ વધતી જશે ! જીવનવલ્લભ ! તમને ખરૂં કહું તો સદ્ધર્મનો પ્રચાર અને આપનો મારા પરનો અતુલ પ્રેમ, એ બેમાં હું એટલી નિમગ્નતથઇ ગઇ છું, કે મને હવે જગમાં કોઇ પણ જાતની ચિંતા રહી નથી !"

આ પ્રમાણે શુદ્ધ પ્રેમથી પરિપૂર્ણ અને પ્રેમી હૃદયોને વિલક્ષણ મોહ પમાડનારો તેમનો પ્રેમસંવાદ કેટલોક સમય ચાલ્યો હતો. આ અવર્ણનીય મોહમાં તેમનાં હૃદય સંપૂર્ણ રંગાઇ ગયાં. તે સમે ઉંચા પર્વત શિખર પર શાંત વાયુની લહરી અહીં તહીં ભ્રમણ કરતી હતી. ઉપર ઉંચા, નિર્મલ આકાશમાં તારકોની ઉજ્જવલ જ્યોતિ દ્રષ્ટિગોચર થવા માંડી હતી. આ પ્રણયિયુગ્મના અગાધ, અપાર, અનંત અને શાંત

પ્રણયનું જગ એ જાણે પ્રતિબિંબ બન્યું હતું! રાત્રિકીટકનો અવાજ જાણે તે યુગ્મના પ્રણયથી પરિપૂર્ણ ભરેલા હૃદયની સ્વરલહરીનો પ્રતિધ્વનિજ લાગતો હતો!

[૨]

**કુણાલ** અને **કાંચનમાળા** વચ્ચે જે પ્રણયસંવાદ ચાલતો હતો, તેથી તેમનાં હૃદયમાંના પ્રેમસાગરમાં ભરતી આવી હતી! પાછલી અનેક વાતો સાંભરી આવવાથી તેમનાં મન એક પ્રકારના વિલક્ષણ સુખના મોહમાં તલ્લીન થઇ ગયાં હતાં. તે પ્રેમસંભાષણની પૂર્ણતામાં ક્રમે ક્રમે તેમનાં હૃદય આ મર્ત્યલોકમાંથી કયારનાંએ ઉડ્ડાણ મારી સુખપ્રચુર સ્વર્ગલોકમાં ગયાં હતાં ત્યાંથી ક્રમે ક્રમે પ્રેમની પાંખના અપાર બળ પર તેમણે ભુવર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક વગેરે સાતસેં સ્વર્ગમાંથી ઉડી જઇ સૂક્ષ્મ, અત્યલ્પ, સુખમય અને મોહમય પ્રેમધામમાં પ્રવેશ કર્યો હતો. તેમનાં પ્રેમી હૃદયો પરની મૃત્યુલોકની સત્તા કયારની નહિવત્ થઇ હતી. આપણને શરીર છે કે નહિ, તેની પણ તેમને સુધ રહી નહતી. તેમને માત્ર ત્રણ વસ્તુઓનુંજ જ્ઞાન રહ્યું હતું. એક અમૃતમય, સુખમય અને કંઇક અવર્ણનીયમય સ્વરલહરી; એક અમૃતમય, સુખમય અને કંઇક અવર્ણનીયમય આત્મા; અને તે સાથેજ તેના જેવોજ અમૃતમય, સુખમય અને કંઇક અવર્ણનીયમય એક બીજો આત્મા! એ સર્વ પરસ્પર સામે રહી પરસ્પરમાં ઘાતપ્રતિઘાત કરતા હતા.

આવી રીતે કેવળ અનિર્વચનીય બ્રહ્માનંદમાં **કાંચનમાળા** અને **કુણાલ** હતાં. એટલામાં દૂર કોઇક વાદ્ય વાગવા માંડયાં; અને હવે અભિનયનો સત્વર આરંભ થશે, એવું સૂચવનારારણશીંગનો કર્કશ, જોરદાર ધ્વનિ પણ થયો. તે ધ્વનિએ તેમને આ પાપપૂર્ણ પૃથ્વીના અસ્તિત્વનું સ્મરણ કરાવ્યું. પૃથ્વી પરના વાયુના સ્પર્શનો તેમને હવે અનુભવ થવા લાગ્યો પરંતુ સ્વર્ગમાંથી એકાએક પૃથ્વી પર ઉતરવું પડયું તેથી કિંવા અન્ય કંઈ કારણથી **કાંચનમાળા**ના હૃદયને કંઇ વિલક્ષણ ચિંતા લાગી રહી. તેના મનની કંઇ અવર્ણનીય સ્થિતિ થઇ

કંઇક પણ પોતાની અત્યંત પ્રિય વસ્તુ હરાઈ ગઇ છે, પૂર્ણ થવાની તૈયારીમાં આવેલી આશા, એકાએક કંઇ અંતરાય ઉપસ્થિત થવાથી અપૂર્ણ રહી ગઈ છે; એવી તીવ્ર ભાવના તેના મનમાં એકાએક ઉદય પામી. જે સ્વર્ગીય સુખમાં તે આટલો સમય આકંઠ નિમગ્ન હતી, તેનું જાણે આ જન્મમાં ફરી પાછું કદી પણ દર્શન થવાનું નથી, જે આશાના ઉચ્ચ મનોરથ સંબંધી તે અત્યાર સુધી વિચાર કરતી હતી તે કેવળ સ્વપ્નમય અને શૂન્યમય આશા કદી પણ પૂર્ણ થવાની નથી એમ તેને એકાએક જણાવા લાગ્યું.

**કાંચનમાળા** એકદમ બોલી "એ શું વારૂ !"

"શું થયું !" **કુણાલે** ઉત્કંઠાથી વિચાર્યું "

"એકાએક મારા મનમાં આવો આ અતિશય વિલક્ષણ ઉદ્વેગ કેમ વારૂ થવા લાગ્યો ?"

"ગાંડી તું આત્માચિંતનમાં નિમગ્ન હતી તે સ્થિતિમાં તેનો ભંગ કરનાર બીજોજ વિચાર એકાએક ઉપસ્થિત થવાથી તારા કાર્યનો નાશ થશે કે શું એવી ચિંતા ઉત્પન્ન થઈ મન ઉદ્વિગ્ન થયું હશે. મારી સ્થિતિ પણ એવીજ થઈ છે!"

એક મોટો નિસાસો નાખી **કાંચન** બોલી "નહિ, આ તેવો ઉદ્વેગ નથી. નાથ! કેમ તે કોણ જાણે, પણ ભયંકર સંકટ આપણા પર આવવાનું છે, એવું મને લાગી રહ્યું છે!"

"ભગતુંજ કંઇ પણ? ચાલ વહેલી; મોડું થશે!"

બંને ચુપચાપ પગ ઉંચકી પર્વતપરથી નીચે ઉતર્યાં.



## પ્રકરણ ત્રીજું. લલિત વિસ્તાર.

**તે** પર્વત પરથી નીચે આવી **કુણાલ** જુએ છે, તો ખરેજ! **કાંચનમાળાના** મનમાં જે વિલક્ષણ ઉદ્વેગ લાગી રહ્યો હતો, જે ચમત્કારી ચિંતા લાગી રહી હતી તેનું વાસ્તવિક અને તેવુંજ જબરદસ્ત કારણ પણ બની આવ્યું હતું. જે ઠેકાણે પોતપોતાના પુષ્પાલંકાર મૂકી તે બંને શૈલશૃંગ પર ગયાં હતાં, તે ઠેકાણે તે બંને આવીને જુએ છે તો માત્ર **કુણાલ**ના અલંકાર તેજ ઠેકાણે જેવાને તેવાજ હતા; પરંતુ **કાંચનમાળાના** અલંકાર કોઇપણ ઠેકાણે નહતા!

કેવો ચમત્કાર! બંનેના અલંકાર જુદે જુદે ઠેકાણે–પણ પાસેજ મૂકેલા છતાં **કુણાલ**ના અલંકાર જ્યાંના ત્યાં જેવાને તેવાજ–અને **કાંચન**ના અલંકાર પૈકી એકપણ જગા પર નહિ! તેના અલંકાર ગયા ક્યાં? તે કોઈ ચોરી લઇ ગયું? આટલો સંધ્યાકાળ થએલો, રાતપણ પડેલી, અને આવી વેળા તે સ્થળે અલંકાર લેવા માટેજ કોઈપણ આવવું જોઇએ. તે પ્રમાણે આવ્યું કોણ? અને તે તે લઈ ગયું ક્યાં? ખરૂં કહીએ તો આવેળા ત્યાં કોઇનો આવવાનો સંભવ પણ નહતો. વારૂ, હવે તે અલંકારનો એન વેળા શોધ પણ ક્યાં અને કેવી રીતે કરવો! શોધ કરવાને સમય પણ ક્યાં હતો? અભિનયનો આરંભ ટુંક સમયમાંજ થવાનો હતો. આરંભ સત્વર થશે એવી સૂચના આપનારો રણસીંગનો ધ્વનિ પણ ક્યારનો થયો હતો. **'લલિત વિસ્તાર'**ના ત્રીજા અંકનો આરંભ થતાંજ **કુણાલ** અને **કાંચનમાળાનું** કામ હતું. માર અને મારપત્નીએ બુદ્ધ દેવના ધ્યાનનો ભંગ કર્યો તેનો કથા ભાગ હોવાથી તે ભૂમિકા અનુક્રમે **કુણાલ** અને **કાંચનમાળાએ** લેવાનું ઠર્યું હતું.

આટલા પરિશ્રમથી તૈયાર કરેલા પુષ્પાલંકાર એજ વખતે ગુમ થએલા જોઇ **કુણાલ** અને **કાંચન**ને આતિશય દુઃખ થયું. એ વખતે શું કરવું તે તેમને સુઝે નહિ! મનના અત્યંત ક્ષોભને લીધે બિચારી **કાંચનમાળા** તો મૃતઃપ્રાય થઇ ગઇ! પોતાની પ્રિય વલ્લભાને સાંત્વન

કરવાનોએ આવેળા **કુણાલને** વખત નહતો. નાટકની પ્રસ્તાવના પુરી થવાની આ નિશાની હતી. હવે **કુણાલની** ભૂમિકાનો પ્રવેશ રંગભૂમિ પર આવવાને ઘણો અવકાશ નહતો.

**રણસીંગનો** તે ધ્વનિ સાંભળતાંજ **કુણાલ** ગભરાઇને બોલ્યો "**કાંચન**! પુષ્પાલંકાર ગયાતો ભલે ગયા! તે બદલ તું આ વેળા નાહક શોક કરતી બેસ નહિ. ચાલ, તું એમને એમ મારી સાથે ચાલ. જો તારા અંગ પર કોઇ પણ જાતના અલંકાર નહિ હશે, તો પણ તારા અલૌકિક સૌંદર્યથી તું મારપત્નીનો ગર્વ ઉતારી નાખશે!"

પરંતુ **કુણાલના** આ ભાષણનો **કાંચનમાળાએ** કંઇપણ જવાબ આપ્યો નહિ. તેના મનની ચિંતા હૃદયની ઉત્કંઠા આ વેળા પરાકાષ્ઠાને પામી હતી.

"મારા મનને જે કયારની ચિંતા લાગી રહી છે તે પરથી મારી ખાત્રી થઇ ચુકી છે કે આપણું કંઇપણ અમંગલ થશે! પરંતુ મને જે અમંગલ થવાનું લાગે છે તે એજ કે તેની મજલ-નહિ, તે માટે શંકા શા માટે જોઇએ?-મનની ચિંતા હજુ કયાં દૂર થાય છે? હજી પણ આપણા પર સંકટ આવશે, તે ટળવાનું નથી એ નક્કી!"

આવી રીતની વિચારસરણીની આ વેળા **કાંચનમાળાના** મનમાં ઘડભાંગથની હોવાથી તે અત્યંત કરમાઇ ગઇ હતી. આ વિચાર–માલિકા આગળ તેનું મનજ ઠેકાણે નહતું તેથી **કુણાલના** ભાષણનો તેણે કંઇજ ઉત્તર વાળ્યો નહિ. તેનું તે ભાષણ **કાંચનમાળાએ** સમગ્ર સાંભળ્યું કે નહિ તેનોજ અમને સંશય છે.

પોતાની વલ્લભા અતિશય ખિન્ન થઇ છે, તે જોઇ **કુણાલ** તેનું સમાધાન કરવાના હેતુથી પુનઃ બોલ્યો "**કાંચન**! આ તું ગાંડી જેવી શું કરે છે! છાની રહે. જરાપણ શોક કરમા. ખરેખર! નાટકમાં મારપત્નીનું પાત્ર વિચારશીલ તો નથીજ.

**અશોક** મહારાજના ધર્મગ્રહણ સમયે તને આનંદ થશે નહિ એમ લાગવાથી મેં 'મારપત્ની' નામે નવીનજ પાત્ર નાટકમાં ઉમેર્યું

છે. માટે તું નહિ આવે તોએ ચાલશે. મારે હવે જવુંજ જોઇએ. નહિ તો નાટકમાં સઘળોજ ઘોટાળો થઈ જશે !"

એમ કહી પોતાની પ્રિયતમા તરફ એક વાર દૃષ્ટિક્ષેપ કરી **કુણાલ** ત્યાંથી ઉતાવળો ઉતાવળો રંગમંડપ તરફ નીકળી ગયો. **કાંચનમાળા** પોતેજ વિચાર કરવા લાગી "મારા પર જે સંકટ આવવાનું છે તેની ઇતિશ્રી અહીંજ થઈ ગઈ."

(૨)

**કુણાલ** રંગભૂમિ આગળ આવીને જુએ છે તો સર્વ તૈયારી બરાબર તૈયાર છે એમ તેને જણાયું રંગભૂમિના એક ભાગમાં સઘળા જણા તેનીજ વાટ જોતા બેઠા હતા, અને તે વખત સર આવે છે કે નહિ તે માટે સૌ ચિંતાક્રાંત થઇ ગયા હતા તેને શોધવાને કેટલાક માણસ પણ મોકલવામાં આવ્યા હતા. રંગભૂમિ પર તેનો પ્રવેશ થવાને હવે ઘણો અવકાશ નહતો—નથી. પાંચ દસ પળ તેને મોડુંજ થયું હતું.

**કુણાલે** નેપથ્યશાળામાં નાહક ચોકસાઇ કરવામાં વખત ગુમાવ્યો નહિ તે ઝટદઈ રંગભૂમિપર પ્રવેશી બોલ્યો " આ શું ? મારો સેનાપતિ અને કન્યા કયાં છે ? "

એટલામાં મારપત્ની તરતજ પ્રવેશીને બોલી " નાથ ! સર્વજણ તૈયાર છે. વસન્ત, કોકિલાનું કૂજન, આમ્રમંજરી, દક્ષિણવાયુ વગેરે આપના સર્વ સૈનિક તૈયાર છે. આપની કન્યા પણ તમામ હાજર છે. "

મારપત્ની દૃષ્ટિએ પડતાંજ **કુણાલ** તો આશ્ચર્યથી સ્તંભિતજ થઇ ગયો તેના મનને વિલક્ષણ આકર્ષણ લાગી રહ્યું ! મારપત્નીની ભૂમિકા લઈ જે સ્ત્રી આટલા ઠાઠથી આવી, તે કોણ હશે વારૂ ? તે સ્ત્રીનું મોં તેને બીલકુલ દેખાયું નહિ; કારણ કે તે ઢાંકી લીધેલું હતું. તેના કંઠસ્વર પરથી તરત માત્ર એટલી ખાત્રી થઇ કે એ **કાંચનમાળાજ** નહતી ! પરતુ કેવું આશ્ચર્ય ! **કાંચનમાળાએ** આટલા પરિશ્રમથી તૈયાર કરેલા ફૂલના તમામ અલંકાર માત્ર તેના અંગપર એકે એક હતા. આ સ્ત્રીને તે અલંકાર કયાંથી મળ્યા ?

આ સઘળી કલ્પના **કુણાલ**ના મનમાં આવવાથી તે તદ્દન અસ્વસ્થ થઈ ગયો. તેને કંઇ સમજણ પડતી નહતી. તેનું મન ચોતરફ ભ્રમણ કરવા લાગ્યું.

જે તરુણીએ મારપત્નીની ભૂમિકા લીધી હતી તે અતિશય હોશિયાર, રસિક, હાજરજવાબી અને પ્રસંગાવધાની હતી. તે તરતજ બોલી "પ્રાણેશ્વર! આપને આટલી ચિંતા કેમ વારૂ થઇ રહી છે?"

વૈમનસ્યથી **કુણાલ** બોલ્યો "ચિંતા? ચિંતા થવી સ્વાભાવિક છે–"

"સત્યયુગમાં **વિશ્વામિત્ર** વગેરે ઉગ્ર તપોનિષ્ઠ ઋષિના ધ્યાનનો ભંગ કરી તમે તેમનું સત્યહરણ કર્યું છે, એવું છતાં આ પાપી કલિયુગમાં એક સામાન્ય રાજપુત્રનું સત્યહરણ કરવા માટે તમને આટલી ચિંતા કેમ લાગી રહી છે?"

ભય અને આશ્ચર્યદર્શક સ્વરથી **કુણાલ** બોલ્યો "તે ખરૂં. પરંતુ આ સમયે મને ઘણો ભય લાગે છે. આ પ્રકરણ દેખાય તેટલું કંઈ સહેલું નથી."

આમ બોલતાં **કુણાલના** હાવભાવ એટલા કુદરતી અને મનોહર થયા કે પ્રેક્ષકોને તે અત્યંત પ્રિય થઇ પડયા અને સઘળા "વાહ! અતિ ઉત્તમ! અતિ મધુર કામ થાય છે!" એવા ઉદ્દગાર કાઢી તેની અતિશય સ્તુતિ કરવા લાગ્યા.

**કુણાલ**માં આશ્ચર્યથી જે જડતા વગેરે વિકાર પહેલાં ઉત્પન્ન થયા હતા તે હળવે હળવે નહિવત્ થતા ગયા અને હવે તે પોતાની ભૂમિકા જેવી શોભાવવી જોઇએ તેવી શોભાવવા લાગ્યો. તેને તરતજ સમજાયું કે મારપત્ની હાવભાવ વગેરે સાધનથી મારા મનને ભૂલવવા અતિશય ઉસ્તાદી ભર્યો પ્રયત્ન કરે છે. આ મારપત્નીનો વેશ ધારણ કરેલી સ્ત્રી કોણ હશે, તે સમજવા **કુણાલ**ને ઘણી ચટપટી લાગી રહી. તેના કુતૂહલને હવે સીમા રહી નહિ!

સ્વાભાવિક રીતેજ આ પ્રસંગે **કુણાલ**માં તીવ્ર કુતૂહલ, ઉત્કંઠા અને વિસ્મય એ વિકાર જાગૃત થએલા હોવાથી તેનો અભિનય આજ

ઇતર દિવસો કરતાં અતિશય માર્મિક ને હૃદયંગમ થાય એમાં કંઇજ નવાઈ જેવું નહતું. સર્વ પ્રેક્ષક સભાજન **કુણાલ**ના વિલક્ષણ અભિનય કૌશલ્યની અત્યંત સ્તુતિ કરવા લાગ્યા. **કુણાલ** અભિનયમાં અતિશય કુશલ અને હોશિયાર હતો, એ વાત કંઈ ખોટી નથી; પરંતુ આજ જે તેની ભૂમિકા આટલી સુંદર દીપી, તેનો અભિનય જે આટલો મનોરમ થયો, તેનું કારણ શિક્ષણનો ગુણ કિંવા સહજ–અભિનયપટુત્વ ન હતો પણ **કાંચનમાળા**ને બદલે મારપત્નીનો વેશ લઈ જે હિંમતવાન સ્ત્રી આવી હતી, તે કોણ હશે તેની જીજ્ઞાસાથી **કુણાલ**ના હૃદયમાં ઉત્સુકતા, કતૂહલ, વિસ્મય ઇત્યાદિ ભાવનાનું અવર્ણનીયમિશ્રણ થયું હતું; તે ભાવનાસંમિશ્રણથી તેનો અભિનય હંમેશ કરતાં ઉત્કટ થવાથી પ્રેક્ષકોનાં મન આટલાં ખુશ થયાં હતાં. પરંતુ **કુણાલ**ના અભિનય આજજ એટલા સર્વાંગ–સુંદર કેમ થયા, તેનું કારણ પ્રેક્ષકોને સમજાયું નહતું અને પ્રેક્ષકોને પોતાનો અભિનય આજજ આટલો મોહક અને રમ્ય કેમ લાગ્યો, તેનો મર્મ **કુણાલ**ના પણ લક્ષમાં આવ્યો નહતો.

આ હિંમતવાન સ્ત્રી કોણ હશે ? **કાંચનમાળા**ના ફૂલના તમામ અલંકાર ખરેખર શું એણે ચોરી આણ્યા હશે ? **કાંચનમાળા**ના અલંકારની ચોરી ખાસ એણેજ કરેલી હોવી જોઇએ. નહિ તો દેવોને એ દુર્લભ અલંકાર–ખુદ **કુણાલે** તૈયાર કરેલા આ સઘળા અલંકાર આ સ્ત્રીના અંગપર કેવી રીતે આવે ? વિશેષ શું કરવા ? પેલો જુઓ તેના મસ્તક પરનો મુગટ ! **કાંચનમાળા**ના મુગટનો જે ભાગ તૈયાર કરવો બાકી હતો, બરાબર તેટલોજ ભાગ તે સ્ત્રીના એ મુગટમાં નહતો ! મુગટનો એ ભાગ તૈયાર કરવા ફૂલની તાણ પડી હતી અને તે ફૂલો લાવવા માટે તે ક્રિડાપર્વતના શિખર પર **કાંચનને** અને **કુણાલને** જવાની જરૂર પડી હતી અને તેથી બિચારી **કાંચન**ના મનને આટલી વિલક્ષણ યાતના નિષ્કારણ ભોગવવી પડી હતી ! આ પરથી ઉઘાડું નથી કે **કાંચનમાળા**નાજ પુષ્પાલંકાર આ સ્ત્રીએ ચોર્યા

હતા પણ એ સ્ત્રી કોણ હશે? અને એ કેમ સમજાય? ગમે તેની પણ એ સ્ત્રી! એના મોં પરનો પડદો દૂર કરી ચહેરો ન જોઇ શકાય? જો એ કોઇ અમારામાંની હોત, જો મને તેવી કંઈ આશાએ હોત, તો કંઇ પણ તેવીજ હિંમત ભરેલી યુક્તિ કરી તે પણ જોયો હોત. પરંતુ આ ચોરટી સ્ત્રીના મોં પરનો પડદો દૂર કરી એને મારે ઓળખવી? આ ચોરટી સ્ત્રીનો આવી રીતે પરિચય કરવો? નહિ નહિ! એ મોટી રાજાની રાણી કાં ન હોય! ચોર તો ખરી! નિદાન ચોરીનો માલ એણે વેચાતો લીધેલો હો અથવા બીજી કોઇ પણ રીતે મેળવેલો હો પરંતુ અમારી મહેનત પર એ મલકાય છે ખરી! નહિ—એ ચોરટીની સંગતે ન જોઇએ! ખાસ આ ચોરી એણે પોતેજ કરી હોવી જોઇએ. નહિ તો ફૂલની ચોરી કરવા બીજું કોણ જવા બેઠું છે? ચોરી પકડાઈ જવાનીએ એને ભીતિ લાગતી નથી એનીએ કેવી વિલક્ષણ હિંમત! જેની એણે ચોરી કરી, તેનીજ સામે તેજ ચોરીનો માલ લઈ આવી ઉઘાડે છોગ એ તેની સાથે ભાષણ કરે છે! જાણે એના હાથે કોઈ કાળે કોઇ પણ દુષ્કૃત્ય થયુંજ નથી! કેવું વિલક્ષણ સાહસ એનું!

ખચિત એ સ્ત્રી કંઈ સામાન્ય જણાતી નથી પરંતુ એણે આ ફૂલની ચોરી કરી! કેમ અને હિંમતભેર ચોરીનો માલ બેધડક અંગે ઘાલી પ્રત્યક્ષ રાજાધિરાજની સભામાં એ આવી કેમ? તમે તેના સઘળા પ્રકાર જોયા નહિ કે? **કુણાલ**ના અંગને અંગ ઘસી એ વચ્ચે વચ્ચે તેની સાથે ઘાલમેલ કરે છે શું, અને બીજાએ અનેક બીભત્સ ચાળા કરે છે શું? **કુણાલ**ને ઉદ્દેશી બોલતી વેળા પ્રત્યેક વખત એનો કંઠસ્વર જડ અને ગદ્‌ગદિત કેમ થાય છે? એના તમામ હાવભાવ તરફ અને ચાલચલગત તરફ તમારૂં લક્ષ છે ને? તમને તે ઠીક દેખાય છે? તેને તો મોટી આયતી સંધિજ મળી ગઇ છે! આ **કાંચનમાળા** છે, એવીજ તમામ લોકને ખબર છે. આ **કાંચનમાળા** નથી, એ વાત **કુણાલ** સિવાય કોઇનેજ ખબર નથી! બિચારી **કાંચન**

તો પોતાના દુઃખમાં ચૂર થઇ નાટક જોવાનેએ આવી નહતી! આથી આ **કાંચનમાળાજ** છે, એમ લોકો જાણે તો તેમાં કંઇ નવીન નહતું. આ દુષ્ટ ચાંડાળણીને આની તમામ કલ્પના બરોબર હોવાથીજ તેને આ તમામ વાતનો ઉત્તમ ફાયદો મેળવતાં આવડયો. મારપત્ની અને **કાંચનમાળા** એ બંનેની ભૂમિકા એકી વખતે લઇ તેણે પોતાના અભિનય અતિ નિર્ભયપણે ચાલુ રાખ્યા હતા.

પ્રથમજ જ્યારે આ સ્ત્રી મારપત્ની બની **કુણાલ**ની સન્મુખ આવી, ત્યારે તે જો કે આશ્ચર્યથી સ્તંભિત થઈ તેની સામે 'આ' કરી જોઇ રહ્યો તોપણ તરતજ ભાનમાં આવી તેણે પોતાની ભૂમિકા યોગ્ય રીતે સફળ કરવાનો પ્રારંભ કર્યો. બુદ્ધિને મળેલા જબરા પ્રહારનો ધક્કો ધીમે ધીમે કમી થતો ચાલ્યો, અને નાટકપુરતું તમામ વિસરી **કુણાલે** તમામ લક્ષ તૂર્ત પોતાની ભૂમિકા તરફ અને અભિનય તરફજ આપ્યું. તે દુષ્ટ ચાંડાણી એકાએક કયાંક '**યः पलायते**' નહિ કરે તેટલા પુરતી માત્ર તે ચોરટી દુષ્ટ સ્ત્રી પર તેણે નજર રાખી હતી. પોતાની ઉપર **કુણાલ**ની એક સરખી નજર છે એવું જોઇ તે સ્ત્રી પર નિરાળીજ અસર થઇ. વાઘ જાળમાં સપડાયો, એવીજ તેની સમજ હતી.

નાટકમાં **મારપત્ની**ને જે પ્રમુખ ભાગ ભજવવાનો હતો તે–એટલે નૃત્ય–તે હવે મોટા ઉલ્હાસથી કરવા લાગી. સામેજ **અશોક**નો દિક્ષાગુરુ, બૌદ્ધ ધર્મનો મુખ્ય આધાર રૂપ **ઉપગુપ્ત** બુદ્ધની ભૂમિકા લઇ, બોધિવૃક્ષ નીચે આંખ મીંચી ધ્યાનનિમગ્ન થઇ બેઠો હતો. **ઉપગુપ્ત**ની મૂર્તિ અત્યંત શાંત, અને દેહયષ્ટિ સ્થૂલ હોઈ તેના મસ્તકનું મુંડન કર્યું હતું તેના અંગ પરના વસ્ત્રમાં માત્ર એક લાલ રંગની કૌપીન હતી! એકાદ સ્થિર પર્વત પ્રમાણે તે શાંત નિશ્ચલ બેઠો હતો. તેનીજ સમાધિનો ભંગ કરવા **માર** અને **મારપત્ની** પોતાની વસંતાદિ સેના અને મારકન્યા વગેરે ટાંડુ લઈ ત્યાં આવ્યાં હતાં.

**મારપત્ની** નૃત્ય કરવા લાગી. સુંદરી! જે હોય તે ભલે હો, પરંતુ આવું નૃત્ય કર નહિ. આહા! કેવું દષ્ટિમનોહર તારૂં આ નૃત્ય!

**શાબાસ! શાબાસ!** તને ધન્ય છે! ખરેખર **બુદ્ધદેવ** કેવળ પાષાણ, માટેજ તારા નૃત્યથી તે ભૂલ્યા નહિ. સુંદરી? તારૂં આ નૃત્ય ધ્યાનને પણ દુર્લભ, કામનાની અપેક્ષા બહાર છે, એમાં શક નહિ, આવું સુંદર નૃત્ય કર નહિ. તારા આ નૃત્યથી પ્રેક્ષક—કેવળ માણસજ છે તે—દેહભાન વિસરી જશે, એટલુંજ નહિ પણ **અશોક** રાજા દિક્ષાએ છોડીને પાછા જશે! આટલું નૃત્ય મા કર. આ હૃદયભેદક નૃત્ય સાથે વળી આ બીજું શું! કટાક્ષ! આહા! રહી રહીને વિજળીની જ્યોતિ ચમકે છે! વારૂ એની યોજના કોના પર છે? **કુણાલ**! તું સોનું છે કે સીસું તે આજ અમને સમજાઇ જશે. તારા ધર્મની, તારી વિદ્યાની આજ ખરી પરીક્ષા થશે એમાં કંઇ શંકા નથી. **કુણાલ**! આ શું? તારા તરફથીએ આરંભ થએલો જણાય છે ને. તું પણ કટાક્ષ ફેંકવા લાગ્યો, તારૂં કલાનૈપુણ્ય? માત્ર પ્રેક્ષકનાં મન રીઝવવા ખાતર તું પણ કટાક્ષને કટાક્ષથી જવાબ આપવા લાગ્યો કે? કાચના બદલામાં તું **કાંચનમાળાનો** વિક્રય કરતો જણાય છે! નહિ—નહિ! તારા કટાક્ષનો ખરો અર્થ અમારા લક્ષમાં આવ્યો. બીમા—આ કુમારજા કયાંક મસાણમાંએ નાસી જતી નથી. તારૂં મદન જેવું અત્યંત સુંદર લાવણ્ય જોઈ જે અતિ ભ્રમિષ્ઠ થઇ ગઈ છે, તેને તું મુદ્દામ હાંકી નહિ કાઢે ત્યાં સુધી તે કહીં પણ જતી નથી એ નક્કી!

પરંતુ આ શું? એકાએક જ્યાં ત્યાં શાંત સ્તબ્ધ કેમ થયું વારૂ? સોય પડે તોએ તેનો અવાજ સ્પષ્ટ સંભળાય એટલી સ્તબ્ધતા એકાએક ચોમેર કેમ પ્રસરી? સભામંડપના એક ભાગમાં પોતાના રાજ પરિવારાદિક સાથે મહારાજ **અશોક** અને બીજા ભાગમાં **અશોકના** માંડલિક અને મિત્ર રાજા, મધ્ય ભાગમાં મંત્રી પ્રાડ્વિવાક્, મહામાત્ર વગેરે સઘળાજ એકદમ સ્તબ્ધ કેમ થયા? સર્વે એકી દૃષ્ટિએ મનની એકાગ્રતાથી **બુદ્ધદેવની** તે શાંત મૂર્તિ તરફ જોતા હતા અર્હંતશ્રેષ્ઠ **ઉપગુપ્તનું** ધ્યાન છેવટે ભંગ પામ્યું! તે કંઈ બોલતો નં હતો; માર કન્યા તેને નાના પ્રકારે મોહ પમાડતી હતી; તે પણ એને

પ્રશ્નના ઉત્તર આપતો હતો. અહાહા! આ કેવો ગંભીર દેખાવ! તેનો સ્વર તો કેટલો ગંભીર! **ઉપગુપ્ત** જે ગંભીર સ્વરમાં દેવ, અસુર, યક્ષ, નર, અને કિન્નરની સામે સદ્ધર્મનું વિવરણ કરતો હતો, જે સ્વરના યોગે આખી બૌદ્ધસભા મંત્રની મોહિનીથી મૂઢ થઈ જતી હતી, તેજ સ્વરમાં આજ ભગવાન **ઉપગુપ્ત** મારકન્યા સાથે સંભાષણ કરતો હતો.

**ઉપગુપ્ત** કહેતો હતો " તમને જો નિર્વાણનો માર્ગ મને બતાવી દેતાં આવડતો હોય, તો અવશ્ય બતાવી દો. ધર્મમાર્ગનો ત્યાગ કરી મારૂં મન તમારા ભોગની આશામાં કદી પણ ઝાંખી જોશે નહિ. સુંદરીઓ! હવે તમે અહીંથી જાઓ. મારી ચારે ગમ જન્મ, જરા અને મરણનાં દુઃખની ભયંકર જ્વાળામાં અસંખ્ય પ્રાણી બળી મરે છે. આવી સ્થિતિમાં જાણી જોઇને ઉઘાડી આંખે પુનઃ દુઃખમાં હું કેમ પડું! મારા પ્રાણનોએ ત્યાગ કરી આ અસંખ્ય જીવોની મુક્તિનો ઉપાય હું તેમને બતાવી આપીશ. નિર્વાણના લાભનો માર્ગ તેમને દેખાય એમજ હું કરીશ. તમે મને ભૂલાવી શકશો. એવું તમને ખરેખર લાગે છે!"

આ પ્રમાણે મારકન્યા અને ઉપગુપ્ત વચ્ચે જુદી જુદી જાતનો સંવાદ ચાલતો હતો. અતિશય શાંત અને સ્તબ્ધ રહી સર્વશ્રોતાઓ પોતાના ઉપાસ્ય દેવતાના મુખમાંથી બહાર પડતાં વચનામૃતનું પાન પોતાના કાન ભરીને કરતા હતા. આ વેળા આપણા જીવનનું ખરૂં સાર્થક થયું, એમ તેમને લાગતું હતું **કુણાલની** આંખમાંથી ટપટપ આંસુ પડવા લાગ્યા.

ચોરનું ચિત્ત ચોરીમાંજ હોય! તે દુષ્ટ જંખણી હળવે હળવે **કુણાલની** પાસેને પાસે આવતી જઈ ફુદડી ફરવા લાગી. **ઉપગુપ્તના** ગંભીર વકતૃત્વથી સર્વ શ્રોતા મોહિત થઈ જતા હતા; પરંતુ આ દુષ્ટ હૃદય ચંડાળણીના મનને તેની જરાએ અસર થઇ નહતી. તેના કાન તે ઉપદેશ તરફ બીલકુલ નહતા. કોઇ પણ વાત સાંભળ્યા સિવાય શ્રોતાના મનપર તેની અસર થાય ખરી! **કુણાલ** સાથે કોઇ પણ નિમિત્તે હસવું, બોલવું નાટકમાંના ભાષણ સિવાય તેની સાથે બીજી રીતે સંભાષણ

કરવું એવા તે દુષ્ટાના તમામ પ્રયત્ન ચાલુ હતા. પરતુ ધર્મમાં જેની બુધ્ધિ સ્થિર થઇ છે એવો **કુણાલ**, **ઉપગુપ્ત**ના ધર્મ-વકૃતૃત્વથી અતિ મૂઢ થઇ ગયો હતો. ઉપગુપ્તનું વકતૃત્વ જ્યારે ખરા રંગપર આવવા લાગ્યું ત્યારે **કુણાલનાં** નયન આંસુથી ભરાઈ આવ્યાં. પેલી કુમારજાતું તમામ લક્ષ તેની તરફ ન હતું તરતજ તે પોતાના પાલવથી **કુણાલની** આંખ લુછવા તૈયાર થઇ ! દુષ્ટ પણ કેવી ! તેનું એ કૃત્ય **કુણાલને** અસહ્ય થઇ પડયું. તરત બાજુએ ખસી તે ઉપગુપ્તની ઘણીજ પાસે જઇ ઉભો રહ્યો.

બૌધ્ધધર્મ પર **કુણાલની** અતિશય ભક્તિ અને અત્યંત પ્રેમ હતાં. જોકે નાટકમાં **માર**ની ભૂમિકા લઇ આવ્યો હતો. તોપણ તે પાટલીપુર રાજધાનીમાં પહેલો બૌધ્ધ હતો ઉપગુપ્તના વકતૃત્વ તરફ તેનું હૃદય સંપૂર્ણ એક જીવ થઇ ગયું હતું.

કેટલેક સમયે મારકન્યાના પ્રલોભનનો પૂર્ણ પરાજ્ય કરી **ઉપગુપ્ત** પુનઃ ધ્યાનનિમગ્ન થઈબેઠો. બીજાં પાત્રો રંગ ભૂમિ છોડીને જેને જેણી ગમ જવાનું હતું તેણી ગમ નીકળી ગયાં. **કુણાલે** બહાર આવી જે સ્ત્રીએ મારપત્નીનો વેશ લીધો હતો. તે સ્ત્રીની ખૂબ શોધ કરી. પરંતુ તેને તે કોઇ પણ ઠેકાણે મળી નહિ, ત્યારે તે **કાંચનમાળાનું** સાંત્વન કરવા અને તેને આ બનેલી અદ્દભુત હકીકત કહેવા ઉતાવળો ઉતાવળો **કાંચનમાળાના** મહેલ તરફ ચાલતો થયો. **અશોકમહારાજ**ને આશીર્વાદ આપવા તેને અને **કાંચનમાલાને** રંગભૂમિ પર આવવાનું હતું, અલંકાર ન હોય તોપણ **કાંચનમાળાને** તે પ્રસંગે સાથે લઇ આવવી એવો **કુણાલે** તે વેળા મન સાથે નિશ્ચય કર્યો હતો.



## પ્રકરણ ચોથું. માળાનો ચોર.

**કુણાલ કાંચનમાળા** તરફ જવા નીકળ્યો ત્યારે તેના મનમાં જુદા જુદા વિચારોએ ગરબડ કરી મૂકી હતી. તે તેના મનને કહેતો હતો. 'અરેરે! ગરીબ બિચારી **કાંચન**! તેને હું તેવીજ સ્થિતિમાં મૂકી આવ્યો, ત્યારથી તેના મનને કેટલી યાતના થઇ હશે! તેને શું લાગ્યું હશે! આ નાટકમાં ભાગ લેવો એવી તે બિચારીને અંતઃકરણથી ઘણી હોંસ હતી. હું હમણા તેનું સમાધાન કરવા નીકળ્યો છું ખરો. પણ તે આ વેળા મને કઈ સ્થિતિમાં જણાશે વારૂ? કદાચિત્ શય્યાપર તળમળ તળમળ કરતી તે આંખ મીચીને મારીજ વાટ જોતી હશે! કદાચિત્ મનને કશામાં ગુંચવી રાખવા ખાતર, **કાંચન** ગૃહકૃત્યમાં નિમગ્ન થઈ ગએલી જણાશે. કદાચિત્ મહેલની બારીએ ઉભી રહી ને શુન્ય દ્રષ્ટિથી રસ્તા તરફ જોતી હશે. અથવા મારા હૃદયની દેવતા, પ્રત્યક્ષ પ્રેમની મૂર્તિ આ વિમલ ચંદ્રપ્રકાશમાં નહાઇ, જ્યોત્સ્નામાં મળી જઈ ઉભી હશે, તો પહેલી ક્ષણે તેને હું ઓળખી શકવાનોએ નથી.!"

આવી રીતે કલ્પના પર કલ્પના રચતો **કુણાલ** ઝપાટાબંધ પગ ઉંચકીને ચાલતો હતો. એટલામાં રાજવાડામાંથી એક દાસી તેની પાસે આવી બોલી "માહરાજ તમારા ફૂલની જેણે ચોરી કરી તેને જોવાની ઇચ્છા છે કે?"

**કુણાલ** આશ્ચર્યચકિત થઇ બોલ્યો "ઇચ્છા છે એટલે? ચાલ બતાવ મને—"

"ત્યારે તો માહરાજે આ લતાકુંજમાં દાખલ થવું!" દાસીએ લતાકુંજ બતાવી ખરી, પરંતુ આવી વેળા તે સ્ત્રીનેમળવું ઉચિતછે કેનહિ, તે માટે **કુણાલના** મનમાં '**भवति न भवति**' શરૂ થઈ. પરંતુ પુષ્પાલંકાર કોણે ચોર્યા અને તે ચોરવામાં તે ચોરનો હેતુ શો હતો તે જાણવાની તીવ્ર ઇચ્છા **કુણાલના** મનમાં ઉત્પન્ન થઇ.

આ બધી હકીકત જો મને સમજાય તો **કાંચનમાળાનું** સમાધાન ઉત્તમ રીતે કરી શકાય એવો એક પ્રમુખ હેતુ **કુણાલની** તીવ્ર જિજ્ઞાસામાં હતો.

મનની આ ઘડભાંગમાં કિંચિત્ વેળ ગુમાવી, દાસીએ બતાવેલી લતાકુંજમાં દાખલ થવુંજ, એવો નિશ્ચય છેવટે **કુણાલે** કર્યો.

[૨]

તે સ્ત્રી રંગસ્થળ પરથી કયે રસ્તે છટકી તેની અમને જરા પણ ખબર નથી; પરંતુ અહીં સુધી આવી તે કુંજમાં દાખલ થઇ, એ વાત કંઇ ખોટી નથી ભોગવિલાસની નાનાવિધ સામગ્રી તે લતાકુંજમાં તૈયાર હતી. કોઇ સ્થળે મધુરમિષ્ટ વાસવાળા પાણીથી ભરેલી નાની મોટી ઝારી હતી, તો કોઇ સ્થેળે માત્ર સુવાસવાળું પાણી હતું. મિષ્ટ, રૂચિકર અને સ્વાદિષ્ટ પદાર્થોથી ભરેલી થાળીઓ પણ ત્યાં જણાતી હતી. એવા બીજાંએ વિલાસનાં સાધનો ત્યાં આણી રાખ્યાં હતાં.

અમે કાંદમ્બરીકારોને અમારાં કથાપાત્રનાં મનના વિચાર વિનાપ્રયત્ને સહજ સમજાઈ જાય છે. તે સ્ત્રી પોતાંના મનમાં કહેતી હતી— "**કુણાલને** એકવાર આંખભરીને કયારે જોઇશ, એવી આજ કેટકેટલા દિવસ થયા મારા મનને આશા લાગી રહીહતી, તે આજ પૂર્ણ થઇ. પણ ખરેખર પૂર્ણ થઇ કે ? જે દિવસે **અશોક** મહારાજના વાડામાં **કુણાલ** મારી દૃષ્ટિએ પડ્યો, તે દિવસથી મારા મનમાં ચોક્કસ નિશ્ચય થઇ ગઇ ગયો કે આ વૃદ્ધ પતિરાજના જર્જરિત સંસારમાં **કુણાલ** સિવાય મારી હવે ગતિ નથી ! **કુણાલના** મનમુરાદ દર્શન કરવા, કેટલા દિવસ, કેટલી રીતે મે પ્રયત્નો કર્યા, પરંતુ કોઇ પણ રીતે તે સફળ થયા નહિ. જાતજાતના નિમિત્તથી **કુણાલને** બોલાવી લાવવા મેં કેટલા હોશિયાર હોશિયાર માણસને મોકલ્યાં, પરંતુ તેઓ હાથ હલાવતાંજ પાછા આવ્યાં અને તેની સાથે ધિક્કાર અને અવજ્ઞાનો મને ઉપરથી લાભ થયો ! આજે પેલા પહાડપરથી મારા પ્રાણવિસામાને આંખ ભરીભરીને મેં જોયા હોં કે ! અને આવતાં ફૂલની માળા ચોરવાની કદી ન મળનારી સંધી મને મળી તેથી મારૂં કામ સધાયું ! અહાહા ! પણ કેવી મઝા આવી. તેથી હું ખરી કોણ તે **કુણાલને** રંગભૂમિ પર જરાયે સમજાવ્યું નહિ ! મારો પ્રાણ, મારૂ હૃદય, અનેસર્વસ્વજ હું મારા

તે જીવિતેશ્વરને ચરણે અર્પીશ! તેને 'નાથ'ના મીઠા શબ્દથી બોલાવવાની સંધિ મેં આજ સાધી, આજે હું તેની સાથે કેટલું કેટલું બોલી! આજે મેં તેના હૃદય પર કેટલા કેટલા ઝેરી કટાક્ષ માર્યા! મને લાગે છે કે તે કટાક્ષથી **કુણાલને** ભારે મુઝવણ થઇ! પણ એ ખરૂં કે? તેનું મન થોડું બહુ હલ્યું ખરૂં કે? હવે તેમાં શંકાજ શાની. એકવાર બેવાર કેટલી વાર તે મારા તરફ ધારી ધારીને ન્હોતો જોતો કે? જરૂર તેનું મન મારા તરફ ચળાયમાન થયું! ગમે તે હો મારા આખા આયુષ્યમાં આજનો દિવસ મંગળકારી ખરો, આજે મેં મારા મનમાં જે જે યોજ્યુ તે તે મારી ઇચ્છા પ્રમાણે આબેહુબજ બન્યુ! **કુણાલના** આંખ ભરી દર્શન કરવા એવી મારા મનમાં હોંસ થઈ—આજ તેનાં દર્શન મને થયાં પણ ખરાં. ખૂબ આંખ ભરી—પ્રાણની શાંતિ થાય ત્યાં સુધી! રંગભૂમિ પર તેની સ્ત્રી થઈ તેની લગભગ પાસે ઉભા રહેવું એવો સંકલ્પ મારા મને કર્યો—**પરમેશ્વરે** તેવી સંધિ મને આણી આપી! તેણે ફૂલના અલંકાર મારા રસ્તામાં આણી મૂકયા. તે પછી મે રંગભૂમિ પર જેજે કંઇ જોયું, તે પરથી મારીતો પાકી ખાત્રી થઇ કે દૈવ મને અનુકુલ છે. આહા! **કુણાલની** આંખ તે કેવી! દૃષ્ટિએ કેવી! નહિ નહિ એવી આંખ મારા જોવામાં આવીજ નથી, ખરેજ હું મરી ગઇ! તે આંખોએ ભરી ભરીને જે મારા પર કટાક્ષ ફેંકયા, તેથી તો જાણે મારો પ્રાણજ હરાઇ ગયો! તે આંખના કટાક્ષથીજ હું આવી બાવરી ને બેહોસ થઈ ગઇ છું. પણ હું જે આ નવીન જાળ પસારી બેઠી છું તેનું શું! તે માત્ર હાલવાએ લાગી નથી, એ જાળમાં સાપજ સપડાશે કે! સપડાવવો—સપડાશે. એ નક્કી! આજનો દિવસજ તેવો છે!"

ગભરાએલે મને, અનેપ્રેમોદ્રકથી ભરેલા અંતઃકરણે તે સ્ત્રી તે કુંજ બહાર દૃષ્ટિ માંડી ઘણી વાર સુધી બેઠી હતી, તે વખતે **કુણાલ** પોતાના મન સાથે ઝુઝતો કુંજની બહાર ઉભો હતો, થોડી વાર રહી કુંજમાં જવું એવો તેણે મન સાથે નિશ્ચય કર્યો એ ઉપર કહ્યુંજ છે.

**કુણાલ** જે વખતે બહાર વિચાર કરતો ઉભો હતો. તે વખતે

લતા કુંજની અંદર **તિષ્યરક્ષા** ઉપર પ્રમાણે વિચાર કરતી આતુર હૃદયે બેઠી હતી આ **તિષ્યરક્ષા કુણાલની** સાયત્ર સાવકી માતા હતી!

( ૩ )

લતા કુંજની બહાર **કુણાલ** ઉભો છે. એ **તિષ્યરક્ષાને** સત્વર સમજાઇ ગયું. સાવજનો સ્પર્શજ થવાથી પોતાની પસારેલી જાળ હાલવા લાગી એ તેને ઝટ સમજાયું. હવે **કુણાલ** લતાકુંજમાં પ્રવેશ કરશે એ પણ તેને તરત સમજાયું. જેમ જેમ **કુણાલનું** એક એક પગલું કુંજની દિશા તરફ પડવા લાગ્યું. તેમ તેમ **તિષ્યરક્ષાનો** આનંદ ગગનમાંએ નહિ માહવા લાગ્યો. તે આનંદ આગળ તેને ત્રિભુવને તુચ્છ લાગવા માંડયું. **કુણાલ** કુંજમાં આવે છે એવું જોઇ તે કુંજના દરવાજાની આડે લપી પ્રેમાતુર દષ્ટિએ તેની હાલચાલ જોતી હતી.

કેટલીક ક્ષણે **કુણાલ** કુંજગૃહમાં આવી ઉભો, પરંતુ તે જુએ છે શું? અંદર કોઇજ ન મળે! તે જોઇ તેની ચમત્કારી સ્થિતિ થઈ. તે ગભરાએલી નજરે અહીં તહીં જોવા લાગ્યો.

તેની તે સ્થિતિ જોઇ **તિષ્યરક્ષા** દરવાજા આડેથી હસતી હસત્તી બહાર આવી બોલી "કેમ, કેમ, રાજકુમાર! ઓળખાણ પડી કે?"

રાજકુમારે તેની તરફ જોયું. **તિષ્યરક્ષાના** અંગપર હજુએ અભિનય સમયનો વેશ હતો. તેણે ઉત્તર આપ્યો "પડી-પૂર્ણ પડી."

"હું કોણ?"

"ચોર-અલંકાર ચોરનારી પાકી ચોર!"

"તો પછી આટલી રાતે. આ એકાંત સ્થળે, ચોરની પાસે કેમ વારૂ આવ્યા રાજકુમાર?"

આ પ્રશ્ન સાંભળી **કુણાલને** આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ. શાંતપણે પણ ગંભીર સ્વરે તે બોલ્યો "તેવુંજ કારણ હોવા વગર હું અહીં આવે વખતે આવું નહિ."

**તિષ્યરક્ષાએ** મૃદુતાથી હસી કહ્યું "તે કહેવાની કૃપા થશે કે?"

હું તમારી પાસે એ સમજવા આવ્યો છું કે **કાંચનના** પુષ્પાલંકારની ચોરી તમે કેમ કરી?"

ખરૂં કારણ કહું ? ગુસ્સો તો નહિ લાગે ?"

ખુશીથી કહો—"

"હુંજ તમને એક પ્રશ્ન પૂછું છું, તેથી તમારા પ્રશ્નનો ઉત્તર તમને સહજ મળી જશે."

**કુણાલ** કંઇજ ઉત્તર ન આપતાં તેના મોં તરફ જોઇ રહ્યો.

"હું તમને સામી પૃછું છું કે તમે મારા મનની ચોરી કેમ કરી ?

**તિષ્યરક્ષા**ના આ વિલક્ષણ અને અનપેક્ષિત પ્રશ્નથી **કુણાલ** અતિશય ઉદાસ થઇ ગયો. પલવાર ગભરાએલી નજરે તેની સામે જોઇ તે અચકાતો અચકાતો બોલ્યો " તમે શું કહો છો, તેનો મર્મ મારા ધ્યાનમાંજ આવતો નથી !"

**તિષ્યરક્ષા** આટલી આતુરતાથી જે સંધિની વાટ જોતી હતી તેજ આવી મળી. પાપી **તિષ્યરક્ષા**ના મનમાં જે પાપી વાસના, જે પાપી આકાંક્ષા તનમનાટ કરી રહી હતી, તેનું પ્રદર્શન તેણે **કુણાલ** સામે નિર્લજપણે, સ્ત્રીસુલભ વિનયને દૂર ફેંકી દઇ, મોકળા મને કર્યું. પોતાના અંતઃકરણમાં જે પાપવન્હીની જ્વાલા ભડકી રહી હતી, તેનું મુકતકંઠે વર્ણન કર્યું. પોતાના વૃદ્ધ પતિ વિષે, પોતાના મનમાં કેટલો ધિક્કાર, કેટલો દ્વેષ વ્યાપી રહ્યો છે, તે દુષ્ટ ચાંડાલણીએ **કુણાલને** બેધડક કહી સંભળાવ્યો. પોતાનો અને પોતાના હૃદયનો ખરેખરો પાપ–પરિચય કરી બતાવ્યો.

અત્યંત આતુરતાથી, ઉત્કટ સ્વરે તિષ્યરક્ષા બોલી. " કુમાર ! મારા આ પ્રસ્તાવથી તમારા મનની શી સ્થિતિ થઇ હશે, તેની મને યથાર્થ કલ્પના આવી નથી એમ નથી. તમને પાપનો સ્પર્શ થશે, તમે પાપી ઠરશો એવી તમને શંકા થશે, એ ઉઘાડું છે; પરંતુ આ જગમાં શુદ્ધ, પુણ્ય એવું ક્યાંક છે કે ? આપણાં મન પર પાપ અને પુણ્યની કલ્પના છે. જન લોક જેને પાપ કહેછે. તે તેવું હોય છેજ એવું નથી. કુમાર ! તમારૂં મન મોટું છે, હૃદય વિશાલ છે. તેમાંનો થોડોક ભાગ, માત્ર એક તરફનો ખુણો મને આપો. તમારા હૃદયમાં કોઇ પણ સ્થળે મને સ્થાન આપો, **કુણાલ** તરસથી હું મરૂં છું. મને પાણી આપી મારો જીવ બચાવવાનું પુણ્ય તમે લો."

**કુણાલ** મોટા સંકટમાં પડ્યો. હાથ જોડી ને બોલ્યો “ **માતા માતા** ! ”—

**તિષ્યરક્ષા** તેને તરજ અટકાવી બોલી “ કુમાર !એ નામે મને નહિ બોલાવો. એ નામ મારી નજર સામે ન જોઇએ, તમારા મોઢામાંથી નીકળતા શબ્દો તો મને વિષ સમા લાગે છે—”

માતુઃશ્રી ! તમે આ શું બોલો છો ! આવા બળતા ગલિચ્છ શબ્દ તમે મોઢામાંથી મા કાઢો.

**કુણાલ** ! મારા પ્રાણ હૃદયેશ્વર ! તમારી પાસે મારી બીજી માગણી કંઇ નથી. આ દાસીને તમારા ચરણનો આશરો આપો. મારી આ વિનંતી તમે કબુલ કરશો તો મારા લીધે તમારૂં કેટલું કલ્યાણ થશે તેની તમને કલ્પનાએ નથી. **અશોક**રાજા તો કેવળ મારા હાથમાંનું રમકડું છે. તેમનું હૃદય. તેમનો પ્રાણ કેવળ મારા પર અવલંબે છે હું તમને સોગન લઇ વચન આપું છું કે **મગધ**ના વિશાલ સામ્રાજ્યનો તમામ ઉત્તરાધિકાર હું મહારાજા પાસેથી તમનેજ અપાવીશ. તમને ખબર છે જ કે તમને સો કરતાં અધિક ભાઈ છે—તેથી મગધનો રાજ્યાધિકાર તમારા હાથમાં આવવાનો સંભવ અતિશય કઠીન છે. નથીજ એમ કહીએ તોચાલે. રાજ્યના અધિકારી વર્ગમાં તમારા અતિશય શત્રુ છે એ વાતની તમને ખબર નથી એમ નથી સઘળા હિંદુધર્મના અનુયાયી તમારો દ્વેષ કરે છે. તમારો પ્રાણ લેવા કેટલા લોકો તો તલપી રહ્યા છે. તમારો હિતકર્તા મિત્ર વિશાલ સામ્રાજ્યમાં કોઈ એક પણ હોય, એવું મને લાગતું નથી. **કુણાલ** ! તમારા જેવા સદ્‌ગુણી સાધુશીલ પુરૂષને ખરો મિત્ર મળવો ખરેખર કઠણજ છે. માટે કહું છું જો તમને ખરા મિત્રની જોડ જોઇતી હોય, મગધ જેવા વિશાલ અને સમૃદ્ધ સામ્રાજ્યનો ઉત્તરાધિકાર તમારા હાથમાં લેવાની ઇચ્છા હોય તો હું માગું છું તે ભિક્ષા મને આપો. એથીએ અધિક મહત્ત્વની વાત કહી નાખું છું. **અશોક**રાજાનો પ્રાણ મારાજ હાથમાં છે. તમારી તેવી ઇચ્છાજ હોય તો મગધનો અધિકાર કાલેજ તમારા હાથમાં આવે એવી વ્યવસ્થા હું સહજ કરી શકીશ !”

માતાના મુખમાંથી આ બધા કટુ–વિષવત્ શબ્દ સાંભળી બિચારો **કુણાલ** હતબુધ્ધજ થઈ ગયો! તેના દુઃખની પરાકાષ્ટા થઇ. નીચી ડોકી ઘાલી તે બોલ્યો "માતુશ્રી! આ બધા નિષ્ઠુર ગંદા શબ્દ તમે મોંમાંથી કાઢો નહિ. ત્રિરત્ન એ એકજ મારો ખરો મિત્ર અને સહાયક છે. મને સામ્રાજ્ય ન જોઇએ, ઉત્તરાધિકાર ન જોઇએ, કંઇજ ન જોઇએ. વિશેષમાં તમે મને જે ઉપાયથી આપવા માગો છો, તે ઉપાયે તો મને પ્રત્યક્ષ સ્વર્ગનું સામ્રાજ્ય અને અને ઇંદ્રપદ પણ ન જોઇએ. ત્રિરત્ન સિવાય મને કશાજ વૈભવની કિંવા સુખની આશા નથી કૃપા કરો. અને હવે પછી મારી સામે એવો એક પણ બીભત્સ શબ્દ ઉચ્ચારશો નહિ—હું હવે જાઉં છું."

"**કુણાલ**, **કુણાલ**, તું કેટલો નિષ્ઠુર છે! તારા હાથે એક નિર્દોષ સ્ત્રીની હત્યા થાય છે; પ્રત્યક્ષ માતાની હત્યા થાય છે, એ વાત તો લક્ષમાં લાવ—"

"તે માટે મારો કંઇ ઇલાજ નથી, માતુઃશ્રી! હું અદોષ છું!"

"**કુણાલ**! ખુબ ધ્યાનમાં રાખ. આ તારા નિસ્સીમ કઠોર વર્તન માટે તને એક દિવસ અતિશય દારુણ પશ્ચાત્તાપ કરવો પડશે. '**તિષ્ય-રક્ષા**નીવિનંતીને માન આપ્યું હોત, તો મારા પર આ સંકટ પડત નહિ!' એવા ઉદ્ગાર તું કદી પણ કાઢતો નહિ!"

"નહિ, કદી પણ કાઢીશ નહિ!" એમ કહી **કુણાલ** ક્ષુબ્ધ હૃદયે, પરંતુ અત્યંત ત્વરીત ગતિએ કુંજ બહાર પડયો અને તેવોજ **કાંચનમાળા**ની શોધમાં લાગ્યો.

(૪)

**તિષ્યરક્ષા** હતાશ થઇ ત્યાંજ બેસી રહી. તેના હૃદયમાં આ વેળા સુબુદ્ધિ અને દુર્બુદ્ધિનો ઘોર સંગ્રામ મચી રહ્યો.

સુબુદ્ધિ બોલી" તું પ્રત્યક્ષ સાવત્ર પુત્ર પાસે ગઇ હતી કેમ? તને યોગ્ય શિક્ષા મળીને?"

કુબુધ્ધિ બોલી "શિક્ષા વળી કેવી?"

" જે ફજેતી થઇ તે હજુ બરાબર નહિ થઇ ખરૂં !"

" એમાં તેં વળી ફજેતી ? કોઇ પણ વાતનો અંદાજ એકવાર તો આપવોજ પડેને ?

" એ અંદાજ કે ? પણ છેવટે ખાત્રી તો થઇને ? "

ધન્ય છે તેને ! આ ખાત્રી ! મેં એકાદ દિવસ કોઇ વાતની આશા છોડી એટલે થયું !"

હજુએ તને આશા છે ખરી ! મને લાગે છે કે ફરીથી તેના તરફ જશે ખરી !"

" કેમ નહિ જાઉં ! આજ તે મારા તરફ આવ્યો, ને કદી પણ હુ તેના તરફ જઇશ."

ધન્ય છે ! અને પાછું તેવુંજ થાયતો ? તેવું કંઈ સંધાન દેખાયું કે ? "

" નહિ ! કંઇ દેખાયું નહિ !"

" તો પછી પુનઃ પ્રયત્ન કેમ કરે છે ? માત્ર કષ્ટ ભોગવશે ! તે આશા તું છોડીજ દે !"

" વાહ ! તું સારી સલાહ આપે છે ! આટલું આટલું મેં કર્યું આટલું અપમાન મેં સહન કર્યું તે આશા છોડવા માટેજ કે ?"

" તારાથી તે પકડી તો શકાયો નહિ— કે તેંજ છોડયો ? વ્યર્થ પ્રયત્ન કરી શા માટે કષ્ટ પામે છે ? માટે કહું છું તે આશાજ છોડી દે કુણાલ અત્યંત સુશીલ છે,"

થોડા સમય પછી **તિષ્યરક્ષા**ના હૃદયમાં સુબુદ્ધિએ અને દુર્બુદ્ધિએ પોતપોતાના સ્થાન કિંચિત્ બદલેલા જણાયા, સુબુદ્ધિ બોલી" હું પૂછું છું કે આ આપમાનનો બદલો તું કેમ લેતી નથી ? જે ભરોસા પર અધાર રાખી તું જવાની છે તે ખોટો છે."

" હા રે હા ! એ મસલત ઠીક છે. તેવીજ કંઇ શેહ પહોંચાડીએ તો કદાચ ઠેકાણે આવે તો આવે ?"

" તો પછી તેજ ઠીકજને-જાતું !"

આ સંવાદ પછી સુબુદ્ધિ અને દુર્બુદ્ધિ કિંચત્ શાંત થયા જેવી જણાઇ, **તિષ્યરક્ષા** હજુ કેટલોક વખત ત્યાં બેસી રહી પછી લતાકુંજનો ત્યાગ કરી તે કયાંક નીકળી ગઈ.

## પ્રકરણ પાંચમું. સ્વપ્ન કે ભાવિ સૂચન.

**કુણાલ** જ્યારે તિષ્યરક્ષાનો મોહ છોડી તે લતાકુંજમાંથી બહાર પડયો તે વેળા તેની મનઃ સ્થિતિ અતિશય ખિન્ન થતી હતી. પોતાની સાવકી માતાના અત્યંત અશ્લાઘ્ય. અત્યંત પાપી વર્તન માટે તેને અત્યંત તિરસ્કાર છુટતો હતો. એટલુંજ નહિ પણ તેનો તે પાતકી પ્રેમનો વિષય પોતેજ થયો તે બદલ તેને પોતાનોએ તિરસ્કાર છુટતો હતો.

પરંતુ આ વાત તરફ વિશેષ લક્ષ આપવાને તેને ફુરસદજ ન હતી. તે વેળા તેને તે કરતાંએ એક મહત્વની વાત તરફ લક્ષ આપવું અત્યંત જરૂરનું હતું. અત્યંત વ્યાકુલ અને ભયભીત ચિત્તે તે પ્રથમ **કાંચનમાળાની** શોધ માટે ગયો. પહેલાં તે અંતઃપુર તરફ ગયો; પણ ત્યાં કોઇ પણ ઠેકાણે **કુણાલને** પોતાની પ્રિયવલ્લભાની શોધ લાગી નહિ. ત્યાંથી તે પુષ્પોદ્યાનમાં ગયો અને ચોતરફ ફરી અતિશય બારીકાઇથી **કાંચનની** શોધ કરી, પરંતુ ઉદ્યાનમાંએ તેનો પત્તો લાગ્યો નહિ.

**કુણાલને** અતિશય ચિંતા લાગવા માંડી તે અત્યંત ઉદ્વિગ્ન થયો. અભિનય સૂચક રણશિંગાનો ધ્વનિ થવાથી **કાંચનમાળાને** જે ઠેકાણે છોડી તે ઉતાવળો ઉતાવળો રંગમંડપ તરફ ગયો તે ઠેકાણે **કુણાલ** ઘણીજ વાર સુધી ચિત્તાક્રાંત સ્થિતિમાં ઉભો હતો. મનમાંની દારૂણ ચિંતા તેને સ્વસ્થ ઉભો રહેવા દે નહિ! પાસેજ એક મઠ હતો તે તરફ તેના પગ સ્વાભાવિક રીતે વળ્યા. મઠમાં હજી પણ દીવો બળતો હતો. ત્રિરત્નની સેવા માટે **કાંચનમાળા** દરરોજ આ મઠમાં જતી હતી. પરંતુ આટલી રાત્રે તે ત્યાં કદી પણ આવતી ન હતી. **કુણાલને** છોડી રાતે કદી જતીજ નહિ. આજ મને છોડી તે ગઇ એવું જાણી તેનું અંતઃકરણ બળી ગયું. આટલી રાતે **કાંચન** ક્યાં ગઇ હોવી જોઇએ તેનો તેને અંદાજજ જણાય નહિ કદાચ તે પેલા મઠમાં તો ગઇ ન હોય એવી ઝાંખી શંકા મનમાં આવવાથી ત્યાં જઇ શોધ તો કરૂં. એવો વિચાર તેના મનમાં આવ્યો. અને તે મઠ તરફ ઉત્કંઠિત ચિત્તે અને ભીતિવ્યાકુલ હૃદયે તે જવા લાગ્યો.

અહીં **કુણાલ** રંગસ્થળ ભણી ઉતાવળો ઉતાવળો નીકળી ગયા પછી **કાંચનમાળા** ઘણા વખત સુધી તે ઠેકાણે બેસી રહી. આ વેળા મારૂં પોતાનું માણસ કોઇજ નથી, મને સહાય કરવાને કોઇજ નથી; આવી કલ્પનાથી તે અત્યંત દુઃખી થઇ. તેનું વ્યથિત હૃદય પાણી-પાણી થઈ ગયું અને તે તેનાં નયન વાટે વહેવા લાગ્યું.

મારા પર કોઇ પણ જબરૂં સંકટ આવશે એવી ભીતિદાયક કલ્પના જે એકવાર **કાંચનના** મનમાં ઉદય પામી, તે કેમે કરી નીકળે નહિ! પોતાના પતિરાજ નીકળી ગયા છે તે પુનરપિ પોતાની દૃષ્ટિએ પણ પડશે નહિ, એવું તેના મનને પક્કું લાગ્યું. આ કલ્પનાથી તેનો ઉત્સાહ અને ઉલ્હાસ નહિવત્ થઈ તેનું હૃદય શૂન્યવત્ થયું. કંઇ કરૂં નહિ, ક્યાંએ જાઉં નહિ, અને જગા પરથી હાલું નહિ, એવુંજ તેને લાગવા માંડયું.

**કુણાલ** રંગમંદિર તરફ નીકળી ગયા પછી **કાંચન** અંતઃપુર તરફ ગઇ નહિ. રંગમંડપ તરફ મોજ જોવા જવાનેએ તેને ઇચ્છા થઈ નહિ. ક્યાંએ જાઉં નહિ એમ લાગવાથી તે કેટલી વાર સુધી તો બેઠેલી જગાએજ બેસી રહી. **કાંચન** સ્વભાવથીજ ધાર્મિક પ્રવૃત્તિની હતી, તેથી આ વિષમ સંકટ કાળે તેનું હૃદય પરમેશ્વર તરફ આકૃષ્ટ થાય, એમાં કંઇ નવું ન હતું.

તે બેઠી બેઠી ત્રિરત્નનું ધ્યાન ધરવા લાગી. હાથ જોડી તે બોલી "ભગવાન! આ સંકટમાંથી અમારૂં રક્ષણ કર. સંકટ આવે, એવી તારી મરજીજ હોય તો તે સઘળું મારા પર આવવા દે. પરંતુ મારા **કુણાલનો** વાળ વાંકો ન થાય એમ કર. એવી કૃપા દૃષ્ટિ તારા વગર મારા પર કોણ રાખે? ભગવાન તને જે ગમે તે કર, પણ મારા **કુણાલને** સુખી રાખ, તેમને તલમાત્ર પણ દુઃખ દે નહિ. નાટક સમાપ્ત થયા પછી મને તેમના દર્શન થાય એમ કર."

એવી ત્રિરત્નની પ્રાર્થના કરતી કાંચનમાલા કેટલોક સમય તો ત્યાંજ બેસી રહી હતી. **કુણાલ** સિવાય અને તે કાલ્પનિક ભીતિ

સિવાય તેને આખા જગમાં બીજું કંઇજ જણાતું નહતું. બીજી વખતે કદાચ તે એકલીને ત્યાં બેસતાં અતિશય બીક લાગી હોત; પરંતુ આ વેળા અન્ય સર્વ વિકાર તેના અંતઃકરણમાંથી નીકળી જવાથી તેને કશાની બીકજ લાગતી ન હતી.

આ પ્રમાણે કેટલાક સમય સુધી **કાંચનમાલા** શૂન્ય મસ્તકે એકલીજ બેસી રહી હતી. ધીમે ધીમે રાતનો અમલ વધતો ચાલ્યો. મઠમાં સંધ્યાકાળની પૂજાનો આરંભ થયો. તેથી તેનું લક્ષ સ્વાભાવિકજ ત્યાં ગયું. **કાંચન** ઝટ લઇ જગા પરથી ઊઠી, અને હળવે હળવે મઠ તરફ આવી.

મઠમાં આવ્યા પછી **કાંચનમાલાએ** પૂજાની સર્વ તૈયારી પોતાના હાથેજ કરી. પૂજા સંપૂર્ણ થયા પછી અર્હતાની અનુમતિ લઇ તે ત્રિરત્નની મૂર્તિ સામે બેઠી અને તેની યથાસાંગ પૂજા કરી. પછી કેટલાક સમય સુધી તો તે મૂર્તિના સ્તવનમાં અને પ્રાર્થનામાં તે નિમગ્ન થઈ ગઇ હતી. મઠમાંના ઘણાક માણસો નાટક જોવા ગયા હતા; તેથી, બાઇ સાહેબ ! તમે આ વેળા અહીં કેમ ? " છોકરી ? ભલતાજ વખતે તું અહીં આવી, તેથી તારા પર કંઇ સંકટ આવેલું જણાય છે. શી બીના છે. મને કહે ?" ઇત્યાદિ ઇત્યાદિ અનેક ચોકસાઇના પ્રશ્નના ઉત્તર, તેના સુદૈવે તેને આપવા પડયા નહિ.

યથાસાંગ પૂજાર્ચન કરી, મૂર્તિ આગળ નમ્રતાથી પ્રણત થઇ **કાંચન** પ્રાર્થના કરવા લાગી " હે ધર્મ ! હે સંઘ ! હે **બુદ્ધ** ! મારા મનને જે આ વિલક્ષણ ચિંતા લાગી રહી છે તે દૂર કર, મારા પતિને સુખી રાખ. તેમનું કોઈ પણ રીતે અમંગલ ન થાય એમ કર. મારા કુણાલને સુખરૂપ અને સુરક્ષિત શરીરે સત્વર મેળવી આપ. એ સિવાય આ દીન કન્યાની બીજી એકે પ્રાર્થના નથી. "

આજ વખતે **કુણાલ કાંચનમાલાને** શોધતો શોધતો તેજ મઠમંદિરમાં આવી પહોંચ્યો, અને ત્રિરત્નની સન્મુખ ઉભો રહી નમ્રપણે મનમાંને મનમાં પ્રાર્થના કરવા લાગ્યો "હે ત્રિરત્ના ! હે ત્રિશરણ!

મારી સામે અજબ અને ભયંકર સંકટ ઉભાં છે, એવું મને સ્પષ્ટ સમજાય છે. આ વેળા મારા ગભરાએલા મનને સ્થિર કર. મેં આજે આ આંખે જે કંઇ જોયું, મેં આજે આ કાને જે કઈ સાંભળ્યું, તેથી મારૂં હૃદય અગ્નિજ્વાળામાં ભડભડ બળતું હોય એમ મને લાગે છે. મારૂં મન અતિ વ્યાકુળ થઇ ગયું છે. મારા ધૈર્યનો સિંધુ તદ્દન સુકાઇ ગયો છે. પ્રભુ! મારા હૃદયને સ્થિર કર. મનને બળ આપ. જેથી મારૂં હૃદય તમારા પ્રતિ અઢળ રહે, તલમાત્ર પણ કદી વિચલિત થાય નહી, એમ કર. મને રાજ્ય ન જોઇએ, ધન ન જોઇએ, માન ન જોઇએ, કંઇજ ન જોઇએ. કોઇ પણ ઐહિક સુખની મને વાંછના નથી. સદ્ધર્મનો બને તેટલો પ્રચાર કરવો એટલીજ આલોકમાં મારી ઇચ્છા છે. જેથી મારી આ ઇચ્છા પાર પડે, સદ્ધર્મનો પ્રસાર થાય, તે કર. એટલીજ મારી નમ્ર વિનંતી છે. મારૂં પાપમાંથી રક્ષણ કરો-રક્ષણ કરો !"

**કાંચનમાલા** અને **કુણાલ**ના એ અંતઃકરણ આ વેળા ગદ્ગદિત થઈ ગયાં હતાં. બંનેની આંખમાં અશ્રુબિંદુ ઉભરાઈ આવી મૂગે મોઢે રૂદન કરતાં હતાં. તે બંનેનાં મન ત્રિરત્નમૂર્તિની પ્રાર્થનામાં મગ્ન થયાં હતાં. **કુણાલ** પોતાની પાસે આવી ઉભો રહયો છે, એ વાત આ ક્ષણ પર્યંત **કાંચનમાલા**ના લક્ષમાં બીલકુલ આવી ન હતી. **કુણાલે** પણ **કાંચનમાલાની** ધ્યાન પ્રાર્થનામાં અત્યાર સુધી વિઘ્ન નાખ્યું ન હતું. પરંતુ પ્રણયિજનના હૃદયમાં કંઈ પણ વિદ્યુત્ પ્રવાહ વહયા કરે છે એમાં સંશય નથી. આ વિદ્યુત્ પ્રવાહથી બંનેનાં અંતઃકરણના ખળભળાટનો આ વેળા પરસ્પરને થોડો બહુ પરિચય થયો. કોઇ પણ મારી પાસે આવી મારા કાનમાં સુખની વાત ગણગણે છે, એવો સુખકર ભાસ બંનેને થયો.

તરતજ **કાંચનમાલાના** મનમાં પ્રફુલ્લતાનો સંચાર થયો. ઘનઘોર વાદળ થઈ આવી પ્રચંડ વૃષ્ટિ થાય, અને પછી આકાશ સ્વચ્છ થઈ તે વાદળ કિંવા પર્જન્યનું ચિહ્ન પણ ન દેખાય એવી તેના અંતઃકરણ-

ની સ્થિતિ થઈ. જાણે દારુણ ગ્રીષ્મનો ભયંકર ઉકળાટ પછી હળવે હળવે શાંત શીતલ મલય વાયુની સુગંધિત લહરી વહેવા લાગી.

પ્રભુ હવે મારા પર નક્કી પ્રસન્ન થયા છે, એવી કલ્પના થવાથી **કાંચનમાલા** આંખ ઉઘાડી ઉપર જુએ છે તો શું! પોતાનો હૃદય વલ્લભ પાસેજ ઉભો છે! હજુ **કુણાલ** ધ્યાનમાંજ નિમગ્ન હતો તેના ધ્યાનનો ભંગ કરવો કે નહિ, તેનો કાંચનમાલાને પ્રશ્ન થઇ પડયો. પરંતુ અમંગલનું ભાવિફળ ઉત્તમજ હોય છે, એવી તેના મનની ખાતરી હોવાથી તેણે નિર્ભય અંતઃકરણે **કુણાલના** ધ્યાનનો ભંગ કર્યો.

મનને અતિશય ચિંતા લાગી, અતિશય ત્રાસ થઇ, અનેક ભાવી અમંગલના સંકટમાંથી છૂટયા પછી તે પ્રણયિયુગ્મની આ પહેલી મુલાકાત હતી. આ સમયના પરસ્પર દર્શનથી તે ઉભયની શી સ્થિતિ થઈ હશે, તેની કલ્પના કરવાનું કામ પ્રિય વાંચકનેજ સોંપવું, એવું અમને લાગે છે.

ગદ્‌ગદિત કંઠે **કાંચન** બોલી "નાથ! ખરેજ, મારા પર ત્રિરત્ન પ્રસન્ન થયા, તેમાં શક નહિ. મારા પર કંઇ પણ સંકટ આવશે, આવશે, એવી અમંગલ ચિંતા મને સતત લાગી રહી હતી. પરંતુ ત્રિરત્નની કૃપાથી મને શુભફળજ પ્રાપ્ત થયું! નાથ! આ વેળા હું તમને એક વિનંતી કરૂં કે ? "

"તું શી વિનંતી કરશે, **કાંચન**?"

"હૃદયેશ્વર! રાજવાડાનાં સર્વ સુખ ખરેખર દુઃખમય હોય છે. તેમાં પગલે પગલે સંકટ, ચિંતા, ઉત્કંઠા, ચટપટી હોય છેજ. સંપત્તિના સુખમાં પ્રતિક્ષણે વિપત્તિ, પ્રતિક્ષણે અડચણ હોયછે, એવોજ અનુભવ આપણને આજ પર્યંત થયો છે નહિ વારૂ ? "

"**કાંચન**! તારૂં કહેવું ખરૂં છે!" દીર્ઘ નિઃશ્વાસ નાખી **કુણાલ** બોલ્યો.

"માટેજ મારા મનમાં એક વિચાર આવ્યો છે. કહું કે?—"

"**કાંચન**? તું મને કહેતાં આટલી કેમ અચકાય છે?"

"તો પછી કહું છું. મને એવું લાગી રહ્યું છે કે સંપત્તિના અને ઐશ્વર્યના આ વૃથા સુખભોગનો ત્યાગ કરી સદ્ધર્મના પ્રચારાર્થે આપણે તીર્થે તીર્થે, શહેરે શહેર અને ગામે ગામ ફરતા ફરીએ. આ ઐશ્વર્યએ પુરૂં થયું અને આ રાજ્યભોગ પણ પુરો થયો- નાથ! મારી આ ઇચ્છા પૂર્ણ કરશો તો આપણો વિયોગ થવાની ભીતિ કદી પણ રહેવાની નથી. વિશેષે કરીને જે માટે મારૂં મન આટલું ઉત્સુક થયું છે, તે પણ આ આચરણથી સારી રીતે અમલમાં આવશે, એમ મને લાગે છે."

**કુણાલ** કેટલીક ક્ષણ સુધી પોતાની નિર્મળ હૃદયવલ્લભા તરફ જોઈજ રહ્યો.

"મારૂં કહેવું તમારા ધ્યાનમાં નથી આવતું?"

"**કાંચન**! ગાંડી! તને એમ લાગે છે કે હું સુખોપભોગ માટે, રાજ્યૈશ્વર્ય માટે પાછો રાજવાડામાં આવ્યો છું? ધનવૈભવનો કિંવા યશઃકીર્તિનો લોભ મારા મનને કદી ક્ષણભર પણ અડકયો નથી."

"તે હું જાણું છું નાથ!"

"**કાંચન!** અહીં આવવાનો મારો મુખ્ય ઉદ્દેશ એ છે કે જો હું મહારાજની મરજી સારી રીતે સંપાદન કરી શકું, અને જો હું તેમનો પ્રિય પુત્રજ થાઉં, તો આપણું સદ્ધર્મ પ્રચારનું કામ કરવાને આપણને કેટલીક ઉત્તમ સંધિ મળે."

"તે ખરૂં છે!"

"મારે હાથે કંઈ પ્રત્યક્ષ બનો, અગર ન બનો, પણ રાજ પરિવારમાંના કોઈ કોઈ માણસોને અમારો મત ગ્રાહય થતો ચાલ્યો છે. ખુદ મહારાજે સદ્ધર્મની દિક્ષા લીધી છે, એટલુંજ નહિ, પણ **ઉપગુપ્ત** પાસેથી સદ્ધર્મની દિક્ષા તે પુનઃ લે છે. સદ્ધર્મનો ખરો પ્રકાશ તેમના હૃદય પર પડી તેનો પ્રસાર કરવાને મહારાજના પ્રયત્ન શરૂ થશે, તે વેળા મારાથી કેટલાક મહત્વનાં કામ થશે, એવી મને ખાત્રી છે." **કુણાલ**ના તેજઃ પુંજ મુખમંડળ તરફ જોઈ

**કાંચનમાળા** બોલી "નાથ ! તમારા મનમાં આવા કેટલાકો મોટા મોટા ઉદ્દેશ છે તે શું હું જાણુતી નથી ? તોપણ — તોપણ —"

"તો પણ શું **કાંચન**!?"

"તમને આજે એક વિનંતી કરવી એવું મારા મનમાં આવે છે."

"તે શું ?"

"આજે પૌર્ણિમાની પવિત્ર રાત. આ ક્ષણ પણ અત્યંત શુભ છે, કારણકે આ ક્ષણે ત્રિરત્ને આપણા પર–મારાપર અતિશય કૃપા કરી છે."

"કેવી કૃપા, **કાંચન**?" કુણાલે તેના સામે કૌતુકથી જોઇ પૂછ્યું.

"મારા મનમાં અતિશય ચિંતા થઇ રહી હતી, કે મારાપર જબરદસ્ત સંકટ આવશે–તમે ફરી પાછા મારી દૃષ્ટિએ પડવાના નથી; પરંતુ ત્રિરત્ને સહૃદય થઇ મને આપનાં દર્શન કરાવ્યાં,—માટેજ હું કહું છું કે આ ક્ષણ અત્યંત શુભ છે."

"તેમ હોય તો—"**કુણાલ** હસીને બોલ્યો "ખરેખર આ અત્યંત શુભ ક્ષણ છે."

"આ પૌર્ણિમાની રાત્રિએ, બીજા પહરે, આ અત્યંત, મંગળ શુભ ક્ષણે, આ દેવતાની સન્મુખ ઉભાં રહી, સદ્ધર્મના પ્રચારાર્થે આપણે આપણાં જીવન અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરીએ."

"**કાંચન**! તારી આ પવિત્ર આજ્ઞા મારાથી અમાન્ય કેમ થાય?"

**કાંચનમાળા** અને **કુણાલ** બંને તરતજ તે મૂર્તિ સામે ઘુંટણ ટેકી બેઠાં. તેમણે પોતાની આંખ મીંચી લીધી, હાથ જોડી માથું નમાવ્યું, અને ચિત્તનો સંયમ કરી મન ત્રિરત્ન તરફ લગાડયું. સમસ્વરે તે ઉભય બોલ્યાં "હે ત્રિરત્ન ! હે ધર્મ ! હે સંઘ ! હે **બુદ્ધ** ! હે બોધિસત્વ ! પ્રત્યગ્બુદ્ધ ! શુદ્ધ ! જીવન્મુક્ત ! તમેજ સાક્ષી છો. અમે પતિપત્ની આજ શુભ દિવસે, શુભક્ષણે એવી પ્રતિજ્ઞા કરીએ છીએ કે સદ્ધર્મની ઉન્નતિ, વૈભવ અને યશની વૃદ્ધિનો પ્રચાર કરવા માટે

અમારા ધર્મનો અવશિષ્ટ ભાગ અમે આનંદે અર્પણ કરીએ છીએ. જેના યોગે સદ્ધર્મની ઉન્નતિ થાય નહિ, જેના યોગે **બુદ્ધદેવનો** મહીમા વધે નહિ, એવા પ્રકારના કાર્ય અમે હવે પછી કદી પણ કરીશું નહિ. ઐશ્વર્ય, વૈભવ, સંપત્તિ, ધન અને વિદ્યાનો જો અમે આજ પછી કદી પણ અભિલાષ કરીએ તો તે માત્ર આજ એક કાર્ય માટે ! બીજા કોઇ પણ કાર્ય માટે એ વાતનો અમે કદીપણ ઉપયોગ નહિ કરીએ ! હે ત્રિરત્ન ! હે બુદ્ધ ! હે બોધિસત્વ ! અમારાં અંતઃકરણ દૃઢ મનને બળ દે, હૃદયને સ્થૈર્ય દે ! ”

એવી રીતે સદ્ધર્મના પ્રચારાર્થે જીવન ગાળવાની પરમ પવિત્ર પ્રતિજ્ઞા દેવ સન્મુખ કર્યા પછી **કુણાલ** અને **કાંચનમાળાના** મનને કંઈ વિલક્ષણ, કંઈ અવર્ણનીય શાંતિ લાગવા લાગી. આનંદ સિવાય આ જગમાં અન્ય કંઈ છેજ નહિ એમ તેમને લાગવા લાગ્યું. કેટલેક વખતે તે આનંદમાંથી તેઓ ભાનમાં આવ્યાં. દિક્ષા આપ્યા પછી **અશોક** મહારાજને આશીર્વાદ આપવા અને દેવદંપતિનો વેશ ચઢાવવા તે ઉભય ત્યાંથી હળવે હળવે નીકળી ગયાં.



## પ્રકરણ છઠ્ઠું ધર્મ—દિક્ષા

તિષ્યરક્ષા પોતાની સુબુદ્ધિ અને દુર્બુદ્ધિનો ઝગડો સાંભળતી ઘણી વાર સુધી લતાકુંજમાં બેઠી હતી. તે કુંજગૃહમાંથી બહાર પડી, તે વેળા તેના મનમાં ભિન્ન ભિન્ન વિચાર–વિકારે ધાંધલ મચાવી મૂકી હતી. આ વેળા તેના વિચાર **કુણાલ** સંબંધીજ હોય એમાં નવાઈ નથી.

હવે **કુણાલને** કોઈ પણ તેવો ભય બતાવ્યા વિના પોતાનો હેતુ સિદ્ધ થશે નહિ, તેમજ કોઈ પણ જબરદસ્ત શેહ આપ્યા વગર **કુણાલ** પોતાના મન પ્રમાણે વર્તવાને તૈયાર થશે નહિ, એવો વિચાર–કલ્પનાનો નિષ્કર્ષ **તિષ્યરક્ષાએ** થોડાજ સમયમાં કાઢયો. તેને એ નીતિની શેહ આપવા માટે કોઈ પણ યુક્તિ કરી **અશોક રાજાને** અમુક એક દિશામાં ચલાવવા ઉચિત હતા. રાજાને ગમે તેમ કરી આ વેળા પોતાની મુઠ્ઠીમાં રાખવાની જરૂર છે, એવો તેણે કયાસ કર્યો. રાજા પોતાના હાથનું રમકડું કેવી રીતે થાય, એ વિષે કયો ઉપાય કરવો, આ એકજ વિષય તરફ **તિષ્યરક્ષાનું** તમામ ચિત્ત લાગી રહ્યું હતું. **અશોકની** મરજી તાબડતોબ સંપાદન કરવા એકજ—પણ તત્કાળ ગુણ આપે એવો સરસ ઉપાય છે એમ અલ્પ સમયમાંજ **તિષ્યરક્ષાના** ધ્યાનમાં આવ્યું. અશોકની રાણીઓમાંની એકે પણ હજુ બૌદ્ધ ધર્મની દિક્ષા લીધી નહતી, એ અતિશય મહત્વની વાત તે બુદ્ધિમતિ સ્ત્રીના ધ્યાનમાં એકદમ આવી. જો હું રાજા સાથે આજને આજ બૌદ્ધ ધર્મની દિક્ષા લઉં તો તેમની મારા પર અતિશય પ્રીતિ થાય અને એ કૃતિથી રાજા મારી મુઠ્ઠીમાંનું રમકડું થઈ રહે, એવું તેને ખાત્રી પૂર્વક લાગવા માંડયું. પોતાનો હેતુ પારપાડવા ધર્મ જેવા પવિત્ર વિષયને પણ તિલાંજલિ આપવા દુષ્ટ મનુષ્યના મનમાં કદીપણ ધ્રાસ્કો પડતો નથી! પોતાની પાપ—વાસના પૂર્ણ કરવા એક ધર્મનો એકદમ ત્યાગ કરી બીજો ધર્મ ગ્રહણ કરવા તે પાપિણીનું મન તરતજ તૈયાર થયું.

તિષ્યરક્ષા ઝપાટાબંધ પોતાના મહેલમાં ગઈ અને લખવાની સામગ્રી લઈ **અશોક** રાજા પર તાબડતોબ પત્ર લખવા બેઠી.

**તિષ્યરક્ષાના** પત્રનો સારાંશ આવો હતોઃ—

"આજ કેટલાક મહીના અને કેટલાક દિવસ થયાં મને એક મોટું ચમત્કારી સ્વપ્ન આવે છે. પ્રત્યેક વેળા ભગવાન **બુદ્ધ** મને સ્વપ્નમાં દર્શન આપી પોતાનો ધર્મ ગ્રહણ કરવા આગ્રહપુર્વક આજ્ઞા કરે છે. લોકોને શું! આવા પવિત્ર ધર્મની ફાત્રે તેમ ઠેકડી કરવાનેએ તેઓ આગળ પાછળ જોતા નથી, એવી બીક લાગવાથી મેં આ વાત આજ પર્યંત કોઈની પાસે પણ પ્રગટ કરી નહતી; પરંતુ મહારાજ આગળ આ વાત છુપાવવા બદલ મારૂં મન મને અતિશય ખાતું હતું. એક વાર આ વૃત્તાંત મહારાજના કાન પર નાખવો, એવી આજ કેટલાક દિવસ થયા મારા મનમાં ઉત્કંઠા લાગી રહી હતી; પરંતુ જન—લોક શું કહેશે, એ નીતિથી અને આટલા દિવસ આવા વિલક્ષણ મહત્વની વાત મહારાજાથી ગુપ્ત રાખી મૂકવાથી મહારાજ પણ આદીન દાસી પર ક્રોધાયમાન થશે એવી આશંકાથી, આ વાત મહારાજને ચરણે નિવેદન કરવા મને આજ પર્યંત ધૈર્ય આવતું નહતું, આજ સવારથી તો હું આ વિચારમાં ગાંડીજ બની ગઈ છું. આજે મોટો ઉત્સવનો દિવસ. આજ તો મહારાજને એ વાત જાહેર કર્યા વિના રહુંજ નહિ, લોકો ભલે ગમે તેમ બોલે, એવી મારા મનમાં સવારથી ઉત્કંઠા થઈ રહી હતી. પણ મનમાં ધીરજ રહે નહિ. પરંતુ હવે આ વાત મહારાજના ચરણે નિવેદન કર્યા વિના રહેવાતુંજ નથી માટે આ પત્રદ્વારે તેમ કરવા નમ્રતાથી પરવાનગી માગું છું. દીન દાસીની આ પ્રાર્થના ઉપર યોગ્ય વિચાર થાઓ, એટલીજ મહારાજાધિરાજના ચરણ આગળ નમ્ર વિજ્ઞપ્તિ છે.'

પત્ર લખાયો. તે પાછો એકવાર વાંચ્યો. તેમાં યોગ્ય ફેરફાર કરી તરતજ તિષ્યરક્ષાએ દાસી સાથે પ્રાડ્વિવાક પર મોકલ્યો. **પ્રાડ્વિવાક** પહેલેથીજ જુદા જુદા કારણને લીધે આ દુષ્ટ દુશ્ચારિણી સ્ત્રીના હાથમાંનું

રમકડું થઈ રહ્યો હતો. થોડી વારમાં તે પત્ર તેના હાથમાં ગયો. પ્રાડ્‌વિવાકે તરતજ તે પત્ર સભાસ્થાને બેઠેલા અશોકના હાથમાં આપ્યો. પત્ર વાંચી જોતાંજ રાજાના આનંદને સીમા રહી નહિ. તેજ ક્ષણે તિષ્યરક્ષાનો એ દિક્ષા સમારંભ કરવો, એવો તેણે હુકમ કર્યો, અને તે ગંભીર પ્રસગાનુરૂપ રક્તવસ્ત્ર પરિધાન કરી તિષ્યરક્ષા એ સભાસ્થળે આવવું, એવી બાતમી પણ તેણે તિષ્યરક્ષા પર મોકલી.

મોટા આનંદે, હર્ષથી ગાંડા જેવો બની રાજા તિષ્યરક્ષાનો પત્ર પોતાના અધિકારીને બતાવવા લાગ્યો. મહારાજ અશોકની પ્રિય રાણી દેવી તિષ્યરક્ષાનો એ દિક્ષાવિધિ આજજ થશે, એવી વાત થોડાજ સમયમાં જેના તેના મોંમાંથી નીકળવા માંડી!

[૨]

મહાર્હંત ઉપગુપ્ત, બુદ્ધની ભૂમિકા લઈ, ગંભીર, શાંત, નિસ્તબ્ધ, અને નિર્વાત સાગર પ્રમાણે બોધીવૃક્ષની નીચે ધ્યાનમાં નિમગ્ન થઈ બેઠો હતો. તેનાં સર્વ વિઘ્ન, સર્વ સંકટ અને સર્વ બાધા નાબુદ થઈ જવાથી ધીમે ધીમે તેના શાંત મુખમંડળ પર હર્ષાનંદનાં ચિન્હ વિકાસ પામવા લાગ્યાં હતાં. તેનાં નેત્ર ધ્યાનનિમગ્નતાને લીધે મીંચાએલાં હોવા છતાં તેના મુખ પર હાસ્યરેષા ઉદય પામવા લાગી હતી. આનંદાતિશયે તેના સર્વાંગમાં કંપ છૂટયો હતો.

આવી સ્થિતિમાં બીજો એ કેટલોક વખત ગયો. મહાર્હંત ઉપગુપ્તે ધીમે ધીમે આંખ ઉઘાડી. ગંભીર અને શાંત સ્વરે ત્રિશરણનું નામ તેના મોંમાંથી હળવે હળવે નીકળવા લાગ્યું.

એટલામાં સ્વર્ગમાંથી એક સિદ્ધ પુરુષ નીચે આવી તેને કહેવા લાગ્યો "ભગવાન! આપની તપઃસિદ્ધિનો ઉદ્દેશ શો છે?"

ઉપગુપ્તે ધીર ગંભીર સ્વરે ઉત્તર આપ્યો "મગધ સામ્રાજ્યમાં ચોમેર ધર્મનો લોપ થઇ ગયો છે. ત્યાં સદ્ધર્મનો પ્રચાર થાય, એટલોજ મારો ઉત્કટ હેતુ છે."

તરતજ તે સિદ્ધ પુરુષનો વેશ લીધેલા પુરુષે અશોક રાજાને હાથ પકડી તેને ઉપગુપ્ત આગળ આણી ઉભો કર્યો, અને હાથ જોડી

બોલ્યો "મહારાજ! આપના ચરણ આગળ એક નમ્ર વિનંતી છે."
"તે શી?"

"સદ્ધર્મની દિક્ષા મેળવવાને મહારાજના મનમાં ઉત્કંઠા થઇ રહી છે. મહારાજની સાથે તેમની પ્રિય રાણી દેવી તિષ્યરક્ષાને પણ સદ્ધર્મની દિક્ષા મળે એવી તે ઉભયની ઇચ્છા છે."

"તથાસ્તુ!"

બુદ્ધવેશધારી ઉપગુપ્તે એક હાથે અશોકનો અને બીજા હાથે તિષ્યરક્ષાનો હાથ પકડી ઉચ્ચ સ્વરે એક ધર્મગાથા ગાવાનો આરંભ કર્યો. ઉપગુપ્તના તે ગંભીર સ્વરે મધ્યરાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કર્યો. સભાસ્થાને એકત્ર થએલા સર્વ લોક ઉપગુપ્તની ગાથા એક તાનથી સાંભળવામાં તલ્લીન થઈ ગયાં હતાં.

આ સમારંભ ઘણા વખત સુધી ચાલ્યો હતો; એટલામાં ઉપર સ્વર્ગમાં દેવનું એક જોડું આવી વિરાજમાન થયું. તે ઉભયના અંગ પર અલંકાર વગેરે કંઈ ઘણા નહતા છતાં તેમનાં શરીરની પ્રભાથી સભામાં સળગતા તમામ દીપક એકાએક નિસ્તેજ જણાવા લાગ્યા.

આશીર્વાદના શાંત ગંભીર સ્વરે તે દેવદંપતિ બોલવા લાગ્યાં.

"આ સાગરાંબર, સદ્વીપ પૃથ્વીના અધીશ્વર સમ્રાટ્ આજ સદ્ધર્મની દિક્ષા લે છે; હવે ટુંક સમયમાં સાગરાંબર, સદ્વીપ પૃથ્વી બૌદ્ધ ધર્મના મહીમાથી વ્યાપ્ત થઈ જશે એમાં તલમત્ર સંશય નથી. મહારાજ અશોકના શુભ યશકીર્તિ કલાપે દિગ્દિગંત ભરાઈ જશે. હવે મહારાજને જન્મ ગ્રહણ કરવાનું કંઈજ કારણ રહ્યું નથી; કારણકે તેમને આજ લોકમાં, આજ જન્મે નિર્વાણપદની પ્રાપ્તિ થશે, જે પ્રમાણે કૌમુદીનો પ્રવાહ એકજ દિવ્ય ઝરણમાંથી બહાર પડી અવિરત અખંડિત સ્રોતથી આખાબ્રહ્માંડને ભરી દેછે' તે પ્રમાણે મહારાજ અશોકનો યશ એકજ ઉગમ સ્થાનમાંથી બહાર પડી દિગ્દિગંત ભરતાંએ વધો!"

સભાસ્થળે એકઠા થએલા સર્વ લોક સ્વર્ગીય દંપતિએ આપેલો આ આશીર્વાદ મુગ્ધચિત્તે સાંભળવા લાગ્યા. જ્યાં ત્યાં શાંત નિસ્તબ્ધતા હતી!

**અશોક** ચોમેર જોવા લાગ્યો, એટલામાં તેને એક વિલક્ષણ દેખાવ જણાયો. તમામ દિગ્વલય સમુદ્રના અથાગ પાણીથી પરિપૂર્ણ થઇ ગયાં છે. સમુદ્રના કેંદ્ર સ્થાને જે બેટ છે ત્યાં આપણે બેઠા છીએ. આપણી સામે એક સરખા બેટનાં ટોળાંને ટોળાં આવી રહ્યાં છે. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, ઇશાન્ય આગ્નેયી, નૈઋત્ય, વાયવ્ય જે દિશા તરફ જુઓ તે તરફ બેટપર બેટ, બેટપર બેટ—અનંત દ્વીપમાલા અનંત દિગ્વલયમાં ગુંથાઇ રહીછે. પ્રત્યેક બેટમાં એકએક બોધિવૃક્ષ છે. એકેક વૃક્ષને કરોડ કરોડ શાખા, કરોડ પાંદડાં' કરોડ કરોડ ફૂલ અને કરોડ કરોડ ફલ ! કોઈ વૃક્ષની શાખા સંગેમરમરની, તો પાંદડાં પાનાનાં, સ્ફાટિકનાં ફૂલ અને સોનાનાં ફલ ! એકાદ વૃક્ષને નીલમણીની શાખા, શ્વેત હીરાનાં પાંદડાં, પીળાં રત્નનાં ફૂલ અને કૃષ્ણ રત્નનાં ફલ ! એકાદ બોધિવૃક્ષ ને કોઇ પાંદડાં નીલાં તો કોઈ પાંદડાં લીલાંછમ—પણ તમામ તેજસ્વી રત્નનાં ! સઘળાં બોધિવૃક્ષ મૂળથી ટોચ સુધી તેજસ્વી કિરણો બહાર ફેંકતાં હતાં. સર્વની ઉપર ધર્મજ્યોતિ ચંદ્રજ્યોતિ કરતાં અધિક શુભ્ર અને અધિક સ્નિગ્ધ કિરણોની વૃષ્ટિ કરે છે. દુગ્ધ સમુદ્રમાં માખણના બેટ તરતાં તરનાં વહીરહ્યાં છે, એવોજ જાણે ભાસ થતો હતો. બોધિવૃક્ષ નીચે એક એક બોધિ સત્વ ધ્યાનમાં નિમગ્ન થઈ બેસી રહ્યા છે. કોઇ નેવ્વાણું કોટીકલ્પ ધ્યાન કરે છે. કોઇ કોઇ નું ધ્યાન તે કરતાં કમી પણ હતું. કોઇ કીટયોનિથી માંડી એંસી કોટિ યોનિ ભ્રમણ કરીને પણ આક્ષણે મનુષ્યદેહ ધારણ કરી ધ્યાન ધરે છે.

કોઈ કોઈ બુદ્ધ થાય છે, નિર્વાણની પદવી પામે છે, તેમના અધરો પર હાસ્યરેખા વિરાજમાન થાય છે, અને દંતપંક્તિમાંથી શુભ્ર, નીલ, પીળાં, લીલાં, તેજકિરણ બહાર પડી જગદ્બ્રહ્માંડને પ્રકાશિત કરી ગાઢ અંધકારમાં ખદબદયા કરતાં જીવ પર્યંત ધર્મજ્યોતિનો શીતલ, શાંત પ્રકાશ પહોંચાડે છે !

તિષ્યરક્ષાની એ દૃષ્ટિએ એક દેખાવ જણાયો; પરંતુ **અશોકે** જોએલાં દેખાવ કરતાં તે ઘણોજ ભિન્ન હતો ! ચોમેર અંધકારનું

સામ્રાજ્ય. તે અંધકારમાં ચોર્યાસી નરકકુંડ! "અંધકાર' કહ્યો તે સંપૂર્ણ ખરો નહિ. પ્રકાશે નહિ અને અંધકારે નહિ એવી કંઈ અવર્ણનીય પરિસ્થિતિ–લક્ષ લક્ષ લોક આ અંધકારમાં ચીત્કાર કરે છે! એક નર્કકુંડમાં ગંધકની આગ બળતી હોય એટલી દુર્ગંધ છુટી છે કે તેથી સર્વની ઘ્રાણેંદ્રિય બગી જશે કેશું એવો ભાસ થાય છે! સર્વ પાપી પ્રાણીનાં શરીરને ભયંકર અને અસહ્ય વેદના થાય છે! તે પ્રાણીઓની વેદના જોઈ અને તેમની ચીસ સાંભળી તિષ્યરક્ષાને અંગે કાંટા આવ્યા અને તેણે ફડ લઈને આંખ ઉઘાડી!

પરંતુ આંખ ઉઘડતાંએ શું વળે? માત્ર આંખ ઉઘાડવાથી તિષ્યરક્ષાનો છુટકો કેમ થાય? તે વખતે ઉપગુપ્તના હાથમાંજ તેનો હાથ હતો. તે નરકનો દેખાવજ તેને જણાવા લાગ્યો. તે તરફ જોતાં જોતાં તિષ્યરક્ષાને એવું જણાયું કેઅવલોકિતેશ્વર રૂપે કાંચનમાળા લોકોના: રક્ષણાર્થે આવી છે. ને નરકકુંડમાં પડનારા લક્ષ લક્ષ પાપી લોક તે નરકકુંડનો ત્યાગ કરી એકદમ ઉપર આવવા લાગ્યા. કાંચનમાળાએ ખુદ તિષ્યરક્ષા તરફ જોયું એ નહિ! તે સર્વ પાપી લોકનો ઉદ્ધાર કરી જતી રહી. તે પ્રકાશાંધકારમાં– હવે ત્યાં અધિકાધિક ઘોર અંધકાર પસરવા માંડયો હતો– તે ચોર્યાસી નરકકુંડમાં તિષ્યરક્ષા–હમણા તે માત્ર એકલીજ રહી! તેના ભયની સીમા રહી નહિ. ભયથી બેબાકળી બની જઈ સભાસ્થાનમાંજ એકદમ કીકીયારી પાડી ઉઠવાની તૈયારીમાં હતી; એટલામાં ઉપરથી એક રમ્ય શાંત કિરણ તેના ચહેરા પર પડ્યું. તે કિરણના અનુરોધે તિષ્યરક્ષાએ લક્ષપૂર્વક ઉપર જોયું, તો કાંચનમાળા સહાનુભૂતિના સ્વરથી તેને 'આવ આવ અલી!' કહી હાંક મારે છે, અને કુંણાલ તેની પાસે રહી કુત્સિતપણે હસે છે; એવું તેની દૃષ્ટિએ પડયું.

અશોક અને તિષ્યરક્ષા આવી રીતે પોતપોતાના સંબંધના અત્યંત વિલક્ષણ દેખાવ જોતાં હતાં એટલામાં ઉપગુપ્તે તેમના હાથ છોડી દીધા, તે વખતે જાણે પોતાનો પુનર્જન્મ થઇ પાછાં મૃત્યુલોકમાં આવ્યાં હોયની, એમ તેમને લાગ્યું. ભાનમાં આવતાંજ તેમણે ઉપગુપ્તને નમ્રતાથી પ્રણામ કર્યા.

આમતેમ જોઇ ઉપગુપ્તે પૂછયું **કુણાલ** અને **કાંચનમાળા** ક્યાં છે ?

**કુણાલ** અને **કાંચનમાળાએ** પણ આશીર્વાદ આપવો એવી **ઉપગુપ્ત**ની ઇચ્છા હતી, તે ઉભયે પણ અત્યંત ધાર્મિક-ધર્મ માટે અતિશય ક્લેશ સહન કર્યા છે. એવો પણ તેણે ઉદ્દગાર કાઢયો.

મહાર્હત્ **ઉપગુપ્ત** જેવા ધર્મપ્રમાણ ગુરુના મુખથી પ્રિય પુત્ર સંબંધી ઉદ્દગાર સાંભળી **અશોકને** તેને માટે અત્યંત ધન્યતા લાગવા માંડી, તેને અતિશય આનંદ થયો. તેણે તરતજ પુત્રને બોલાવી લાવવા માણસ મોકલ્યા. તે વેળા **કુણાલ** ઉપર બેઠો બેઠો **તિષ્યરક્ષાનું** વર્તન સૂક્ષ્મ દૃષ્ટિએ જોતો હતો. તેના એકંદર પરસ્પર વિરોધી વર્તન સંબંધી તેને અતિશય ચમત્કાર લાગ્યા વિના રહ્યો નહિ. થોડાજ સમય પૂર્વે તે પાપીણીએ પોતાની સાથેજ ચલાવેલા પાપ વર્તનનું સ્મરણ થઇ તેના હૃદયને દુઃખ થવા લાગ્યું. કેવો ચમત્કાર ! કેવળ બે પ્રહર પૂર્વે તે લતાકુંજમાં તે અસ્લીલ કૃતિ કરવી શું અને હમણા એકાદ પરમ સાધ્વી પ્રમાણે પોતાના પતિ પાસે બેસી દિક્ષાસૂચક આશીર્વાદ લેવો શું ?

આ વેળા **કુણાલને** સ્ત્રી જાતિના બે આત્યંતિક નમુના દેખાતા હતા. કેવળ ધર્મની મૂર્તિરૂપ **કાંચનમાળા** તેની પાસે હતી, તેમજ કેવળ મૂર્તિમાન્ અધર્મરૂપ **તિષ્યરક્ષા**, ધર્મનું વસ્ત્ર ઓઢી પોતાના ભોળા પિતા પાસે બેઠેલી જણાતી હતી ! ઉભયમાં ભયંકર વિરોધ જોઇ **કુણાલના** આશ્ચર્યની સીમા રહી નહિ !

**કુણાલ** આ પ્રમાણે આશ્ચર્યમાં નિમગ્ન થઇ રહ્યો છે, એટલામાં મહાર્હત્ **ઉપગુપ્ત** પોતાને બોલાવતા હોવાથી મહારાજાએ પોતાની શોધ માટે માણસ પણ મોકલ્યા છે એવું તેને જણાયું.

તરતજ **કાંચનમાળા** સાથે લઈ **કુણાલ** સપાટાબંધ નીચે આવ્યો અને પિતાના ચરણે અભિવાદન કરી તેનો આશીર્વાદ લઇ તે **ઉપગુપ્ત** પાસે આવી ઉભો રહ્યો. **તેના મસ્તક પર હાથ મૂકી ઉપગુપ્ત** આશીર્વાદની ગાથા ઉચ્ચારવા લાગ્યો.

**કુણાલ**ને એવું જણાયું કે જેત વનમાં **બુદ્ધદેવ** સદ્ધર્મનો ઉપદેશ કરે છે. સિદ્ધ, ચારણ, દેવ, નર, કિન્નર, સઘળા જન તે ઉપદેશ લક્ષ પૂર્વક સાંભળે છે. બુદ્ધ પૂર્વ જન્મની કહાણી કહેતો હોઇ ક્રમે ક્રમે બુદ્ધ કેવી રીતે થાય, તેનું વિસ્તાર પૂર્વક વર્ણન કરે છે. તે કથામૃત પાનથી હૃદય પુલકિત થઇ શરીર રોમાંચિત થાય છે, એટલામાં **બુદ્ધ દેવે** પોતાને હાથે **કુણાલને** ખેંચી પોતાની પાસે બેસાડયો, કે તરતજ એકઠા થએલા સર્વ લોકોના મૂખમાંથી એકદમ **જય કુણાલ ! જય કુણાલ !** એવો હર્ષધ્વનિ થયો.

**કાંચનમાળા**ને એવું જણાયું કે હું બોધિવૃક્ષ નીચે ધ્યાનમગ્ન થઇ બેઠી છું. મારા નિર્વાણનો સમય આવી પહોંચ્યો છે. લગભગ દશમી ભૂમિ પણ ઓળંગી છે, તે વેળા બ્રહ્માંડમાંના પશુ પક્ષી, કીટ, પતંગ, દેવ, દાનવ, સિદ્ધ, ચારણ પોતાની સાથે ઉભાં રહી પૂછે છે "માતા! અમારી શી અવસ્થા કરી જાઓ છો!" એમ કહી તે સર્વે રડવા લાગ્યાં. તે વેળા **કાંચનમાળા**એ પ્રતિજ્ઞા કરી કે 'હું પણ અવલોકિતેશ્વરના જેવી પ્રતિજ્ઞા કરૂં છું કે જયાં સુધી બ્રહ્માંડમાં એક પણ પ્રાણી નિર્વાણશૂન્ય રહેશે, ત્યાં સુધી મને પણ નિર્વાણની ઇચ્છા થશે નહિ! સપ્ત વર્ગ, સપ્ત પાતાલ પૃથિવી, ચોર્યાસી નરક એ સર્વમાં તેના નામનો પ્રચંડ જયધ્વનિ થયો! અને ભગવાન્ અવલોકિતેશ્વરની તેજઃપુંજ મૂર્તિ તેની દેહમાં મળી ગઇ એવો ચમત્કાર સર્વએ જોયો.

તે જયધ્વનિ **કુણાલ** સાંભળે છે, એટલામાં આશીર્વાદ પૂર્ણ થયો. **કુણાલ** અને **કાંચન**ને ગાઢ આલિંગન દઇ **ઉપગુપ્તે** રાજાને કહ્યું "મહારાજ! તમારા આ પુત્ર અને આ પુત્રવધુ જેવાં માણસ આ પૃથ્વી પર નથી! સદ્ધર્મના પ્રચારાર્થે એમણે પોતાના જીવનનો સંન્યાસ કર્યો છે."

બૌદ્ધધર્મ સ્વીકાર્યો ત્યારથી **કુણાલ** અને **કાંચનમાળા** પર **અશોક**નો અત્યંત પ્રેમ જડાયો હતો. આજે **ઉપગુપ્ત**ના મુખે તેમની અત્યંત પ્રસંશા સાંભળી તેનો આનંદ બમણો થયો. તેણે સ્નેહનિર્ભર

હૃદયે તેમને ગાઢ આલિંગન કીધું. તે વેળા જય ધર્મ! જય સંઘ! જય બુદ્ધ! જય મહારાજ! જય ધર્માશોક! **જય કુણાલ! જય જય કાંચનમાળા!** જય મહારાણી તિષ્યરક્ષા!” ઇત્યાદિ પ્રચંડ જય ધ્વનિ થયા, અને તેમાં સર્વ સભાજન રાતના ત્રીજા પહોરે પોત પોતાને ઠેકાણે વિશ્રામ માટે નીકળી ગયા.

પોતામાં રહેલી પરમ કુટિલતાથી **કુણાલના** હૃદયને ઘાવ કરી કેવળ એકજ પ્રહરમાં પુનઃદાંભિકપણે પોતાની ધર્મપ્રવૃત્તિથી દુનિયાની આંખમાં ધૂળ નાખનારી તિષ્યરક્ષાએ બીજે દિસે સવારે શું કર્યું, તે કહેવા પહેલાં તિષ્યરક્ષા કોણ, કયાંની, કયા પ્રકારની સ્ત્રી હતી, તેનો પુર્વવૃત્તાંત શો, ઇત્યાદિ વાત અહીં કહેવી ઇષ્ટ છે.

**તિષ્યરક્ષા** એક નાપિતની પુત્રી. **તિષ્યરક્ષાનો** જન્મ થયા પછી કર્મધર્મસંયોગે કોઇ એક હોશિયાર જ્યોતીષીએ તેનું ભવિષ્ય જોયું તેણે તેના ગ્રહનક્ષત્ર સંબંધી ઘણી મહેનતથી ગણિત કર્યું, અને પ્રસન્ન મુદ્રાથી ‘આ છોકરી આગળ જતાં રાજાની રાણી થયા વિના રહેનાર નથી’ એવું તેના બાપને કહ્યું.

પોતાનું આ ભવિષ્ય **તિષ્યરક્ષાને** કાને નાનપણથીજ પડયું હતું. ત્યારથીજ તેને રાજાની રાણી’ થવાની લગની લાગી રહી હતી. તે ભવિષ્યથી તિષ્યરક્ષાના મનમાં જબરદસ્ત મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી, કદી ન કદી પણ એ ભવિષ્ય ખરું ઠરી પોને રાજસિંહાસન પર બિરાજમાન થશે એવો તેના મનને પાકો ભરોસો હતો.

છોકરાના અથવા છોકરીના નાનપણમાં તેમના ભવિષ્યની ઉન્નતિનું ભવિષ્ય, જ્યોતિષીએ અથવા બીજાએ ભાખેલું હોય છે; પરંતુ તેટલા પુરતુંજ તે તરફ લક્ષ અપાય છે. આવાં ભવિષ્ય આગળ જતાં તદ્દન વિસરી જવાય છે, અને તેનું કોઇને કદી સ્મરણ પણ થતું નથી. તિષ્યરક્ષા સંબંધીના આ ભવિષ્યની એવીજ વાત બની. જ્યારે જ્યોતિષીએ પ્રથમ આ ભવિષ્ય કહ્યું ત્યારે તેનું ખૂબ કૌતક થયું. કેટલાક દિવસ તિષ્યરક્ષા ‘રાણી, રાણી’ કહેવા લાગી. પરંતુ કાલના અતિક્રમથી એ

વાત ભૂલાતી જઇ તે નાપિતના ઘરમાં તેનો ઉચ્ચાર થતોએ બંધ પડયો. ઉઘાડુંજ છે? કયાં હજામનું ઘરાણું અને કયાં રાજસિંહાસન? આવી સ્થિતિમાં જોશીની ભવિષ્યનીસત્યતા લોકોના અને નાપિતનાં ધ્યાનમાં ઉતરે કેમ અને તેપર તેમનો ભરોસો બેસે કેમ?

ધીમે ધીમે **તિષ્યરક્ષા** મોટી થઇ અને તેના વિવાહની ખટપટ પણ શરૂ થઇ. તેના '**રાણીપણા**'ના ભવિષ્યનું સ્મરણ કોઇને રહ્યુંજ ન હતું. કદાચ તેનો ઉલ્લેખ ભૂલથી થાય તો મશ્કરીએ થતી **તિષ્ય-રક્ષાનો** બાપ તેના વિવાહની ખટપટમાં હતો, પ્રથમ **તિષ્યરક્ષાએ** તે તરફ દુર્લક્ષ કર્યું પરંતુ જ્યારે એક ઠેકાણે લગ્નસંબંધ જોડાશેજ, હવે કેમે કર્યું એ સંકટ ટળતું નથી, એમ લાગ્યું, ત્યારે તેણે બાપને ખખડાવીને કહ્યું, કે

"જો હું રાજાની રાણી થવાનો સંભવ ન હોય તો **શૂર્પણખા** પ્રમાણે લગ્નને દિવસેજ હું મારાજ વૈધવ્યનો કંઇ પણ ઉપાય શોધી કાઢયા વગર રહેવાની નથી, એ પાકું ધ્યાનમાં રાખી જે કરવું હોય તે કરો!"

બિચારો નાપિત તો છોકરીની આ ધમકીથી ખૂબજ ગભરાયો. છોકરી નાનપણથી હતીજ તેવી. તેના સંતાપી સ્વભાવનો તેને અત્યાર સુધીમાં ઘણો અનુભવ થયો હતો તેણે નસીબને તમામ હવાલો સોંપ્યો, અને જોશીને લાખો ગાળ દઇ તે સ્વસ્થ બેઠો.

એજ સમયે મહારાજ **બિંદુસારનો** પુત્ર **અશોક** અતિશયજ દુર્વૃત્ત બન્યો હતો. તેની ઉંમર કંઈ બહુ નહતી. પરંતુ તેટલી નાની વયમાં તેણે નાના પ્રકારનાં દુષ્કૃત્ય બદલ ખૂબ કીર્તિની કમાઇ કરી મૂકી હતી. અશોકના દુર્વતનની આગમાં ખુદ **રાજા બિંદુસાર**, તેનો મંત્રી, તમામ રાણીવાસ, અહીં તહીંની આખી પ્રજા, રાજ્યમાંના તમામ વેપારી, વાણીઆ અજાણીઆ સઘળાજ જળીબળીને નીકળતા હતા, **અશોકને** લીધે આ સર્વેના 'નાકમાં જીવ' આવી લાગ્યો હતો! આવા દીવા જેવા ચિરંજીવીને રાજ્યમાં રાખવામાં આવે, તો રાજ્યની ધૂળધાણી થતાં વાર લાગશે નહિ એવી **બિંદુસાર** મહારાજને ખાત્રી થયા વગર

રહી નહિ, અને તેણે તેનો ઉપાયે કરવા માંડયો. કીકટ દેશની દક્ષિણના અરણ્યમાં **પિંગલવત્સ** નામનો એક 'ઉસ્તાદ' ઋષિ રહેતો હતો. **અશોક** જેવાં વંઠેલ 'જાનવર' ને ઠેકાણે લાવવાના કામમાં તેની ઘણી ખ્યાતિ હતી. **બિંદુસારે** આ **પિંગલવત્સ** ઋષિને ત્યાં **અશોકને** શિક્ષણ સંપાદન કરવા મોકલી દીધો. આ **પિંગલવત્સ** ઘણો વિદ્વાન હતો. સર્વ શાસ્ત્રકલામાં અત્યંત પારંગત હતો અને જ્યોતિષ શાસ્ત્રમાં તો તેની ગતિ વિશેષ હતી. તે દુર્ગમ નિબિડ અરણ્યમાં રહેતો હોવાથી છોકરાં વંઠેલ થાય અથવા દુષ્ટતાના ચાળા કરતાં થાય કે આ **પિંગલવત્સ** પાસે શિક્ષણ લેવા તેમને મોકલી આપવા. એવો તે કાળના લોકમાં શિરસ્તોજ પડી ગયો હતો, એમ કહીએ તો ચાલે.

**બિંદુસાર** રાજાએ પોતાના વંઠેલ ચિરંજીવીને-**અશોકને** -**પિંગલવત્સ** પાસે મોકલી દીધા પછી થોડાજ દિવસમાં **તિષ્યરક્ષાના** બાપનો પણ એવોજ વારો આવ્યો. **તિષ્યરક્ષાએ** પણ પોતાના ગુણથી પોતાના બાપને 'સડો કે મરો' કરી મૂકયો હતો! નિત્યની નવી કટકટથી તે સંસારથી કંટાળી ગયો હતો. એટલામાં તેને બાતમી મળી કે કીકટ દેશની દક્ષિણે જે ઘોર અરણ્ય છે, ત્યાં રહેતા **પિંગલવત્સ** નામના ગુરુ, **તિષ્યરક્ષા** જેવાં વંઠેલ જાનવરને જોત જોતામાં ઠેકાણે આણે છે! આ બાતમી સાંભળતાંજ તેનો જીવ કિંચિત્ સ્થિર થયો, અને તાબડતોબ પોતાની દીવાની જોત જેવી ચિરંજીવિનીને લઇ તે **પિંગલવત્સના** આશ્રમમાં આવ્યો, અને પોતાની છોકરીને તેને ચરણે સોંપી તરતજ પોતાનો રસ્તો સુધાર્યો. આવી રીતે **પિંગલવત્સના** આશ્રમમાં બે વંઠેલ જાનવરનો મેળાપ થયો. એ દુષ્ટ, દુર્વૃત્ત, નિષ્ઠુર અને ખલસ્વભાવી તરુણતરુણીની પહેલી ભેટ એક શાંતદાંત ઋષિના આશ્રમમાં થઇ ગઈ! ઈશ્વર આવોજ વિલક્ષણ યોગ કદીકદી મેળવી આપે છે.

આ પૂર્વેજ **અશોકનાં** બે ત્રણ લગ્ન થઇ ગએલાં હોવાથી તેની તે બે ત્રણ સ્ત્રીઓ હયાત પણ હતી. પિંગલવત્સ એક પ્રખ્યાત

જ્યોતિષી હોઇ, **બિંદુસાર** મહારાજના પુત્રોમાં તેની પછી **અશોકજ** સિંહાસન ઉપર આરૂઢ થશે, એવું પણ તેણે ભવિષ્ય ભાખ્યું હતું. આશ્રમમાં પોતાની સાથે રહેલો પોતાનો સોબતી **'અશોક'** રાજા થયા વગર રહેવાનો નથી એવું ગુરુજીએ ભવિષ્ય ભાખ્યું છે, એ બાતમી ધૂર્ત **તિષ્યરક્ષાના** કાનપર જવાને વિલંબ થયો નહિ. તે સાંભળતાંજ તેનો આનંદ ગગનમાંએ માયો નહિ. પોતાને માટે એક જોશીએ ભવિષ્ય ભાખ્યું છે તેની જોડ ગુરુજીએ અશોકને માટે કહેલા ભવિષ્ય સાથે મળ્યા શિવાય રહેનાર નથી, એવો તેણે તાબડતોબ ક્યાસ કર્યો.

હવે ગમે તેમ કરી આ આશ્રમમાં રાજકુમાર પર મોહિની નાખી તેને આપણા કબજામાં લઇ લેવો, એજ આપણું પરમ કર્તવ્ય છે, એવું **તિષ્યરક્ષાએ** પોતાના મન સાથે નક્કી કર્યું. આપણા જન્મની મહત્ત્વાકાંક્ષા અને જીવનની પરમ ઇચ્છા સફળ થવાની વેળ અને સ્થળ આજ છે, એવી તેની ખાતરી થયાથી તે નિરલસ વૃત્તિથી તે ઉદ્યોગમાં લાગી. **તિષ્યરક્ષા** રૂપે કંઇ ઘણી સુંદર નહતી; પરંતુ ટાપટીપ, ઠસ્સો અને ચપળતા એ ગુણ તેનામાં પરાકાષ્ટાના હતા, અને પ્રત્યક્ષ દિવ્ય સૌંદર્ય કરતાં આવા દ્વિગુણિત ગુણની પુષ્કળ લોકો પર વિશેષ અને તાબડતોબ છાપ પડે છે. જે પ્રમાણે **તિષ્યરક્ષામાં** ખરૂં સૌંદર્ય ન હતું, તે પ્રમાણેજ તેનામાં વિદ્યા કિંવા કોઇ પણ કલા ન હતી. વિદ્યા કે કલાના યોગે રાજકુંવરને વશ કરવાનું એ અશક્ય હતું. રૂપ, વિદ્યા, કલા, વગેરે સદ્ગુણ **તિષ્યરક્ષામાં** નહતા, છતાં એક જબરદસ્ત ગુણ તેનામાં હતો—અને તે દૃઢ નિશ્ચયનો હતો. અમુક એક વાત હું પાર પાડીશ, એવો તેણે એકવાર નિશ્ચય કર્યો એટલે પોતાના દૃઢ મનના અને વજ્રવત્ હૃદયના જોર પર, તે નિશ્ચય સંપૂર્ણ કરી બતાવતી હતી. **તિષ્યરક્ષામાં** દૃઢ નિશ્ચય પ્રમાણે ખંતીલાપણું પણ અજબ હતું.

છેક નાનપણથી કલૂપ્તિ, યુક્તિ અને મસલતની બાબતમાં **તિષ્યરક્ષા** અદ્વિતીય પંડિત હતી. ગમે તે વાત કેવી રીતે પાર પાડવી, તેની યુક્તિઓ તેના મસ્તકમાં એકદમ આવતી, અને તે તે ભિન્ન

ભિન્ન ઉપાયોથી તાબડતોબ અમલમાંએ આણતી. પિંગલવત્સના આશ્રમમાં **અશોક**નો પહેલો મેળાપ થયા પછી **તિષ્યરક્ષા**એ જુદા જુદા ઉપાયોથી તેના ઉપર પોતાની મોહિનીના જાળ પસારવાનો સતત ઉદ્યોગ કરવા લાગી હતી, **તિષ્યરક્ષા** હલકા કુળની છે, ગમે તેવી પણ હજામની છોકરી, આવી કલ્પનાથી રાજપુત્ર **અશોક** પહેલેથીજ તેનો અણગમો બતાવતો હતો, તે દૃષ્ટિએ પડતાંજ **અશોક**ના કપાળમાં આંટી પડતી! ભમર પણ વાંકી વળી જતી, અને ડોકીએ ઝટદઇ બીજી બાજુએ ફરતી? રાજપુત્ર પોતાનો આટલો અણગમો બતાવે છે, એ વાત સારી રીતે સમજાયા પછી પણ તેનો પીછો છોડતી નહિ. મેળાપ થતાંજ નાના પ્રકારના ઉત્કટ હાવભાવથી, કુટિલ વિષારિ દૃષ્ટિક્ષેપથી તેના હૃદય પર પ્રભુત્વ મેળવવા તિષ્યરક્ષા પોતાનાથી બનતો પ્રયત્ન કરતી.

એક દિવસ તો તેના આ પ્રયત્નની સીમાજ ન રહી, તે હિંમતવાન છોકરીએ અદ્‌ભુત હિંમત કરી **અશોક**ને પોતાની સાથે લગ્ન કરવાની પ્રત્યક્ષ વિનંતી કરી! **અશોક**ના પગ પર આળોટી પડી અને અશ્રુવૃષ્ટિથી તેના પગ ભીંજાવી દીધા અને તેટલા મૃદુશબ્દોથી **અશોક**ના હૃદયને પીગળાવવા **તિષ્યરક્ષા**એ પ્રયત્ન કર્યો.

પોતાના જેવા રાજપુત્ર સાથે--ભાવિ રાજા સાથે-- આ ક્ષુદ્ર છોકરીનો વિવાહ થાય, એવી માત્ર કલ્પનાથીજ **અશોક**ના પગતળીઆની આગ મસ્તકે ગઇ. પરંતુ આ સંતાપના ભારમાં પણ પોતે ગુરુજીના પવિત્ર આશ્રમમાં છે એ વાત **અશોક**થી નહિ વિસરાવાથી, તે **તિષ્યરક્ષા**ને કોઇ પણ પ્રકારનું શાસન કરી શકયો નહિ. ક્રોધથી નખશિખ લાલ થઇ તેની સાથે એક શબ્દ પણ ન બોલતાં તેની તરફ એક વાર તુચ્છતાપૂર્વક જોઇ **અશોક** ત્યાંથી સપાટાબંધ નીકળી ગયો.

**અશોકના** આ ધિક્કારની **તિષ્યરક્ષાના** દૃઢ મન પર નિરાળીજ અસર થઇ. તેને ઠેકાણે એકાદ બીજી સ્ત્રી હોત, તો આવા નિષ્ઠુર પ્રિયકરનો નાદ છોડી તે કયારનીએ સ્વસ્થ બેઠી હોત! પરંતુ તિષ્યરક્ષા સામાન્ય સ્ત્રી નહતી. **અશોકના** આ અધિક્ષેપથીજ તેનું મૂળનું વજ્રવત્

[illegible] વજ્રવત્ થયું. હરપ્રયત્ન અશોકની અને તેની સાથે [illegible]નની પણ પ્રાપ્તિ કરી લેવીજ, એવો નિશ્ચય તેણે તે [illegible] કર્યો.

તિષ્યરક્ષાએ પોતાના હેતુ માટે ધર્મ પર અને શરમ આબરૂ પર પાણી ફેરવવાની પ્રતિજ્ઞા લીધી, અને તે ઉદ્યોગમાં તે લાગી. તે વેળા અશોકનેએ પાપપુણ્ય, ધર્મઅધર્મ અને સારાંનરસાનો કંઈજ ભેદ સમજાતો નહતો. પશુને ધર્માધર્મનું અને પાપપુણ્યનું જ્ઞાન ક્યાંથી હોય! અશોક[illegible] આવી સ્થિતિ હોવાથી કુટિલ હૃદયની તિષ્યરક્ષાને પ્રતિજ્ઞા [illegible] બીલકુલ પ્રયાસ કરવા પડ્યા નહિં. જો કે અશોકને [illegible] સાથે ધર્મ વિવાહ કરવો માન્ય નહતો તો પણ તિષ્યરક્ષાનો હેતુ [illegible] રીતે પાર પાડવામાં પોતે કંઇ અધર્મ કરે છે, એવી કલ્પનાએ પણ અશોકના મનને કદી સ્પર્શ કર્યો નથી. પાપી તિષ્યરક્ષાના પાપી હેતુ અશોકથી ટુંક સમયમાંજ પરિપૂર્ણ થયા. આવેગની અતિશયતામાં તિષ્યરક્ષા સ્વધર્મનો વકરો કર્યો ખરો, પરંતુ તરતજ તે મોટા સંકટમાં આવી પડી. થએલી ગુપ્ત વાત જો મારાથી ઉઘડી જાય તો અશોક નક્કી કાન પર હાથ મૂકે. અને પોતાનો જન્મનો ત્યાગ કર્યા સિવાય કદી પણ રહે નહી, એવી તેના મનમાં પાકી ખાતરી હતી. વારૂ, તેવાત જો તે દબાવી ગુપ્તજ રાખે તો તેપણ પંચાત. જે માટે પોતે આટલા ઉદ્યોગ કર્યા તે રાજસિંહાસન મેળવવાનો હેતુ ત્યાં ને ત્યાં રહી જાય! જો એ વાત આપોઆપ પ્રગટ થાય તો તે પણ ધોંટાળો! આવા ચમત્કારી પ્રપંચમાં તિષ્યરક્ષા પડી. મોટા મોટા હું હું કહેનારા માણસો સંકટ દૂર હોય ત્યાં સુધી બડાઇ મારે, પણ તે એક વાર પ્રત્યક્ષ સામે આવીને પડે ત્યારે ગભરાઇ ગયા વગર રહેતા નથી. તિષ્યરક્ષાની સ્થિતિ પણ આ વેળા એવીજ થઇ. આગલું ધોરણ બાંધી તે કર્મ તો કરી બેઠી; પરંતુ તે ચક્રવ્યૂહમાંથી અચૂક કેમ છૂટવું તે તેને સમજાય ના!

છેવટે વિચાર કરી કરીને પોતાના વડીલને પત્ર લખી થએલી વાત જણાવવી, એવો તિષ્યરક્ષાએ નિશ્ચય કર્યો. તેણે તે પ્રમાણે વડીલ પર

પત્ર લખી જણાવ્યું કે 'અહીં જુદી જુદી જાતના દુષ્ટ લોક ઘણા છે, તેમની મને અતિશય બીક લાગે છે. મેં જે સ્થિતિ જણાવી તે સ્થિતિમાં જો હવે તમે અધિક દિવસ રાખશો, તો મારા પર ભયંકર અત્યાચાર થવાનો પાકો સંભવ છે માટે તાબડતોબ આવી મને અહીંથી લઇ જવાની વ્યવસ્થા કરવી. હવે ક્ષણનો પણ વિલંબ કરતા નહિ, નહિતો તમારી લાડકી છોકરી તમને અને આ જગતને કાયમની તજી જશે, એમ સમજજો.'

છોકરીને આ પત્ર પહોંચતાંજ ખરી સ્થિતિ શી છે, તેના પિતરાજના લક્ષમાં આવવાને ઝાઝો વિલંબ થયો નહિ. કોઇ પણ દેશમાંનો હો, પણ હજામભાઈ પ્રાણે ભાગે અતિશય ચાણાક્ષ, ધૂર્ત અને હોશિયાર હોય છે. તિષ્યરક્ષાનો બાપ આ સામાન્ય નિયમનો અપવાદ ન હતો. તેણે તરતજ તપેલા તવા પર રોટલા શેકી લેવાનો સંકલ્પ કર્યો, અને તે પિંગલવત્સના આશ્રમ તરફ ત્વરાથી નીકળ્યો. આશ્રમમાં આવતાંજ છોકરીને મળી તેણે સર્વ હકીકત સવિસ્તર કઢાવી લીધી, અને પોતે કેટલાક વખત સુધી પોતાના મનમાં વિચાર કરી તે ધીમે ધીમે પિંગલવત્સના કાન પર યુક્તિએ યુક્તિએ નાખી. છેવટે મુનિવર્યના પગ પકડી કરુણ સ્વરે તે બોલ્યો 'છોકરીના હાથે અપરાધતો અક્ષમ્ય થયો છે એમાં શક નથી. પરંતુ જેના યોગે અમારી જાત વગોવાય નહિ, અને અમે લોકોમાંથી અળગા પડીએ નહિ એવી કંઇ પણ વ્યવસ્થા મહારાજે સદ્ય અંતઃકરણે કરવી. અમે આપના શરણે આવ્યાં છીએ!"

તે પવિત્ર મનનાં સાધુ પુરુષને આ વાત સાંભળી અત્યંત સંતાપ થયો આ નાદાન છોકરાંઓ એ પોતાના પાપી આચરણોથી મારા પવિત્ર આશ્રમને અપવિત્ર કર્યો. એવી કલ્પનાથી પિંગલવત્સ નખશિખ થરથર કંપવા લાગ્યો. તેણે અશોકને બોલાવી મંગાવી ક્રોધકંપિત સ્વરે ધમકાવીને તમામ હકીકત પૂછી. તે તપોનિધિનું જામદગ્ન્ય સ્વરૂપ જોઇ અશોકનું પાપી હૃદય પણ કંપી ઊઠયું. તેણે ઇત્થંભૂત

તમામ હકીકત પોતાના ગુરુને કહી, અને પેતાના અપરાધની ક્ષમા કરવા તેના ચરણુ પર આળોટી પડ્યો.

હવે અન્ય કોઈજ ઉપાય નથી એમ સમજી **પિંગલવત્સે** રાજપુત્ર **અશોક** સાથે તે શાપિત કન્યાના–**તિષ્યરક્ષાના**– બલપૂર્વક વિવાહ કર્યો અને બનેલી સર્વ હકીકત **બિંદુસાર** પર માંડીને લખી અને છેવટે લખ્યું " આવા દુર્વૃત્ત, અધમ **રાજકુમારને** શિક્ષણ આપવું એ મારૂં કર્તવ્યનથી, એમ હું સમજુંછું. હવે પછી એને મારા આશ્રમમાં મૂકવાની ઇચ્છા નથી, આપના આ દીવા જેવા ચિરંજીવીને અને આપની પુત્રવધુને અહીથી તાબડતોબ લઇ જવાની વ્યવસ્થા કરવી. મારો આશ્રમ આવાં છોકરા–છોકરી માટે નથી. „

બાપડો **બિંદુસાર** તે શું કરે ! તેણે મુંગે મોઢે પોતાના દીવા જેવા ચિરંજીવીને અને પુત્રવધુને રાજધાનીમાં આણ્યાં. પુત્રને મળતાંજ તેના આશ્રમમાંના નિંદ્ય આચરણ માટે ખૂબ ઝાટકણી કરી, અને શાસન કરવાનો ભય પણ બતાવ્યો. રાજાએ પુત્રવધુને બે ઉપદેશના શબ્દ કહી અંતઃપુરમાં રવાના કરી. અંત્યત દીનહીન ભાવે **તિષ્યરક્ષા** બાઇ અંતઃપુરમાં એકેક દિવસ વ્યતિત કરવાલાગી. તેનો હેતુ ' **येन केन प्रकारेण**, પૂર્ણ થયો ખરો, પરંતુ તેથી તેને ખરૂં સુખ નહતું. તેના અંતઃકરણને કોઇ પણ જાતની–અતૃપ્તતાની–દારુણ યાતના લાગી રહી હતી



## પ્રકરણ આઠમું. પૂર્વ વૃત્તાંત-ઉત્તરાર્ધ.

રાજપુત્ર અશોકની, સાકરમાં આથેલાં અને ઘીમાં તળેલાં કડવાં કારેલાંનીજ સ્થિતિ થઇ. પિંગળવત્સ જેવા તપોધનના સાનિધ્યની અથવા શિક્ષણની તેના મન પર તલમાત્ર અસર થઈ હોય એમ જણાયું નહિ. આશ્રમમાંથી આવ્યા પછી થોડાજ દિવસમાં તેનો પ્રતાપ ચોમેર તીવ્રપણે જણાવા લાગ્યો. તેના નાનાવિધ ઘોર અત્યાચારોથી નગરની સર્વ પ્રજાને ત્રાહિ ત્રાહિ પોકરાવી મૂકી! રાજા બિંદુસાર મોટી પંચાતમાં આવી પડયો. હવે શું કરવું કે જેથી પોતાના આ કુળદીવાની આગલી કૃતિ કંઇક ઢંકાય, તે કંઇ બિચારાને સમજાય ના. રાજધાનીમાંથી કોઇ પણ ઉપાયે પાછો એને ખસેડવો જોઇએ, તે સિવાય ગતિ નથી, એવી રાજાને ખાત્રી થઇ. તેને માટે કયા ઉપાયની યોજના કરવી, તેના વિચારમાં રાજા બિંદુસાર હતો, એટલામાં તક્ષશિલા આગળ બ્રાહ્મણ અને ક્ષત્રિયોએ બંડ કર્યું છે, એવી બાતમી લઇ એક દૂત રાજધાનીમાં આવ્યો. પોતાના મનનો હેતુ પાર પાડવાને પરમેશ્વરેજ આ ઉત્તમ સંધિ મેળવી આપી એવો રાજાને કુદરતીજ વિચાર થયો. આ તક નકામી ગુમાવવી કામની નથી, એવો વિચાર કરી રાજાએ અશોકને સેનાપતિ નીમી તક્ષશિલાનું બંડ સમાવવા તેને રવાના કરી દીધો.

અશોક સાથે ધર્મવિવાહ થયો, તોપણ પોતાની ઉચ્ચ મહત્વાકાંક્ષા પ્રમાણે પોતના હાથમાં સિંહાસન આવે, એવો કંઈજ સંભવ તિષ્યરક્ષાને જણાયો નહિ; કારણકે બિંદુસારને અશોક કરતાંએ મોટા કુંવરો હતા. કોઇને કોઈ યુક્તિએ પણ તે સર્વની આંખમાં ધૂળ નાખ્યા સિવાય અશોકને સિંહાસન મળવાનું નથી અને આપણને રાજ્ઞીપદ મળવાનુંએ નથી, એ વાત તિષ્યરક્ષાને સૂર્યપ્રકાશ પ્રમાણે સ્પષ્ટ જણાતી હતી. કોઇ ન કોઇ ઉપાયે પણ આ સવ કાંટા વણીને દૂર ફેંકી દીધા સિવાય પોતાનો ચિરવાંછિત હેતુ પૂર્ણ થવાનો નથી,

એ તિષ્યરક્ષાને પૂરી રીતે માહીત હતું. કામ તો મહત્ત્વનું અને ભયંકર પરંતુ તે કેટલુંએ ભયંકર હોય તો પણ તિષ્યરક્ષા હાથપગ જોડી સ્વસ્થ બેસે એવી બાઇ થોડીજ હતી! તે કંમર કસીને પોતાના ઉદ્યોગે તાબડતોબ લાગી.

પોતાની સાસુ દેવી સુભદ્રાંગીને કોઇપણ ઉપાયે પોતાની મુઠ્ઠીમાં રાખી મૂકવી જોઇએ, એવો તિષ્યરક્ષાએ તાબડતોબ ક્યાસ કર્યો. સાસુની આગળ આગળ કામ કરી, તેની એક સરખી સેવાચાકરી કરી, તેનું મન રાજી થાય એવી હરઘડી વ્યવસ્થા કરી, થોડાજ સમયમાં તિષ્યરક્ષા પોતાની સાસુની વહાલી વહુ તો થઇ બેઠી. આખા રાણીવાસમાં તિષ્યરક્ષા જેવી ઉત્તમ વહુ નહિ, એમ ચોતરફ એકદમ વાત ફેલાઈ. તિષ્યરક્ષા હજામની છોકરી ભલે હો, પરંતુ સ્વભાવે તેના જેવું કોઈ માણસ નહિ, એવી ખ્યાતિ હળવે હળવે રાજાના કાનપર પહોંચી. ખુદ મહારાણી દેવી સુભદ્રાંગીએ મહારાજા પાસે શિફારસ કરી કે તિષ્યરક્ષા એ સ્વર્ગમાંના એક દેવી છે. તેના જેવી સુશીલ, નમ્ર અને ગુરુજન પ્રત્યે પરમ આદર રાખનારી વહુ મેળવવાને આપણે ખરેખર સાત જન્મ તપશ્ચર્યા કરેલી હોવી જોઇએ! થયું! ખુદ મહારાણીની આવી શિફારસ–પછી બીજું શું જોઇએ! રાણીવાસમાં તિષ્યરક્ષાના માનસન્માનની સીમા રહી નહિ. તેની તેનાતમાં પુષ્કળ દાસદાસી નીમવામાં આવ્યાં.

આ સર્વ વાતનું પરિણામ જે આવવાનું હતું તે આવ્યું અંતઃપુરની સર્વ સ્ત્રીઓ–વિશેષે કરીને રાજસ્નુષા–થોડાંજ સમયમાં તિષ્યરક્ષાની કટ્ટી શત્રુ બની. તિષ્યરક્ષા સર્વની આંખમાં ખુંચવા લાગી. સર્વ સ્ત્રીઓ તેની વિરુદ્ધ થઇ, તો પણ તિષ્યરક્ષા કંઇ કમી નહતી. તે સર્વને કુટી જાય એવી હતી. રાણી પાસે બેસી અંતઃપુરમાંની તમામ સ્ત્રીઓની વિરુદ્ધ એકમેક ખરી ખોટી વાત યુક્તિએ યુક્તિ કહી તે પણ તે રાણીનું મન સર્વની વિરૂદ્ધ કલુષિત કરવા લાગી. પોતાની વિષારિ છુપી વાતનું રાણીના મન પર જોઇએ તેવું ઇષ્ટ પરિણામ થયા સિવાય રહેતું નથી,

એ જોઈ તિષ્યરક્ષાએ પણ પોતાનો કાન ફુંકવાનો ઉદ્યોગ સતત ચાલુજ રાખ્યો હળવે હળવે રાણીના કાનમાંનું રાજાના કાનમાં અને મનમાં રૂપાંતર થઇ રાજાનું એ મન ધીમેધીમે અન્ય વહુઓની વિરૂદ્ધ સારી રીતે ભરાયું થોડાજ વખતમાં તિષ્યરક્ષા રાણીવાસમાં કરતી કારવતી થઈ બેઠી, તિષ્યરક્ષા કહે તે પૂર્વ દિશા તેના સિવાય અંતઃપુરમાંનું એક પાંદડુંએ હાલે નહિ; આવી સ્થિતિ તેના અપ્રતિમ કૌશલ્યથી ટુંક સમયમાંજ ઉત્પન્ન થઇ.

એજ સુમારે રાધગુપ્ત એ રાજવાડામાં પ્રથમજ નોકરીએ રહ્યો. સુપ્રસિદ્ધ કુટનીતિજ્ઞ અને જગદ્વિખ્યાત મહામુત્સદ્દી આર્ય ચાણાકયનો રાધગુપ્ત પટ્ટ શિષ્ય હતો. પોતાના ત્રિભુવનવિજયી ગુરુની કેળવણીમાં રાધગુપ્ત સંપૂર્ણ તૈયાર થયો હતો, જુદાજુદા પ્રપંચ કેવા ઉપસ્થિત કરી પોતાના કુટિલ રાજનીતિના ભયંકર પેચ પાડવા, તેમજ વિષાદિકના ગુપ્તપણે પ્રયોગ કરવા ઇત્યાદિ કેટલીક બાબતોમાં તો રાધગુપ્ત પોતાના ગુરુવર્ય આર્ય ચાણાકયનો આબેહુબ જોડોજ હતો.

શિષ્યવર રાધગુપ્તની આવી વિલક્ષણ યોગ્યતા હતી, તો પણ તે હજી સુધી દુનિયાની નજરે પડી નહતી. તેની કરામતની ઓળખ લોકોને હજી થવાની હતી. કંઇ પણ મોટો ઘોંટાળો ઘાલ્યા વિના આપણી ખરી યોગ્યતા જગતને સમજાવાની નથી, એવી ખાતરી રાધગુપ્તના મનમાંએ થઇ ચૂકી હતી. માટે તે પણ રાજ્યમાં ઘોંટાળો થવાની તકની વાટ જોતો બેઠો હતો.

પોતાની જાતના કૌશલ્યથી રાજકીય અંતઃપુરમાં દાખલ થઇ સર્વમાં શ્રેષ્ઠ થઈ બેઠેલી હજામની છોકરીની બાતમી રાધગુપ્તના કાન સુધી પહોંચવાને જરાએ વાર લાગી નહિ. આ હજામની છોકરીની વિલક્ષણ મદદ આપણને અનેક બાબતમાં મળી શકશે, એવો રાધગુપ્તે તાબડતોબ કયાસ કર્યો. તિષ્યરક્ષાએ માણસનો ચહેરો જોઇ પરિક્ષા કરવામાં પારંગત હતી. રાધગુપ્ત દ્રષ્ટિએ પડતાંજ, આ માણસ જો

આપણા હાથ પર ચઢે તો રાજાની રાણી થવાની પૂર્વેની ઇચ્છા પુરી થાય એવો આ નાપિત કન્યાએ પણ પોતાના મનમાં અંદાજ બાંધ્યો.

આ પ્રમાણે મહાત્વાકાંક્ષાના માર્ગની બરાબર મધ્યમાં રાધગુપ્ત અને તિષ્યરક્ષાનો મેળાપ થયો. બંનેએ પરસ્પરના મનની કસીને પરીક્ષા લેવા માંડી. કંઈ પણ જબરદસ્ત ઘોંટાળો એકદમ ઉપસ્થિત કરી આપણને જોઇએ તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી જોઇએ, એમ રાધગુપ્ત અને તિષ્યરક્ષાને સમજાવાં લાગ્યું.

તે બંનેને ઘણો વખત વાટ જોવી પડી નહિ. તેમને જોઇતી હતી તેવી સંધિ તરતજ ઉપસ્થિત થઈ.

આ સંધિ ઉત્પન્ન કરવાનું માન રાજા બિંદુસારના વડીલ પુત્ર સુષીમને મળ્યું ! યુવરાજ સુષીમ રાજાનો અતિશય લાડકો પુત્ર હોઈ અનેક કામમાં અનેક રાજકારણમાં પણ રાજા તેની સલાહ લેતો હતો, અને સુષીમની સલાહ બહુધા યોગ્યજ નીવડતી હતી. રાજકુમાર સુષીમમાં ખરેખર અનેક સદ્ગુણ વાસ કરતા હતા. તે બુદ્ધિમાં અતિશય તીક્ષ્ણ અને તે પ્રમાણેજ મોટો વિચિક્ષણ હતો. તેનો સ્વભાવ શાંત, ધીર અને ગંભીર હોવાથી કોઈ પણ વાતમાં તે અવિચારથી ઝંપલાતો ન હતો. ચોકકસ બુદ્ધિથી પ્રત્યેક બાબતની ઉંડી તપાસ કરી પછીજ જે કરવું હોય તે કરતો હતો. વિવિધ શાસ્ત્રમાં અને વિદ્યાકલામાં તે અત્યંત પારંગત હતો. રાજકુમાર સુષીમમાં એ પ્રમાણે અનેક સ્પૃહણીય સદ્ગુણ હતા, તોપણ તે સર્વને ધૂળમાં મેળવવા જેવો એક મોટો દુર્ગુણ પણ હતો. તે ઘણો વિષયી હતો અને આજ તેના દોષથી તેના પર રાધગુપ્ત અને સામ્રાજ્યનો મુખ્ય સચિવ અતિશય નાખુશ હતા.

રાધગુપ્ત અને તિષ્યરક્ષા જે વેળા રાજ્યમાં કંઇ પણ ગરબડ થવાની તકની રાહ જોતાં હતાં, તેજ સુમારે રાજપુત્ર સુષીમે પાટલિપુત્રના એક ઉચ્ચ વંશમાંના શ્રેષ્ઠી કુટુંબની એક સ્ત્રી પર દારુણ અત્યાચાર કરવાથી આખું નગર રાજપુત્ર વિરુદ્ધ અતિશય ખળભળી ઊઠયું હતું.

તમામ લોકો તેના પર અતિશય ક્રોધાયમાન થએલા હોવાથી તે કયારે નજરે પડે, અને આપણે તેના કયારે રાઇરાઇ જેટલા કકડા કરીએ, એવું તેમને લાગી ગયું હતું. નગરમાંના શિષ્ટ મંડળે મહારાજ બિંદુસાર પાસે જઇ રાજપુત્ર સુષીમને તાબડતોબ હદપાર કરવો, એવી વિનંતી પણ કરી હતી. આ ઉપસ્થિત થએલી ઉત્તમ તક રાધગુપ્ત અને તિષ્યરક્ષા નકામી જવા દે કે? મુખ્ય સચિવ અને આ બંને સુષીમની વિરુદ્ધ ઉછળેલી આ લોકસમુદ્રની છોળ અધિકાધિક કેવી રીતે ઉછળે, તેનીજ વ્યવસ્થા કરવા લાગ્યા. તેમણે વિવિધ યુક્તિ યોજી તમામ લોકમત રાજકુમાર વિરુદ્ધ ખળભળાવી મૂકયો, છેવટે આ તમામ બીનાનું પરિણામ એ આવ્યું કે રાજકુમાર સુષીમને રાજવાડામાં રહેવાનું એ કઠિન થઇ પડયું. સુષીમ પર રાજાનો અત્યંત પ્રેમ હતો, પરંતુ તે હતો તેથી શું? ખળભળી ઉઠેલી લોકગંગાને તેનાથીએ ખેંચી પકડાય એમ નહતું. ત્યારે પુત્રરક્ષણનો બીજો કંઇજ ઉપાય નથી એમ જાણી રાજાએ સુષીમને તક્ષશિલા તરફ રવાના કર્યો, અને પૂર્વે ત્યાં સેનાપતિ તરીકે મોકલેલા રાજપુત્ર અશોકને રાજધાનીમાં પરત આવવા હુકમ મોકલ્યો.

રાજાનો હુકમ પહોંચી તક્ષશિલાથી પરત પાટલિપુત્ર આવવાને અશોકને સુમારે એક મહીનો લાગ્યો, રાજપુત્ર અશોક પાટલિપુત્રમાં આવી પહોંચ્યા પછી બે કે ત્રણજ દિવસમાં રાજા બિંદુસાર અને તેનો મુખ્ય સચિવ એકાએક મરણ પામ્યા. કોઇના મનમાંએ નહિ અને ચિત્તમાંએ નહિ. બંનેની તનદુરસ્તી પણ અતિશય આરોગ્ય; આવી સ્થિતિમાં મહારાજ અને મુખ્ય મંત્રી એકાએક કેવી રીતે મરણ પામ્યા તે કોઇનેજ સમજાય ના! તેમના મૃત્યુની ચર્ચા ચારે દિશામાં સપાટાબંધ ફેલાઈ પરંતુ તેમના અકાલ મૃત્યુનો ભેદ કોઈથીજ ભાંગે નહિ. તેમના મૃત્યુની ચર્ચા જોરમાં શરૂ થઇ, પરંતુ કોઈથીજ તે ઉભયના અકાળ મૃત્યુનું કારણ શોધાયું નહિ.

ધીમે ધીમે નગરવાસી મંડળોમાં ચાલતી ચર્ચામાં કોઈ કોઈ સાવધપણે વિષ! વિષ! કહી એકમેકના કાન આગળ ગણગણવા લાગ્યા. 'મહારાજને અને મુખ્ય મંત્રિને વિષપ્રયોગ થયો!' એવી ઘેરઘેરથી ગલીકુંચીમાંથી ગુપ્ત રીતે ચર્ચા શરૂ થઇ ખરી, પરંતુ તે વિષપ્રયોગ કોણે કર્યો તે બદલ કોઇનોજ તર્ક ચાલે નહી! સર્વ લોકો હોલેદીન જેવા થઇ ગયા.

એટલામાં લોકોના ખળભળેલા મનને એક નવીજ દિશા મળી, અને વિષપ્રયોગની વાતનેજ જાણે વિષપ્રયોગ થયો હોય તેમ તે જ્યાંની ત્યાં ઠંડી પડી ગયા જેવી જણાવા લાગી. એક બે દિવસમાંજ નવીન રાજાના રાજ્યાભિષેકની મોજમાં આખું પાટલિપુત્ર શહેર ખૂબ રંગાવા લાગ્યું! તે રંગમાં બિંદુસાર રાજા કેવો અને તેનો વિષ પ્રયોગ કેવો! તેના આકસ્મિક મૃત્યુની વાર્તાએ જાણે લોપ પામી!

રાધગુપ્તે ઉઘાડે છોગ અશોકને રાજ્યાભિષેક કર્યો અને તેજ રાજાનો મુખ્ય મંત્રિ થયો. અશોકની મુખ્ય પત્નિ પરિષ્યરક્ષિતાજ હવે રાજ્યની પટ્ટરાણી થઇ સિંહાસનના અર્ધ ભાગનીએ માલિક થઇ,

અશોકના રાજ્યાભિષેકના ઉત્સવમાં પાટલિપુત્ર નગર ખૂબ રંગાઇ ગયું હતું. લોકોને શું! તેમનાં મન જેમાં આનંદ પામે એવું કંઇપણ 'નવીન' તેમને મળ્યું એટલે થયું! આ ઉત્સવ આગળ તેમને આગળ પાછળ, આજુબાજુ કંઇજ જણાતું નહતું આવી સ્થિતિમાં સાત આઠ દિવસ ગયા, અને રાજ્યાભિષેકના ધૂમધડાકાના આનંદનું હવે ભયમાં રૂપાંતર થશે, એવાં ચિન્હ સ્પષ્ટ જણાવા લાગ્યાં રાજકુમાર સુષીમ એકદમ ઉતાવળે તક્ષાશલાથી પોતાની વિજયી સેના લઇ પાટલિપુત્ર તરફ આવ્યો, અને તેણે એકદમ નગરને ઘેરો ઘાલ્યો!

સમય ઘણો નોકપલકનો હતો. રાજા અશોક મોટા સંકટમાં પડયો. તે જો કે મહા પરાક્રમી વીર હતો, તોપણ મેં બીજાનું ન્યાયી અધિકારનું રાજ્ય ખુંચવી લીધું છે, એ સમજ તેના મનને ખાતી હતી. આવી સ્થિતિમાં ભાઈ સાથે—સુષીમ સાથે સંગ્રામ કરવો કે

રાજ્યનો એકાદ ટુકડો તેના મોં પર ફેંકી તેને શાંત કરવાનો પ્રયત્ન કરવો, તેના વિચારમાં તે પડયો. એકવાર તેને આ માર્ગ સારો લાગે, તો બીજી વાર તેને તે માર્ગ પસંદ પડે. કેમે કર્યો તેના મનનો ઠામ નિશ્ચય થતો ન હતો.

શહેરને ઘેરો ઘાલેલો હોવાથી કેનાપર ચડાઇ થવાનેએ વાર નહતી. મનનો નિશ્ચય થવો અને તે પણ અતિશય ઝટપટ થવો અત્યાવશ્યક હતો, અશોક રાજા અસ્થિર ચિત્તે પોતાના મન સાથેજ **મવત્તિ ન મયતી** કરતો હતો એટલામાં તિષ્યરક્ષા ત્યાં આવી,

પતિના મનની વિલક્ષણ અસ્થિરતા જોઈ તિષ્યરક્ષા બોલી "મહારાજ! તમારૂં મન ઘણુંજ અસ્થિર જણાય છે."

"એ શું પૂછે છે? પ્રસંગ કયો આવ્યો છે—"

"ખરૂં છે! હું એક ઉપાય સૂચવું? દીન દાસીની હિંમત બદલ ખોટું તો નહિ લાગે?"

અશોક ખિન્નપણે હસીને બોલ્યો "તું શું સૂચવવાની છે?"

"મહારાજ! હું જો તમારી જગાએ હોત તો આવા પ્રસંગમાં આવ્યા પછી આટલી અવધિમાં બાગમાંનાં તમામ ફળ, ફૂલ, એટલુંજ નહિ પણ તમામ ઝાડ પણ પાર કરી નાખ્યાં હોત! બાગનો એ ધુમાડો ઉડાવી દીધો હોત! કશાની વાર જોઇ નહોત અને કોઇનો વિચાર લીધો નહોત!"

આ વેળા તિષ્યરક્ષાના અવાજમાં જે એક પ્રકારની મર્દાની કઠિનતા હતી, તેના હાવભાવમાં જે અજબ દઢતા હતી, અને ફળ, ફૂલ તથા તમામ ઝાડ સાથે આખો બાગ ફના કરી મૂકવાની અમાનુષ સૂચના કરવામાં તેના હૃદયની જે વિલક્ષણ ક્રૂર કર્કશતા જણાઇ આવતી હતી, તે સર્વનું આ વિલક્ષણ પ્રસંગે અશોકના હૃદય પર કંઈ અવર્ણનીય પરિણામ થઇ તેના મનમાં પણ વિલક્ષણ ક્રૂર દઢતા આવી.

થોડોક સમય સ્થિર દૃષ્ટિએ તિષ્યરક્ષા તરફ જોઇ અશોક દૃઢ સ્વરે બોલ્યો " આ હું નીકળ્યો. આ વેળા તારીજ સલાહ મને બરાબર યોગ્ય લાગે છે. જ્યાં સુધી બાગમાં એક પણ ઝાડ ઉભું છે, ત્યાં સુધી હાથમાંની કુહાડી નીચે મૂકનાર નથી, એજ મારી પ્રતિજ્ઞા ! "

એમ કહી રાજા અશોક શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ પોતાના મિત્ર સાથે આવી પહોંચ્યો, અને તેણે સુષીમ સાથે ઘોર સંગ્રામ કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

અશોક એ અત્યંત પરાક્રમી હોઈ તે કાળનો તે એક અતિશય પંકાએલો વીર હતો. પાટલિપુત્રને ઘેરો ઘાલી બેઠેલા પોતાના ભાઇના સૈન્ય પર તે વકરાએલા વાઘ પ્રમાણે તૂટી પડયો. તે વેળા જે ઘનઘોર સંગ્રામ થયો, તેમાં અશોકે અવર્ણનીય પરાક્રમ દાખવ્યું. તેના અલૌકિક ભૂજબળથી આખું શત્રુસૈન્ય નિસ્તેજ થઈ ગયું, અને જોતજોતામાં પરાજય પામી ચોતરફ નાસી છૂટયું. આ લડાઇમાં સુષીમનો પરાજય થઇ તે રણાંગણમાં ઠાર થયો.

તે પછી ચંદ્રગુપ્તના વંશ પૈકી ગર્ભસ્થ બાળક પર્યંતના સર્વનો ક્રૂરતાથી એક સરખો સંહાર કરી અશોક વિશાલ અને વિસ્તીર્ણ મગધના સામ્રાજ્યનો એકલોજ અધીશ્વર બન્યો. સામ્રાજ્યપર જેનો તલમાત્ર અધિકાર પહોંચે એવો એક પણ જીવ અશોકે જીવતો રાખ્યો નહિ. નહિ કહેવાને, તેની માતા મહારાણી દેવી સુભદ્રાંગીએ અતિશય કાલાવાલાથી હાથપગ પડી વિનંતી કરી તેથી પોતાના નાના ભાઇ વીતાશોકને જીવતો છોડવા અશોક જેમ તેમ કરીને એકવાર કબૂલ થયો; પરંતુ આ વેળા તિષ્યરક્ષા એક ફીકર રાખ્યા વિના રહી નહિ. કુમાર વીતાશોકને ધર્મભ્રષ્ટ કરી બૌદ્ધ મઠમાં પૂરી રાખવો, એવી તેણે પોતાના પતિને સલાહ આપી. તેની સૂચના પ્રમાણે રાજકુમાર વીતાશોક શાકયભિક્ષુક થઇ પૌંડ્રવર્ધન નગરમાં ભિક્ષા માગી પોતાનું આયુષ્ય કુંઠિત કરવા લાગ્યો.

[ ૨ ]

આવી રીતે અશોક રાજા થયો, અને તિષ્યરક્ષા રાણી થઇ. ગમે તેવી પણ તે હજામની છોકરી અને તેનાં લગ્ન પણ કંઇ પ્રસિદ્ધ રીતે થયાં ન હતાં. તેથી પટ્ટરાણી થઈ શકી નહિ; પણ તે પટરાણી થશે એવું જ્યોતિષીએ પણ ક્યાં ભવિષ્ય ભાખ્યું હતું ? આથી તિષ્યરક્ષા જો કે પટરાણી થઇ નહિ, તોપણ તેને તે બદલ વિશેષ કંઇ લાગ્યું નહિ.

મનમાંનો જે હેતુ સાધવા માટે તિષ્યરક્ષાને નાનપણથી રાતદિવસ કાળજી લાગી રહી હતી, જે મહત્ત્વાકાંક્ષાથી તેની ભૂખ, તરસ, અને ઉંઘ ઉડી ગઈ હતી, જે હેતુ આગળ ધર્માધર્મ, અને પાપપુણ્ય એ સર્વે એક સરખાં તુચ્છ લાગતાં હતાં, અને જેને માટે કોઈ પણ દુષ્કર્મ કરાવવાને તે આગળ પાછળ જોતી નહતી, તે તેનો હેતુ તો એકવાર સિદ્ધ થયો. અશોક અને તિષ્યરક્ષા પૃથ્વીમાં સર્વથી ઉંચા પદપર વિરાજમાન થયાં. આપણા હેતુ પૂર્ણ થયા, એ આનંદની નીશામાં કેટલાક દિવસ ગયા. ક્રમે ક્રમે રાજ્યપદ અને રાણીપદ જુનાં થઇ તેમાંની મોજ ગઇ. હવે તેમનાં મનને કંઈ વિચાર કરવાની શક્તિ આવી અને તેવું કરવાને શાંત અવસર પણ મળ્યો.

વિચાર કરતાં કરતાં બંનેને જણાઈ આવ્યું કે સર્વ કંઇ થયું, પરંતુ તેથી ખુદ આપણું હિત શું થયું ? આટલાં કષ્ટ વેઠી આટલા લોકોનો સત્યાનાશ કરી, અને આટલા આપ્તેષ્ટમિત્ર બાંધવોનો ભયંકર પ્રાણ નાશ કરી, આ ઉચ્ચ પદપર અમે આરૂઢ થયાં; પરંતુ તેથી અમને શું મળ્યું ? 'અમને શું મળ્યું ? આ અશોકના પ્રશ્નનો અર્થ' 'મને પારમાર્થિક લાભ શું થયો ?' એવો હતો.

અશોકના મનમાં જે આ ભાવના ઉદય પામી તેનું પરિણામ બૌદ્ધધર્મનો આશ્રય લેવામાં આવ્યું, અને તેથી ' **अहिंसा परमो**

**ધર્મ** ' ના એક તત્વોનો એક સરખો પ્રચાર થતો ગયો. પણ તિષ્યરક્ષાની તે નિંદ્ય ભાવનાનું પરિણામ એવું આવ્યું, કે પતિ પર તેનું મન રમણ કરતું અટક્યું. પતિની ઉંમર થઈ છે, તે રાજકાર્યમાં હંમેશાં નિમગ્ન રહે છે, અને તે સિવાય હવે તે બૌદ્ધધર્મનો પ્રચારક થયો છે! આવા વયોવૃદ્ધ નીરસ પતિ પાસેથી હવે આપણને સ્ત્રી જન્મનું ખરૂં સુખ મળવાનું નથી, એવી તિષ્યરક્ષાની પૂર્ણ ખાત્તરી થઈ.

એજ વેળા ત્રિભુવનનેએ મોહ પમાડનારૂં સૌંદર્ય ધારણ કરનારો કુણાલ તેની દૃષ્ટિએ પડયો. કુણાલની સ્નિગ્ધ, શ્યામળ, અને ઉજ્જવળ દૃષ્ટિ જોઇને તો તે ખુબજ મોહ પામી! તે પ્રાપ્ત થાય તે માટે તે નાના પ્રકારનાં પ્રયત્ન કરવાં લાગી. કાંચનમાળાનું અપાર સુખ તેને વિષ જેવું લાગવા માંડયું. તિષ્યરક્ષા ગુપ્તપણે કુણાલની પાછળ પાછળ ફરવા લાગી. તે પ્રમાણે આજે સાયંકાળે તે ક્રિડ શૈલ પર ઉભી રહી કુણાલ અને કાંચનમાળાનું માલાબંધન એક દ્રષ્ટિએ જોવામાં દંગ થઇ ગઇ હતી. તેથીજ કાંચનમાળાનો પુષ્પાલંકાર ચોરી, રંગભૂમિ પર મારપત્નીના વેશે કુણાલની પત્ની થઇ તે એકાએક પ્રગટ થઇ, અને તેથીજ અતિ નિર્લજ ભાવથી પોતાનું મન અને પ્રાણ કુણાલને ચરણે સમર્પણ કરવાને તે તૈયાર થઇ.



કુણાલ અને કાંચનમાળા બંને પોતાના મહેલ તરફ વળ્યાં. આપણા પર કંઈ પણ જબરૂં સંકટ એકદમ આવી પડવાનું છે, એવી બંનેના મનને ચિંતા લાગી રહી હતી. પરંતુ આપણા પર જે ભયંકર સંકટ આવવાનું છે એવું તેમને લાગતું હતું તેનું પરિણામ, સદ્ધર્મના પ્રચારની દૃષ્ટિએ અતિશય સુખકારક થશે, અને તેથી સદ્ધર્મના તત્વને કેટલીક પુષ્ટિ મળશે, એવીએ તેમના મનને પુરેપુરી ખાતરી થતી હતી.

તે બંને મૂગે મોઢે ચાલતાં હતાં. થોડાજ વખતમાં તેઓ 'કાંચન–કુટીર' ના દરવાજા પાસે આવી લાગ્યાં. દરવાજો કિંચિત્ ઉઘડતાંજ તેની સામેના દરવાજાના ઉપલા ભાગ ઉપરથી એક ભૂર્જપત્ર ધીમે ધીમે ઉડી આવી જમીન પર પડયું.

કુણાલે તે આશ્ચર્યથી હાથમાં લઈ તે પર શું લખ્યું છે તે જોયું. ભૂર્જપત્ર પર નીચે પ્રમાણે લખ્યું હતું:—

'તમારા મેળાપની આજે વિશેષ જરૂર છે, માટે તિષ્યરક્ષાની કુંજમાં તમે મને એકવાર જરૂર આવીને મળો. પ્રયોગ થયા પછી હું ત્યાં તમારી રાહ જોઈશ.'

ભૂર્જપત્ર પરના અક્ષર કોના હતા તે કુણાલ ઝટ સમજ્યો.

"કોનો પત્ર ?"

"મહાદેવીનો. કાંચન! પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાએ મારૂં સ્મરણ કર્યું છે. માટે હું તેને હમણા ઉભો ઉભો મળી આવું."

"મહારાણી સાહેબ પાસે જાઓ છો ? આટલી રાતે તમને મળવા બોલવવાની તેમને શી જરૂર પડી હશે વારૂ ?"

"જો આ તેમનીજ ચિઠ્ઠી. તેણે મને બોલાવ્યો છે, માટે તેની આજ્ઞા માથે ચઢાવી મારે જવુંજ જોઇએ. મને ઘણીવાર નહિ લાગે. તું કંઇપણ ફીકર કર મા." એમ કહી કુણાલ તિષ્યરક્ષાની કુંજ તરફ જવા નીકળ્યો.

કુણાલ ગયા પછી કાંચનમાળાના મનમાં બીજાજ વિચાર રમવા લાગ્યા. રાજવાડો એટલે સર્વ વાસ્તવિક સુખનો ભંડાર પણ ત્યાં જોઇએ છીએ તો ક્ષયની ભાવના, વિયોગની કલ્પના અને અધર્મનુંજ સામ્રાજ્ય ! એ કરતાં આ વનમાંથી તે વનમાં ભટકી આયુષ્ય પુરૂં કરવું શું ખોટું ? આવો વિચાર કરતી કરતી કાંચનમાળા પોતાના શયનગૃહમાં પ્રવેશી.

કુણાલ ઉતાવળો ઉતાવળો આવી કુંજગૃહમાં પેઠો. અંદર જુએ છે તો શું ? કશે કોઇજ નહિ. એ જોઈ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. ત્યાંજ રહી તે પટ્ટમહારાણીની રાહ જોવા લાગ્યો.

[ ૨ ]

વાચકનો તર્ક ખરો છે. આ સઘળા અનર્થનું કારણ તિષ્યરક્ષાજ. પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાના મહેલમાંથી આ ચિઠ્ઠી તેણેજ ચોરી આણેલી. પત્ર ગુપ્ત હતો તેથી તેપર નામ ગામ વગેરે કંઈ નહતું. તે પત્ર ચોરી આણ્યા પછી તિષ્યરક્ષાએજ તે કાંચનકુટીરના દરવાજા પર ગુપચુપ મૂકી દીધો. પ્રયોગ સમાપ્ત થયા પછી આ ચિઠ્ઠી આપોઆપજ કુણાલની નજરે પડશે અને તે આ યુકિતથી કુંજમાં આવ્યા વિના રહેશે નહિ, એવો તેણે તર્ક કર્યો હતો. કુંજમાં કુણાલનો મેળાપ થયો કે આપણો હેતુ સહજ સિદ્ધ થઇ જશે, એવીએ તેની કલ્પના હતી.

પરંતુ માણસનો હેતુ હમેશાંજ આગળથી કરી મૂકેલી યોજના પ્રમાણે સધાય છે જ એવું કંઈ નથી. તિષ્યરક્ષાના કાર્યક્રમમાં એક મોટું વિઘ્ન ઉપસ્થિત થયું. પ્રયોગ પૂર્ણ થયા પછી રાજાએ તેને કહ્યું “ પ્રિય તિષ્યરક્ષા ! તેં આજ દિક્ષા લઈ મને અત્યંત સંતુષ્ટ કર્યો છે. આજની રાત હું તારાજ મહેલમાં ગાળીશ ! હું આજે તારા પર અત્યંત પ્રસન્ન થયો છું. ”

મહારાજનું એ ભાષણ સાંભળી પાપી તિષ્યરક્ષાના પેટમાં ભયનો ભડકોજ થયો ! પરંતુ મોં પર ભયનું કે ત્રાસનું બીલકુલ ચિહ્ન ન જણા-

વતાં, ઉલટી ચહેરા પર આનંદની છટા પસારી તે પ્રેમાતુર સ્વરે બોલી " મહારાજ ! આજ દાસીનું મોટું ભાગ્ય ઉદય પામ્યું ! દીનદાસી પર મહારાજનો મોટો અનુગ્રહજ થયો ! દાસીને આ કરતાં અધિક કૃપાની અપેક્ષા નથી ! "

તિષ્યરક્ષાએ આ વેળા પોતાના ચહેરા પર, હાવભાવમાં અને સ્વરમાં જેટલો ઉત્કાર આનંદ બતાવ્યો, તેટલુંજ ખરૂં જોઇએ તો તેને અંદરથી દુઃખ થયું હતું. અશોકના આ પ્રસ્તાવથી તે મોટા સંકટમાં સપડાઇ ગઇ ! પોતાને પોતાના મહેલમાંથી કેવી રીતે ઝટ છટકવાનું બનશે, તેનાજ વિચાર તેના મનમાં હવે રમવા લાગ્યા. આ વેળા તેને મહારાજપર ઘણો ગુસ્સો છૂટયો, અને તે મનમાં ને મનમાં તેપર ખૂબ આંગળાં ફોડવા લાગી.

મનુષ્ય મનમાં ને મનમાં પોતાના ઉત્કટ વિચાર ગમે તેટલા છુપાવ છુપાવ કરે, તો પણ તેનાં ચિહ્ન કોઇ ન કોઇ રીતે પણ ચહેરાપર કે અન્યત્ર પ્રગટ થયા વિના થોડાંજ રહે છે ! તિષ્યરક્ષાના મનમાં ચાલેલી વિકારની ગરબડ, રાજાના લક્ષમાં થોડી બહુ આવ્યા વિના રહી નહિ.

અશોક હસીને બોલ્યો "પ્રિયા ! તારી આવી ગભરાએલી સ્થિતિ એકાએક કેમ થઇ ? હું તારા મહેલમાં આવવાનો છું તેથી આટલી બાવરીબાવરી થઇ જવા જેવું શું છે ? કહે. કહે, હું આજ તારા મહેલમાં આવીશ તેથી તારૂં મન આટલું ગભરાઇ ગયું છે, કે તારા મનની આવી ચમત્કારિક સ્થિતિ થવાને બીજું કઇ કારણ છે ? "

અર્ધસ્ફુટ સ્વરે તિષ્યરક્ષા બોલી " ન–ના–નહિ. તેવું કંઇ કારણ નથી. મને લાગતું હતું—"

" શું લાગતું હતું ?" રાજાએ તેના મુખમંડળ તરફ સ્નિગ્ધ પ્રેમ-દૃષ્ટિએ જોઇ કૌતુકથી પૂછ્યું.

તિષ્યરક્ષાની બુદ્ધિ અત્યંત દુષ્ટ ! ધર્માધર્મનો, અને સત્યાસત્યનો તેને કંઈ વિધિનિષેધજ ન હતો. પોતાના પાપી દુષ્ટ હેતુની સિદ્ધિ અર્થે તેણે આ પ્રસંગે પોતાના ધર્મનુંએ બળિદાન આપવાનો નિશ્ચય કર્યો.

તે અત્યંત ગંભીર સ્વરે બોલી " મહારાજ આગળ હું એક નમ્ર વિનંતી કરવાની છું—પણ મહારાજને ગુસ્સો નહિ આવે તો—"

શું ? શું ? તું મને શી આજ્ઞા કરવાની છે ?"

મહારાજ આ શું બોલો છો !" કિંચિત્ હસી, પતિ તરફ વક્રદૃષ્ટિએ જોઇ તિષ્યરક્ષા બોલી "શું ? આ દાસી રાજાધિરાજને આજ્ઞા કરે ?!"

" પ્રિયા તિષ્યરક્ષા ! આ અશોક રાજાધિરાજ બીજાનો ! તારો તો હું દાસજ ! આ દાસ તો હંમેશાં તારી કૃપાદૃષ્ટિનીજ યાચના કરે !"

" વારૂ તેમ કાં ન હોય ! મહારાજને આજ એવી વિનંતી—"

" વિનંતી નહિ, આજ્ઞા—"

" મને મારા મનમાં આજ એવું લાગી રહ્યું છે. કે આજે આપણે બીલકુલ ઉંઘજ લેવી નહિ—"

" એટલે ?" અશોકે જરા આશ્ચર્યથી પૂછ્યું.

"મહારાજ ! મેં બાળપણથી આજ પર્યંતનો કાળ કેવળ અસદ્ધર્મમાં ગુમાવ્યો; કદી દેવનાં દર્શન કર્યાં નહિ, કે ધર્મની પરવા કરી નહિ; તે બદલ આજ મારા મનમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી રહ્યો છે. આજ મેં સદ્ધર્મની દિક્ષા લઈ જન્મનું સાર્થક કર્યું, ત્યારથી એક વિચાર મારા મનને જરાએ છોડતો નથી."

"તો પછી તારૂં કહેવું શું છે ?"

"બીજું કંઈ નહિ. રાજવાડામાંના અને શહેરમાંના મઠના દર્શન કરવામાં અને દેવને નમસ્કાર કરવામાં આજની દિક્ષાની પવિત્ર રાત ગુમાવવી, એટલીજ એક ઉત્કટ ઇચ્છા મારા મનમાં ઉત્પન્ન થઇ છે."

અશોકના આનંદની સીમાજ રહી નહિ. તે આનંદના બ્હારમાં તિષ્યરક્ષાનો હાથ પોતાના હાથમાં લઇ અશોક બોલ્યો " પ્રિયા તિષ્યરક્ષા તારો આ સંકલ્પ અતિ ઉચ્ચ છે. અતિશય યોગ્ય છે. આ પ્રસંગે તારા મુખમાંથી આ ઇચ્છા સાંભળી મારા હૃદયને કેટલો—કેટલો

આનંદ થયો છે ! શું કહું ! વાસ્તવિક જોઇએ તો આજ આપણી દિક્ષાનો પરમ પવિત્ર, પરમ મંગળ દિવસ ! મારેજ તારી પાસે આવી કોઈ પણ પવિત્ર ઇચ્છા પાર પડાવવી જોઇતી હતી; પરંતુ તેમ ન કરતાં હું તારા મહેલમાં આવું છું એમ કહ્યું. દેવી ! તેં મારી ભૂલ તરતજ સુધારી. તે માટે તરા મારાપર કેટલા ઉપકાર થયા તે શી રીતે કહું ! ભલે ! થયું તે થયું. ચાલ, આજે તારીજ ઇચ્છા પ્રમાણે થવા દે. તું દેવદર્શને જા. આજે હું તારા મહેલ તરફ નથી આવતો. હું મારાજ મહેલ તરફ જાઉં છું—"

"નહિ, નહિ, નહિ !" તિષ્યરક્ષા વચ્ચેજ બોલી ઉઠી. "એમ તે કંઈ થાય કે મહારાજ ?"

"ત્યારે ?"

"હું આજે આપને આપના મહેલ તરફ નહિ જવા દઉં."

"તો ?"

"તો શું ? પતિ એજ સ્ત્રીનું પરમ દૈવત ! તેની આગળ અન્ય દેવદેવતાની તેને શી કિંમત ? મને આજે પતિચરણનાં દર્શન અનાયાસે પ્રાપ્ત થયાં છે તો તે છોડી શું કરવા અન્ય દેવતાનાં દર્શન કરવા બેસું ? હું આજે તમને બીજે ઠેકાણે નહિ જવા દઉં ! મારે મહેલેજ ચાલો. ત્યાંજ હું આપના ચરણની સેવા કરતી બેસું. મને તમારા ચરણ આગળ મઠની ને દેવતાની કંઈ કિંમત છે ? "

તિષ્યરક્ષાના આ માયાવી ભાષણથી રાજા સાહેબ ખૂબ હાલી ઉઠયા. પ્રિય પત્નીની ખરી કિંમત આજે આપણને સમજાઈ એમ તેને લાગવા માંડયું. તિષ્યરક્ષા એટલે આ લોકની એક દેવતાજ, અને આપણને પાવન કરવા માટેજ આપણા તરફ આવી છે, એવો તેનો પૂર્ણ વિશ્વાસ બેઠો. અશોકને તેના તરફ આદર અને ભક્તિ ઉત્પન્ન થયાં.

તિષ્યરક્ષા ! તું એવો ગમે તેમ વિચાર મા કર. હું આજે નહિ પણ કાલે તારા મહેલમાં આવીશ. દેવના દર્શન કરવાના તારા પવિત્ર વિચારની આડે આવું... તો મને પાપ નહિ લાગે ?"

"વાહ! એ શું બોલો છો! આપને પાપ લાગશે? દેવોને કદી પાપનો સ્પર્શ થાય ખરો કે?"

"નહિ પ્રિયે! તારી ધર્મબુદ્ધિને કંઈ પણ અવરોધ કરવો એવી બુદ્ધિ હવે મને થતીજ નથી. તે કરતાં—"

"હરિ, હરિ! આજ તો મોટુંજ સંકટ આવ્યું! હું કહું છું આમ કરો—"

"કેમ વારૂં?"

"આજ તો હું આપને કેમે કરી છોડવાની જ નથી. આજ તો આપ મારાજ મહેલે ચાલો! હું આમને આમ મઠ અને દેવનાં દર્શન કરી આપનાએ ચરણના દર્શન માટે દોડતી આવું છું, એથી મારા હેતુને બાધ આવે નહિ અને આપના ચરણની સેવાનોએ અંતરાય પડે નહિ. સર્વ દેવના દર્શનથી અને પતિદેવની ચરણસેવાથી મારાં સર્વ પાતક બળી જઇ સદ્ધર્મની દિક્ષાનોએ મને વિશેષ અધિકાર પ્રાપ્ત થશે."

"વાહ! બહુ સરસ યુક્તિ કાઢી! તારી આ વ્યવસ્થા મને અતિશય પસંદ પડી. તિષ્યરક્ષા! આજથી તું મારા જીવનો જીવ, પ્રાણનો પ્રાણ! બસ?! આજે તારી ખરી કિંમત મને સમજાઇ!

રાજા તિષ્યરક્ષાના મહેલ તરફ નીકળ્યો અને તિષ્યરક્ષા પણ તેની સાથે ચાલી.

[3]

અશોક રાજા તે દિવસના માનસિક અને શારીરિક પરિશ્રમથી અતિશય થાકી ગયો હતો. તિષ્યરક્ષાએ તેને પોતાના મહેલમાં આણી સુવાડયો, અને પગચંપી કરવા માંડી. રાજાને ઉંઘ આવતાં જરાપણ વાર લાગી નહિ. જોત જોતામાં તેની આંખ લાગી ગઇ, તેને ઉંઘ આવી ગઇ છે, તિષ્યરક્ષાને ખાતરી થતાંજ તે ઊઠી, રાજાના શાંત ચહેરા તરફ તેણે એક વાર નીરખી જોયું, તે હળવે રહીને મહેલ બહાર પડી, અને પોતાની કુંજ તરફ ઝડપથી નીકળી.

તે પૂર્વે કુણાલ તે કુંજમાં આવી બેઠો હતો. ઠરાવ પ્રમાણે હવે પરિષ્યરક્ષિતા આવશે એવો વિચાર કરતો તે કેટલોક સમય ત્યાંજ બેસી રહયો. પળ પછી પળ અને ઘડી પછી ઘડી વીતવા લાગી. તોપણ કુંજ તરફ કોઇજ આવ્યું નહિ! કોઇએ આ મારી પાકી મશ્કરી કરી છે એમ તેને લાગ્યું. કુંજમાં વાટ જોઈ જોઈ તે અતિશય કંટાળ્યો. કેટલાક વખત પછી મનના ત્રાસની સીમા રહી નહિ, ત્યારે હવે તો આપણા મહેલ તરફજ જવું, એવો વિચાર કરી તે ઊઠયો.

એટલામાં કુંજમાં કોઇનાં પગલાં સંભળાવા લાગ્યાં. કોઇ પણ આવે છે ખરૂં, એવું લાગવાથી કુણાલ જરા શાંત થયો, આવનારૂં માણસ પાસે ને પાસે આવવા લાગ્યું. કુણાલ અત્યંત ઉત્કંઠાથી સામે જુએ છે તો શું ? પાપિણી તિષ્યરક્ષા સામે ઉભી!

તિષ્યરક્ષા દૃષ્ટિએ પડતાંજ કુણાલના પગતળીઆની આગ મસ્તકે જઇ ઠેપી! તે ક્રોધથી નખશિખ કંપવા લાગ્યો.

" કેમ કુમાર? " તિષ્યરક્ષા હસતી હસતી બોલી.

તિષ્યરક્ષાનું આ નિર્લજપણું જોઇ તેને હવે કહેવુંએ શું, એ કુણાલને સમજાય ના! તેનો ક્રોધ ખૂબ ભડકી ઊઠયો, તોપણ યથાસાધ્ય આત્મસંયમન કરી તે બોલ્યો " ત્યારે આ કૃત્ય આપનુંજ લાગે છે?"

" કયું કૃત્ય? " તિષ્યરક્ષા હસીને બોલી.

" મને આટલી રાતે અહીં બોલાવવાનું!

તિષ્યરક્ષા કંઈજ બોલી નહિ. માત્ર તે નિર્લજપણે હસી.

"મને બાળુંજ સમજાવી, મને આટલી રાતે કોણે બોલાવ્યો? મને ફસાવવાનું કારણ શું? તેંજ આ બધું કર્યું કે? "

કુણાલનો સંતાપ જેમ જેમ વધવા લાગ્યો, તેમ તેમ તિષ્યરક્ષાને હસવુંએ જોરમાં આવવા લાગ્યું. મોં પર પાલવનો છેડો ધરી તે કુણાલ તરફ વક્ર દૃષ્ટિએ જોતી હસ્યાજ કરતી હતી.

હવે કુમારના સંતાપની આંચ અધિક ચઢાવવામાં કંઇ અર્થ નથી, એવો વિચાર કરી તે નિર્લજ્જા બોલી " કુમાર! એ કૃત્ય મારૂંજ!"

"શું તારૂંજ ?"

"હા મારૂંજ ! દેવી પરિષ્યરક્ષિતાનો પત્ર ચોરી આણી તે તારા મહેલના દરવાજા પર ધીમેથી મૂકી દીધો. તે પત્ર ગુપ્ત હોવાથી તે પર કોઇનો પત્તો બત્તો લખેલો નહતો, તેથી એ મને અતિશય ઉપયોગી થઇ પડયો. મને જોઇએ તેવી તક મળવાથી મારો હેતુ પાર પાડવાને તેની ઉત્તમ મદદ મળી !"

"પાપી-દુષ્ટ ?--" સંતાપેલો કુણાલ મનમાંજ બડબડયો.

"તે ગમે તે હો," તિષ્યરક્ષા બોલી "મેં આટલું શા સારૂ કર્યું તે ધ્યાનમાં લે. મેં આટલી આખી ખટપટ કેમ કરી ? આ બધી વંચના, ચોરી, લુચ્ચાઇ વગેરે કરવાનું મને શું કારણ ? કુણાલ ! એ બધું મેં કેવળ તારા માટે—માત્ર મને તારી પ્રાપ્તિ થાય તેટલા માટેજ કર્યું. કુમાર ! મેં તારા સારૂ આટલું બધું કર્યું, તોપણ મારા માટે તારૂં મન કંઇજ દ્રવતું નથી ?"

કુમાર કંઇજ બોલતો નથી.

થોડી વાર કુણાલના ઉત્તરની રાહ જોઇ તિષ્યરક્ષા આગળ બોલવા લાગી "કુણાલ ! મેં તારે માટે શું કરવાનું બાકી રાખ્યું છે ? મારૂં દુર્દૈવ કેવું છે ! મહારાજની સવારી આજેજ મારા મહેલમાં આવવાની હઠ ધરી બેઠી. તેમને જેમ તેમ કરીને સુવાડયા. અને બરાબર ઉંઘી ગયા છે એમ જોઇ આ કુંજ તરફ દોડતી આવી. કુમાર ! આ પતિ વંચના તારે માટે હોં, તારે માટે ! છતાં તને મારી કંઇજ દયા આવતી નથી કે ? કઠોર ! તું આટલો નિર્દય કેમ થયો ?"

આ પાપી સ્ત્રી સાથે એક શબ્દ બોલવો એ મહત્પાપ છે, એ કુણાલને લાગવા માંડયું. ક્રોધ અંદરને અંદર ઉકળી ઊઠવાથી પોતાનું ઉર ફાટી તેના કકડે કકડા થઇ જાય છે કે શું એવુંએ તેને લાગવા માંડયું. ચહેરો લાલ બુંદ થઈ ગયો અને કપાળ પર આંટીનું જાળું પસર્યું.

" કુમાર ! મારી સાથે, એક શબ્દ તો બોલ ! આટલો નિષ્ઠુર કેમ થયો ?"

હવે અહીં રહેવામાં કંઇ સાર નથી' એમ વિચારી કુણાલ મૂગે મોઢે કુંજમાંથી બહાર પાડવાના હેતુથી દરવાજા તરફ નીકળ્યો. વાઘ હાથમાંથી છટકે છે, એવું જોઈ તિષ્યરક્ષા વેગથી દરવાજા પાસે આવી, અને તેણે હાથ પસારી કુણાલને ઝટ અટકાવ્યો.

" કુમાર ! હું તને એમ જવા દેનાર નથી—"

" રસ્તો છોડ—મારો રસ્તો છોડ !" કુમાર સંતાપથી અકળાઇ બૂમ પાડી ઊઠયો.

" નહિ—કુણાલ ! કપટ ભલેને હોય, પણ તેથી ફસાઇને તું અહીં આવ્યો છે. તું એક વાર મારા તાબામાં સપડાયો છે, તો એમ કંઈ હું તને છોડવાની નથી."

" પણ તારા મનમાં છે શું ?"

મારા મનમાં શું છે, તે તું મૂગે મોઢે સાંભળે તેટલા માટેજ તને ફસાવીને હું આટલી રાતે અહીં લાવી છું." તિષ્યરક્ષા ખડખડ હસીને બોલી.

કુણાલ કંઈ પણ ન બોલતાં જવા લાગ્યો. તે જોઇ તિષ્યરક્ષા જરા કરડા સ્વરે બોલી " કુણાલ ! અત્યાર સુધી મેં તારી વીનવણી કરી—મારા કહેવાની તું તુચ્છતાથી અવહેલનાજ કરશે કે ? ગમે તે થયું પણ હવે તારો છુટકો નથી, એ પકકું સમજ. તું મારૂં નહિ સાંભળશે તો બૂમ પાડી ઊઠીશ. મહારાજ ઉંઘમાંથી ખળભળી જાગી જાય એટલા મોટા અવાજથી બૂમ પાડી ઊઠીશ ! બોલ કુણાલ ! બોલ તુંજ કહે કે હું શું કરૂં ? મારૂં તું સાંભળશે કે નહિ ? "

બિચારો કુણાલ મોટા સંકટમાં સપડાયો. એ પ્રસંગે શું કરવું તે તેને સૂઝે નહિ ! તે તે પાપી સ્થાનમાંથી કયારનો નીકળી ગયો હોત પરંતુ તિષ્યરક્ષાએ દરવાજા આડે આવી તેનો માર્ગ રોકયો હતો. તેના અંગ પર હાથ નાખી, તેને બળપૂર્વક દરવાજા આગળથી દૂર કરી નીકળી જવાને તે મનમાં કચવાતો હતો. ક્રોધથી તેનું આખું શરીર બળવા લાગ્યું.

તે બૂમ પાડી બોલ્યો "કહે—તારે જે કહેવું હોય તે કહે—પરંતુ મારા શરીરને સ્પર્શ પણ કરીશ નહિ ! "

હાથમાં સપડાએલા ઉંદર સાથે બિલાડી જે પ્રમાણે રમે છે, તે પ્રમાણે તિષ્યરક્ષા કુણાલના હૃદય સાથે રમતી હતી. જરાક હસીને તે બોલી " તો પછી સાંભળ. પણ તે આગમચ મારે તને એક પ્રશ્ન પૂછવો છે. "

કુણાલે પ્રશ્નસૂચક મુદ્રાથી તેની તરફ જોયું. તે કંઇજ બોલ્યો નહિ.

" મહારાજા પર મારી કેટલી સત્તા છે તે તું જાણે છે કે ? મને લાગે છે કે મારા પ્રબલ પ્રતાપની તને યથાર્થ ખબર નથી. હાલમાં રાણીવાસમાંની કોઇ પણ સ્ત્રી કરતાં મહારાજને હું વધારે વહાલી થઈ પડી છું. મહારાજ એટલે એક મારા હાથમાંનું રમકડું હું કહું તેજ પૂર્વ દિશા, સમજ્યો ? કહે કુણાલ! તને શી ઇચ્છા છે? તને કયો દુષ્પ્રાપ્ય પદાર્થ અથવા માનમર્તબો જોઇએ છે ? તારી ઇચ્છા કયા વૈભવ પર થઇ છે ? "

" હું પૂર્ણ નિરિચ્છ છું—હું તારી પાસેથી એક પણ અનુગ્રહ માગવા ઇચ્છતો નથી.

તિષ્યરક્ષાએ પોતાનો સુંદર અધર—ક્રોધથી કિંચિત્ ચાવ્યો. તે બોલી " તેમ હોય તોએ હરકત નહિ. મારી વિનંતી મૂગે મોઢે માન્ય કર, નહિ તો—"

" નહિ તો શું થશે ? "

" જરૂર પડતાં મહારાજ પરની મારી મોહિનીનો પેંચ હું અધિક મજબુત કરીશ. અને તે સાધનથી તારો અને તારી કાંચનમાલાનો સત્યાનાશ કરી નાખીશ ! કુણાલ ! તને મારા સામર્થ્યની કલ્પના નથી ?"

કુણાલની શાંત ગંભીરતાં પરત આવી, તે દૃઢ સ્વરે બોલ્યો " તારે જે કરવું હોય તે ખુશીથી કર—પરંતુ હાલ મારો રસ્તો છોડ એટલે થયું. "

ધમકાવણીના સ્વરે તિષ્યરક્ષા બોલી " કુણાલ ! તારો એજ નિશ્ચય કાયમ થયો ? "

"કાયમ–કાયમ–કાયમ ! મને હવે વધારે છળ નહિ."

"તો પછી પાકું લક્ષમાં રાખ–કે આજથી આ તિષ્યરક્ષા તારી કટ્ટી શત્રુ બની ! આ રાજવાડામાં એક વિષમય નાગણ તને ડંખ દેવા અષ્ટપ્રહર તલપી રહી છે, એ વાત તું એક ક્ષણ પણ વીસરતો નહિ !"

"નહિ વીસરૂં ! મને હવે જવા દે. તારી ધમકાવણીથી હું ડરતો નથી. બીજું કંઈ કહેવાનું બાકી છે ?"

"નહિ !" તિષ્યરક્ષા ક્રોધથી બૂમ પાડીને બોલી "તારે એક દિવસ મારી સન્મુખ આવીને ઉભા રહેવું પડશે, એ પણ તું ભૂલતો નહિ !"

"નહિ ભૂલું ! જે વખતે જે કંઇ મારે કરવું પડશે તે હું જરૂર કરીશ. હવે તને એકજ વિનંતી છે."

"શી ?"

"મારો માર્ગ છોડ–હાલ એટલોજ અનુગ્રહ મારાપર કર !"

આ અપમાનથી તિષ્યરક્ષાના ક્રોધને સીમા રહી નહિ. તે ક્રોધમાં ઉછળી કુણાલને કંઇ કહેવાની હતી, એટલામાં દૂર કોઇક માણસનાં પગલાં સંભળાયાં. દેવી પરિષ્યરક્ષિતા તે કુંજ તરફ આવતી હોવી જોઇએ, એવો તર્ક તિષ્યરક્ષાએ સહજજ કર્યો. તરતજ તે એક નિબિડ લતાની ઓથે લપાઈ. જતાં જતાં તે કુણાલને ઉદ્દેશી ધીમેથી બોલી "તું હવે અહીં રહેતો નહિ. અહીંથી સપાટાબંધ નાસી જા !"



કુંજ તરફ આવનારાં માણસ એક નહિ પણ બે હતાં. થોડી પળમાંજ તે બંને કુંજમાં આવી ઉભાં. તિષ્યરક્ષાએ જોયું, તો એક પટ્ટદેવી પરિષ્યરક્ષિતા અને બીજો બ્રાહ્મણ મહામાત્ય જણાયાં.

લતાગૃહમાં આવતાંજ પરિષ્યરક્ષિતા બોલી "અમાત્ય! આજે શી શી હકીકત બની તે તો કહો."

મહામાત્યે તે દિવસે બનેલી તમામ સવિસ્તર હકીકત મહાદેવીને કહી. તે હકીકતમાં, રાણી તિષ્યરક્ષાએ બૌદ્ધ ધર્મની દિક્ષા લીધી. એ ભાગ જ્યારે દેવીએ સાંભળ્યો, ત્યારે તો તે આશ્ચર્યમાં ડુબીજ ગઇ.

અંગપર રૂંવાં ઉભાં થયાં જેવું કરી મહાદેવી બોલી "શું કહો છો મહામાત્ય? દેવી તિષ્યરક્ષાએ બૌદ્ધ ધર્મની દિક્ષા લીધી?"

"હા, મહાદેવી?"

"ભલા માણસ! આ બોલો છો શું? તિષ્યરક્ષા બૌદ્ધ થઇ? અહો, તિષ્યરક્ષા એટલે અમારો જમણો હાથજ ને?"

અમાત્ય થોડીવાર નીચું ઘાલી રહ્યો. પછી તે બોલ્યો "દેવીના મનમાં શું છે તે કંઇ સમજાતું નથી."

પરિષ્યરક્ષિના બોલી "તો પછી હવે કોઇનોજ વિશ્વાસ કરવો કામનો નથી! કોણ, ક્યારે, કેવો ઘાત કરશે એનો નેમજ નથી! હવે આપણે જે કરવું તે અતિ ગુપ્તપણે અને ઘણા સાવધપણાથી કરવું. અમાત્ય! આ વેળા તમારી શી સલાહ છે?"

"આપણે ગુપ્તપણું અને સાવધપણું તો અવશ્યમેવ રાખવું જોઇએ. મોટી ચિંતાજ છે એ! આ વિધર્મના પ્રવાહને કેવી રીતે ખાળવો. એજ કંઈ સમજાતું નથી!"

મહારાણી નિઃશ્વાસ નાખી બોલી "દેવજ આપણું રક્ષણ કરશે, બીજું શું? પણ તમને એવું શું લાગે છે કે જે કરવાથી સાધારણ રીતે લોકોનાં મન ફેરવાય?"

"જ્યાં જ્યાં બ્રાહ્મણનું પ્રાબલ્ય છે, ત્યાં ત્યાં બંડ ઊઠશે, એમાં સંશય નથી."

"પરંતુ મહારાજા સામે કોઇ ટકી શકશે એવું આપને લાગેછે?"

મહામાત્ય બોલ્યો "સઘળા એકત્ર થાય અને સઘળાનું બળ એકઠું થાય, તેનો અંદાજ કોઇથીજ નીકળી શકતો નથી; પરંતુ એ પણ તેટલુંજ ખરું છે, કે પહેલાં તો સઘળા એકઠા થવાજ અશક્ય છે. બ્રાહ્મણ નામે જે તે શાણો, પ્રમુખ અને સ્વતંત્ર છે."

કેટલોક સમય બંને સ્તબ્ધ રહ્યાં. પછી પરિષ્યરક્ષિના બોલી "બંડફંડની ભાંજઘડની આપણને જરૂર નથી. એનો બીજો કોઇ ઉપાય હોય તો કહો.

કેટલોક સમય વિચાર કરી અમાત્ય બોલ્યો "એક ઉપાય છે—"

"કયો તે?" તે મહારાણીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"બુદ્ધનું બોધિવૃક્ષ આપણે સંતાડી મૂકીએ. તે સંતાડયા પછી બીજે દિવસે આખા દેશમાં એકજ બાતમી ફેલાવી દઇએ કે આ વિધર્મીપર દેવનો અતિશય કોપ થયો તેથી તેમનો પવિત્ર વટવૃક્ષ અદૃશ્ય કરી નાખ્યો!"

મહારાણીએ ચિંતાતુર થઇ પૂછ્યું "પરંતુ એ બને કેમ?"

"કેમ વારુ?"

"બોધિવૃક્ષ આગળ તેમનો સખત પહેરો રહે છે."

અમાત્ય તુચ્છતાથી હસી બોલ્યો "અં:! તેની આપને શી કાળજી? તમે એ કામ મને સોંપો. બોધિવૃક્ષ અદૃશ્ય થવાથી લોકો અમારા ધર્મના દેવોના ગુણ ગાતા થશે, અને આ વિધર્મી લોકોનાં મોં પર મેશ ફેરવશે!"

અમાત્યની આ મસલત મહારાણી પરિષ્યરક્ષિતાને અતિશય પસંદ પડી હોય, એવું જણાયું. બે ઘડી રાત રહી, ત્યારે તે બે જણ કુંજમાંથી પોત પોતાને ઠેકાણે નીકળી ગયાં. જતી વેળા, આ વાત પટ્ટકર્ણી કરવી નહિ, એવી બંનેએ પ્રતિજ્ઞા લીધી.જરૂર પડતાં નગરમાં દંગાબંગાનું એ દંગલ મચાવવું, એનો તેમણે નિશ્ચય કર્યો. આ નિશ્ચય કોઇને પણ પ્રાણ જતાં જણાવવો નહિ, એવું તેમણે પરસ્પર સોગંનપૂર્વક નક્કી કર્યું.

પરંતુ તેમનો આ નિશ્ચય ક્યારનોએ પટ્ટકર્ણી થયો હતો. તે નિબિડ લતાની ઓથે લપાઇ રહી તિષ્યરક્ષાએ તેમનું સંભાષણ અક્ષરે અક્ષર સાંભળ્યું હતું. પરિષ્યરક્ષિતા અને અમાત્ય નીકળી ગયાં, પરંતુ તિષ્યરક્ષા પોતાનાજ વિચારમાં નિમગ્ન થઇ કેટલોક વખત તેજ લતા ઓથે બેસી રહી હતી. પછી તે મનમાંજ બોલી "કંઇ જરૂર નથી !"

ફરી પાછી તે પોતાનાજ વિચારમાં ગરક થઇ ગઇ હતી. છેવટે તે બોલી "જ્યારે આપણી ઉત્કટ ઇચ્છા પૂર્ણ થતી નથી, ત્યારે જીવીનેએ શું કરવું છે ?

કુણાલ વિષે તેનું ચિંતન ચાલુ હતું. એટલામાં પરિષ્યરક્ષિતા અને અમાત્યની મૂર્તિ તેના મનશ્ચક્ષુ સામે આવી ઉભી રહી તેજ વખતે તે દુષ્ટ સ્ત્રીની ચર્યા અતિશય ખીલી. તેના મનને એક પ્રકારની દૃઢતા પ્રાપ્ત થઇ. તે મનમાં કિંચિત્ હસીને બોલી મારૂં નસીબ ભારી જોરાવર છે, એમાં તલમાત્ર શક નથી, હું આ કુંજમાં ક્યા હેતુથી આવી, અને આ થયું શું ? કુણાલની પ્રાપ્તિ મને થાઓ અગર ન થાઓ, પણ અહીં આવ્યાથી એક કેટલી મોટી તક મારી આગળ ચાલી આવી. તેનો યોગ્ય ઉપયોગ હું કરૂં નહિ, તો મારા જેવી મૂર્ખી કોઇ નહિ ! પેલા બંને મૂર્ખાંનો આખો સંવાદ, અક્ષરે અક્ષર, તો મેં સાંભળ્યો, તેમના ક્યા ક્યા નિશ્ચય થયા, તે સઘળાએ મને સંપૂર્ણ સમજાયા. હવે તેમનાજ દાંત તેમના ગળામાં ઘાલી હું મારો મોટો ફાયદો કેમ ન કરી લઉં ? હવે પટ્ટ મહાદેવીનું પદ જોતજોતામાં મારા પગ આગળ નમતું આવશે. તે મૂર્ખ સ્ત્રીની—પરિષ્યરક્ષિતાની—તેની જગાપરથી ઉઠાંતરી કરાવવાને હવે કેટલીવાર ? તે એકવાર પટરાણીના પદપરથી ભ્રષ્ટ થઇ(!) કે આ સામ્રાજ્યની પટ્ટમહાદેવી આ તિષ્યરક્ષા ! પેલો બોજો સાંબ—નંદી—ક્યરો તો મારી મુઠીમાં છે. હું હલાવીશ તેવું તેનું ડોકું હાલશે ! પછી મને પટ્ટરાણી થતાં કેટલીવાર ? એકવાર હું પટરાણી થઇ, કે પરિષ્યરક્ષિતા કરતાં એ મારૂં સામર્થ્ય કેટલા ગણું વધશે ? હું કહીશ તે ધોરણ અને બાંધીશ તે તોરણ, એવી **कर्तुमकर्तुम** શક્તિ મારામાં આવશે. એકવાર હું

સામ્રાજ્યની પટરાણી થઇ, કે કુણાલને તાબામાં લેવા મને જોઇએ તેટલી તક અનાયાસે મળશે. પરિષ્યરક્ષિતાની જગા પર હું થઇ, કે સમ્રાટ્ હું, સમ્રાજ્ઞી હું, મહામંત્રી હું, અને મહા સેનાપતિ પણ હું. તે વેળા એ કુણાલને પાછો જોઇ લઉં છું કે એ શું કરે છે—"

આ વિચારમાલિકાથી વિલક્ષણ ઉતેજન મળ્યું અને તે દુષ્ટ સ્ત્રી એકવાર હર્ષાતિરેકથી ખુબ હસી. પરિષ્યરક્ષિતાનો નાશ કરી આપણે પટરાણી થવાનાં, એવો તેણે એકવાર પુનઃ નિશ્ચય કર્યો, હાલ કેટલાક સમય સુધી કુણાલને પણ વિસરી જવો, એવું તેણે મનમાં ઠરાવ્યું.

( ૨ )

કુણાલ ખિન્ન અને ક્ષુબ્ધ મને પોતાના મહેલ તરફ આવ્યો. મહેલનો દરવાજો ઉઘાડી તે શયનગૃહ તરફ આવે છે, એટલામાં કાંચનમાલા સ્વપ્નમાં "નાથ આપ કયાં છો ? નાથ! દોડો–તમે કયાં છો ? " એમ રડતી કકળતી વ્યાકુળ થઈ ગઈ છે, એવું તેને જણાયું.

તેવોજ ધીમે ધીમે પોતાના પલંગ પાસે આવી કુણાલ ઉભો રહ્યો. બારીમાંથી ચંદ્રપ્રકાશ પ્રવેશી **કાંનચનમાલાના** શુભ્ર અંગ પર પડયો હતો તેથી તે શોભા અપૂર્વ દેખાતી હતી. **કાંનચનમાલાના** આખા શરીરપર રોમાંચ ઉભા થઇ ગયા હતા, કંઇ પણ ભયંકર સ્વપ્ન આવવાથી ને ભયની મારી અતિ વિહ્‌વળ અને જ્ઞાનશૂન્ય થઇ ગઇ હોવી જોઇએ, એવું જણાતું હતું.

**કુણાલ** ધીમે ધીમે તેના પલંગ પર બેઠો, અને પ્રેમાતિશયથી તેના અંગ પર હાથ ફેરવતો બોલ્યો "**કાંચન! કાંચન!** સાવધ થા જો આ હું આવ્યો છું."

**કાંચન** રડતી રડતી બોલી " આ શું વારૂં ? તમને રસ્તો નથી જણાતો ? અરેરે ! આ શું ? તમે તો આંધળા થવાના ! દેવ ! હે દેવ ! "

**કાંચન, કાંચન** ! આ શું ? બરાબર સાવધ થા. આ જો, મારાં નેત્ર સારાં, સંપુર્ણ દિવ્ય છે. "

"નહિ નહિ! મને ફસાવો નહિ!" કાંચન રડતી રડતી બોલી. "તમે આંધળાજ બન્યા. ચાલો, આપણે અહીંથી નીકળી જઇએ. હવે અહીં રહેવામાં કંઇ સાર નથી. જુઓ પેલા ભગવાન આપણને બોલાવે છે. હું આ લાકડી લઉં છું અને તમે તે પકડીને મારી પાછળ પાછળ આવો. ધીમે, હજી ધીમે ધીમે! નહિ તો ઠેસ લાગવાથી પડી જશો!"

કાંચનમાળાને અતિશય યાતના થાય છે, એવું કુણાલને સ્પષ્ટ જણાતું હતું. તેનો ઉઘાડો પડેલો વક્ષઃપ્રદેશ તરંગવ્યાકુલ ગંગાના પાણી પ્રમાણે ઉંચો નીચો થતો હતો. ધીમે ધીમે કોમળતાથી તેના આખા અંગપર હાથ ફેરવી કુણાલ તેને શાંત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેને ઉંઘમાંથી એકદમ જાગૃત કરવાની હિંમત થાય નહિ. "બિચારીના મનને આખો દિવસ અતિશય ત્રાસ થયો છે! શા માટે ઉઠાડવી" એવો વિચાર કરી તેને ઉઠાડી નહિ.

એ પ્રમાણે કાંચનના અંગપર હાથ ફેરવતાંએ સ્વપ્નની યાતના કમી થતી નથી, એવું કુણાલને સમજાયું. તે એકસરખા દીર્ઘ શ્વાસો ચ્છ્વાસની ક્રિયા કરતી હતી. તેનો વક્ષઃપ્રદેશ અધિકાધિક ફૂલવા લાગ્યો. ત્યારે બહુજ ધીમે ધીમે શાંતિથી કુણાલે તેને ઉંઘમાંથી જાગૃત કરી.

ઉંઘમાંથી જાગ્યા પછી તેને જરા સારૂં લાગવા માંડયું. શ્વાસ નાખતી તે બોલી "નાથ! આપે આ શું કર્યું? આ સવારનું સ્વપ્નું!"

"ભલેને સવારનું સ્વપ્નું હોય! સૂઇજા. ઉંઘ લેવાનો પ્રયત્ન કરી જો!"

બંને ઉંઘ લેવાનો પ્રયત્ન કરતાં હતાં. કુણાલ શ્રમથી ઘણોજ ગળાઇ ગયો હતો; તેને તરતજ ઉંઘ આવી ગઇ. પરંતુ અતિશય પ્રયત્ન કરતાંએ કાંચનમાલાને ઉંઘ આવી નહિ! તેને કોઇ પણ ભયંકર ચિંતા લાગી રહી.



## પ્રકરણ અગિઆરમું

## સંશયજાળ.

સુમારે બે ઘડી રાત સિલક હતી ત્યારે તિષ્યરક્ષા કુંજ ગૃહમાંથી પોતાના મહેલમાં આવી તેના મનના ભિન્ન ભિન્ન વિચારો કલ્લોલ કરતા હતા, એ ખરૂં; પરંતુ મહારાજ જો જાગી જાય અને હું હજી મઠમાંથી પાછી કેમ ન આવી, તે બદલ જો તેમણે ચોકસી કરી હોય તો શું થાય, આ એક પ્રશ્ન પણ આ વેળા તેની આગળ વારંવાર ઉપસ્થિત થતો હતો, અને એ પણ કંઇ ખોટો ન હતો,

પરંતુ તિષ્યરક્ષા મહેલમાં આવી જુએ છે, તો મહારાજ હજી જાગ્યા નથી અને તેમને ગાઢ ઉંઘ આવી છે, એવું તેને જણાયું. તેને આખી રાતનું અલોચન જાગરણ થયું હતું; તો પણ તે ઉંઘ લેવા ગઇ નહિ. રાજાના પગ આગળ બેસી તે હળવે હળવે દબાવવા લાગી, વચ્ચે વચ્ચે હાથમાં પંખો લઇ તે પતિરાજ પર હલાવવા લાગી.

મનુષ્યે કેટલોએ પ્રયત્ન કર્યો હોય તોપણ તેપર નિસર્ગનો જય થવાનોજ. આખી રાત આંખ ન મીંચાયાથી હવે તિષ્યરક્ષાની આંખ મીંચાવા લાગી અને વચ્ચે વચ્ચે ઝોકાંએ આવવા લાગ્યાં; પરંતુ તે અતિશય નિગ્રહી બાઈ હતી. આવતા ઝોકાને મહા કષ્ટે અટકાવી રાજા ક્યારે જાગે એની રાહ જોતી બેઠી.

તિષ્યરક્ષાને હવે ઘણીવાર રાહ જોવી પડી નહિ. સૂર્યોદય પુર્વે થોડા વખતપર મહારાજ ઉંઘમાંથી જાગ્યા. જાગીને જુએ છે તો તિસ્યરક્ષા પોતાના પગ આગળ બેસી પ્રેમથી તે દાબી રહી છે, એવું તેને જણાયું.

રાજા ઝટદઇ ઉઠયો, અને તિષ્યરક્ષાનો હાથ પકડી તેને પૂછવા લાગ્યો " આ શું ! તું હજી ઉંઘીજ નથી ? "

" નહિ. "

" એટલે ? કેમ નહિ ઉંઘી ? "

" નહિ મહારાજ ! હવે મારા નસીબમાં ઉંઘજ નથી. "

" નસીબમાં ઉંઘ નથી એટલે ? તું આ શું બોલે છે ? તારો કહેવાનો અર્થ શો, તે હું સમજતો નથી "

"અર્થ શું અને અનર્થ શું ?" તિષ્યરક્ષા નિઃશ્વાસ નાખી બોલી.

તિષ્યરક્ષાના ભાષણથી અને કૃતિથી રાજા તો ગભરાઈજ ગયો. તેણે પૂછ્યું " દેવનાં દર્શન કરી તું હમણાજ આવે છે કે ?"

" નહિ—"

" તો ? "

" દેવદર્શને તો મારાથી જવાયુંજ નહિ. "

" એમ કેમ બોલે છે ? તું મહેલની બહાર ગઈ તે મેં પ્રત્યક્ષ જોયું છે, તો પછી ગઇ હતી ક્યાં ?

રાજાના આ શબ્દોથી તિષ્યરક્ષા મનમાં ને મનમાં ગભરાઈ; પરંતુ તેનાં ચિહ્ન સરખાંએ ચહેરા પર ન જણાવા દેતાં તે બોલી " દેવદર્શન માટે હું અહીંથી બહાર ગઇ ખરી, પણ દેવદર્શન મારાથી થઈ શકયાં નહિ. હું એમને એમજ પાછી ફરી અને ત્યારથી હું આ આવાને આવા બેસી રહી છું.

" પાછું ફરવું પડયું ? તારો આ બોલવાનો અર્થ શો ? ફરવું પડયું એટલે ? તું તારી ઇચ્છાથી પાછી આવી કે તને કોઇએ જબરદસ્તીથી પાછી ફેરવી ? "

" કંઈ નહિ મહારાજ—"

" શું થયું તે સ્પષ્ટ કહે. "

"હું કહું છું કે આપ એ વાતમાં બીલકુલ લક્ષ ન આપો. તે બધી વાત જવાદો? આપને તેનું કરવું છે શું?"

એમ કહીને **તિષ્યરક્ષા** ઉતાવળી ઉતાવળી ઊઠી અને મોં ધોવા મધુર સુવાસિત પાણીથી ભરેલું રૂપાનું પાત્ર મહારાજના પાસે મૂક્યું, વળી શેતરંજ, બાજી વગેરે વસ્તુ પણ તેની પાસે આણી મૂકી. રાજાના હાથ પર પાણી રેડવા હાથમાં જલપાત્ર લઇ તે તેની પાસે ઉભી રહી.

રાતે રાજાને કંઇ નઠારૂં સ્વપ્નું આવવાથી તેનું મન અતિશય ઉદ્વિગ્ન થઇ ગયું હતું. તે સ્વપ્નનો તેના મન પર અતિશય ભાર પડયો હતો, અને આપણા પર કંઇ પણ સંકટ આવશે, એમ તેના અંતઃકરણને લાગ્યું હતું. તેમાં તિષ્યરક્ષાનું આવું ચમત્કારી વર્તન જોઇ અને ભાષણ સાંભળી તેના મનને અધિકજ ધક્કો બેઠો. તેણે તિષ્યરક્ષાના હાથમાંનું જલપાત્ર ખેંચી લઇ નીચે મૂક્યું, અને તેનો હાથ પકડી પ્રેમાર્દ્ર સ્વરે તેને પૂછ્યું "તારે નથીજ કહેવું ને?"

તિષ્યરક્ષા શુષ્કપણે હસીને બોલી "શું મહારાજ ?"

"તારે પાછું આવવું પડયું, એમ તું બોલી ગઈ, તેનો અર્થ શો ? પાછા આવવાને તારા પર કોઇએ જબરદસ્તી કરી ?

પાલવના છેડા સાથે લીલાથી રમતી તિષ્યરક્ષા બોલી "મહારાજે આવી વાતમાં લક્ષ ન આપવું જોઇએ-એ તો એક સામાન્ય વાત છે-",

"પણ કહેશે તો ખરી-"

"મને બીક લાગી તેથી પાછી આવી, એવું તો મેં કહ્યું ! થયું હવે મનનું સમાધાન ? ગમે તે પણ હઠ કરવી !

રાજાએ પોતાની પ્રિય વલ્લભાના મુખમંડળ ઉપર કેટલાક સમય સુધી તીવ્ર દૃષ્ટિ માંડી. પછી તે બોલ્યો "તદ્દન ખોટી વાત-"

તિષ્યરક્ષા ભયનો ચાળો કરી બોલી "શું મહારાજ ?"

"તું કંઇ પણ મારાથી ગુપ્ત રાખવાને ઇચ્છે છે. કહે તદ્દન ખરૂં કહે-શું થયું ?"

"કહ્યું ને મેં, કે કંઇ થયું નથી ?" એમ કહી તિષ્યરક્ષાએ જલપાત્ર હાથમાં લીધું, અને તે બોલી "હં, પાણી લો તો-મોં ધુવો પહેલાં-"

રાજાએ તેના હાથમાંનું જલપાત્ર પુનઃ લઇ લીધું અને નીચે મૂકયું, પછી તે બોલ્યો "મારે મોંબોં કંઇ ધોવું નથી. ખરૂં શું તે તારી પાસેથી કઢાવ્યા સિવાય હું કંઇ તને છોડવાનો નથી. કહે, જે થયું તે. તારી પેઠે હું પણ મમતી છું, સમજી ?"

"હું શું ખોટું કહું છું મહારાજ ? ખરેખર મને ભયજ લાગ્યો હતો, માટેજ હું પાછી ફરી હતી !"

"આ ખરૂં છે ? તને શાનો ભય લાગ્યો હતો ?"

"મહારાજ ! આપ આટલો આગ્રહજ કરો છો તો તમામ હકીકત તમને કહું છું. તમને ઉંઘ આવી એમ જાણી, તમારી પરવાનગી પ્રમાણે હું દેવના દર્શન કરવા મહેલમાંથી નીકળી—"

"તે તો મેં જોઈ. તે વેળા મને પુરી ઉંઘ આવી નહતી, પણ પછી તરતજ ઉંઘી ગયો."

"મારા બાગની સીમા સુધી હું ગઈ ન ગઈ એટલામાં મારી કુંજમાં કેટલાંક માણસ બેસી પોતપોતામાં ધીમે ધીમે કંઇ વાત કરેછે, એવો મને ભાસ થયો."

"આટલી રાતે?"

"હા મહારાજ! તે જોઈ મારૂં મન તો થરકયુંજ! ભયથી મારી છાતીમાં થરકાંપ થયો. પછી મેં જોયું તો ત્રણ ચાર માણસ મારા મહેલ તરફ જઇ રહ્યા હતા. મહારાજ! આપને શું કહું! તે વેળા ભયથી મારૂં કાળજું ખસી ગયું! મારા મહેલમાં મહારાજ એકલા સૂતા છે. એ વાત મને સાંભરતાંજ મારૂં હૃદય પાણી પાણી થઈ ગયું. પછી દર્શન કેવાં અને વાત કેવી? તેવીજ હું પાછી ફરી અને બીજેજ રસ્તે મારા મહેલ તરફ આવવાનો પ્રયત્ન કર્યો. પણ એટલામાં શું જોઉં છું—"

"શું?" અશોકે કુતૂહલથી પૂછ્યું.

"જોઉં છું તો મારા મહેલ તરફ આવવાના પ્રત્યેક રસ્તા પર એકેક બબ્બે માણસ ખરાજ! હું બે ચાર કદમ હળવે હળવે આગળ આવી. એટલામાં એક ઠેકાણે કપડાંની નાની પોટલી મારા પગને લાગી. મારી જિજ્ઞાસા જરા પ્રબળ થઇ અને આમતેમ જોઇ ધીમેથી વાંકી વળી તેમાંનો પદાર્થ મેં બહાર કાઢયો. બાપલીયા! કેવો પદાર્થ હતો તે—"

"તે શું?"

"એક નાનોશો છરો! હતો નાનોજ, પણ ચંદ્રપ્રકાશમાં એવો ઝળકતો હતો—"

"શું છરો?"

"હા છરો! એક તીવ્ર ધારનો પ્રાણઘાતક છરો હતો તે! તે દૃષ્ટિએ પડતાંજ મારી તો પાકી ખાત્રીજ થઇ. તલમાત્ર સંશય રહ્યો નહિ. તે છરો પાંદડાંમાં સંતાડેલો અને વળી મારા ઘરની પાસે જોઈ ભયથી મારા મનની જે સ્થિતિ થઇ તે હુંજ જાણું! મહારાજ એકલાજ મારા મહેલમાં સૂતા છે, આ એકજ વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો."

કેટલાક વખત સુધી મહારાજ પોતાના મનમાંજ વિચાર કરી રહ્યા હતા. તિષ્યરક્ષાની હકીકત તરફ તેમનું ઘણું લક્ષ નહતું. પછી એકદમ વિચારમાંથી જાગૃત થયા જેવા થઈ તેમણે પુછ્યું "શું કહ્યું ? આ મહેલ પાસેથી તને છરો મળ્યો ?" "તે છરો મને ત્યાં મળ્યો, તેથીજ તો હું આટલી બીધી વળી એટલી રાતે મહેલની આસપાસ માણસો પણ સંશયાસ્પદ રીતે ભટકતા હતા. આ સઘળો પ્રકાર જોઇ હું તો ઘણીજ બીધી ! શું કરવું, તે તે વેળા સુઝે નહિ ! છેવટે તો મેં મન સાથે નિશ્ચયજ કર્યો–મહારાજ એકલા સુતા છે માટે મહેલથી દૂર જવું નથી–ગમે તેમ કરી મહેલમાં તાબડતોબ પ્રવેશ કરવોજ—"

ખિન્ન મને અશોકે પૂછ્યું "વારુ, તિષ્યરક્ષા ! જે માણસ તને રાતે આમ તેમ ફરતા જણાયા તેમનો ગુસ્સો મારા પરજ હતો કે ? તારો શો તર્ક છે? તેં તેમને પ્રત્યક્ષ જોયા—"

તિષ્યરક્ષા વચ્ચે બોલી ઉઠી "તે મારાથી નક્કી કેમ કહેવાય ?"

"પણ કંઈ આસરો ?"

"તે કેમ કહેવાય ?"

"કેમ ? એ શું એટલું કઠિન છે ?"

તિષ્યરક્ષા લાડ કરતી હસીને બોલી "નહિ, કઠિન તો નથી પણ તે તરફ મારું તેટલું લક્ષ ન હતું. પોટકીમાંથી મળેલો છરો હાથમાં લઇ મહેલમાં જવાની હિંમત કરવા મેં કંમર કસી, અને તરત દોડતી મહેલના દરવાજા પાસે આવી—"

"કોઇએ તને અટકાવી નહિ ?"

"જે માણસ મહેલ તરફ આવતાં હતાં તેઓ મને જોઇ, મને અટકાવવા માટે, કે બીજા કોઇ કારણ માટે મહેલ તરફ ઝપાટા બંધ આવવા લાગ્યાં, પણ મને અટકાવવા મેં તેમને વખતજ ક્યાં આપ્યો? હું દરવાજા તરફ પવન વેગે દોડી, અને અંદર પેસતાંજ ધડ દઇને દરવાજો બંધ કરી અહીં નાસી આવી. આપના ચરણનાં દર્શન થતાંજ જીવમાં જીવ આવ્યો ! દરવાજો બંધ કર્યો તો અવાજ નહિ સાંભળ્યો ?"

રાજાએ રાતે જે ભયંકર સ્વપ્ન જોયું હતું, તેમાં એવોજ કોઈ ઘોર શબ્દ સંભળાયો હતો. તે બોલ્યો "મેં એવો કંઇક અવાજ" સાંભળ્યો ખરો. પણ તે દરવાજો બંધ થયાનો ન હતો, એમ લાગે છે.

"દરવાજાનોજ તે. આપ ભર ઉંઘમાં હશો તેથી બરાબર ધ્યાનમાં ન રહ્યું હોય."

રાજાનું મન તે ઉંઘમાંના અવાજ તરફ ગયું નહતું. તે દીલગીર થઇને બોલ્યો "એમ પણ હોય! હું ઉંઘમાં હતો."

પછી કેટલીક વાર સુધી એમાંથી કોઇજ બોલ્યું નહિ. તિષ્યરક્ષા પાછી રાજાનું મુખપ્રક્ષાલન કરવાની તૈયારી કરવા લાગી. તેણે જળ પાત્ર પાછું હાથમાં લીધું, અને તે બોલી "હવે મોં ધુવો છો ને?"

રાજા ખીજવાએલા જેવો થઇ બોલ્યો "મોં ધોવાનું રહેવા દે! એ વગર કંઈ અટકી બેઠું છે કે? મૂક નીચે—"

"તિષ્યરક્ષાએ ચહેરો કિંચિત્ ઉતારી પાત્ર નીચે મૂકયું. પોતાના શબ્દ પોતાની વલ્લભાના નાજુક અંતઃકરણને લાગ્યા હોવા જોઇએ, એમ રાજાના ધ્યાનમાં આવ્યું, કે તેની સાથે તે વૃદ્ધ પતિને પ્રેમનો ઉમળો આવ્યો, અને તે બોલ્યો "તને ખોટું લાગ્યું કે? મારો કંઈ તેવો હેતુ નહતો હો."

"નહિં ખોટું નથી લાગ્યું" તિષ્યરક્ષા નીચું જોઇ બોલી.

"મારૂં તમામ લક્ષ તારી વાત તરફ હતું, તેથી મેં તને પાત્ર નીચે મૂકવાનું કહ્યું! હમણા તે રહેવા દે. પહેલાં એકવાર હસ, અને મને કહે કે તારા મહેલ તરફ કયા કયા લોકો આવતા હતા! તેમાંના કોઇને તેં ઓળખ્યા કે?"

તિષ્યરક્ષા પતિ તરફ જોઇ કિંચિત્ હસી, તરતજ તે ઘરડાને પોતાના શરીરમાં શેર લોહી ચડયા જેવું લાગ્યું. તેણે પાછું પૂછયું "તેં તેમાંના કોઇને ઓળખ્યા?"

"નારે ના! મેં કોઇને નહિ ઓળખ્યા."

"વારૂ, તેમનો પોશાક કેવો હતો? તે કંઈ યાદ આવે છે?"

"મહારાજ ! આ કેવા પ્રશ્ન ? તે વેળા ભયથી મારી શી અવસ્થા થઇ હતી, તે ધ્યાનમાં લો, અને પછી મને પુછો. ભયથી તો હું અધમુઈ થઇ ગઇ હતી. મારૂં તમામ લક્ષ તો આપ તરફ લાગી રહ્યું હતું. તેઓ માત્ર ચંદ્રપ્રકાશમાં ધોળાં ધોળાં દેખાતાં હતાં."

"તારૂં કહેવું ખરૂં છે." તે વૃદ્ધ પતિરાજ પોતાની પત્નીની એક પતિ નિષ્ઠાનું કૌતુક કરતો બોલ્યો, "તારૂં બધું લક્ષ મારા તરફ હતું. વારૂ કેટલાક આવતા જતા લોક તારી નજરે પડયા એમ કહે છે તો તેમાંના કોણ કયાંથી આવ્યા, એ કંઈ તારા ધ્યાનમાં છે ? તને યાદ આવતું હોય તો કહે."

"મને કંઇ બહુ તો યાદ આવતું નથી, પણ કાંચનકુટીર તરફથી એક બે જણ આવતા હોય, એવું ઝાંખું સ્મરણ થાય છે."

"શું ? કાંચનકુટીર તરફથી ?"

"હા મહારાજ ! હવે મને પાકું યાદ આવે છે."

"આ તો મોટું આશ્ચર્ય ! શું ઘોટાળો છે તે એકંદર ધ્યાનમાંજ નથી આવતો ! એ તો ઠીક, પણ આ બધું બન્યું ત્યારે તેં મને તરત ઉઠાડયો કેમ નહિ ?"

તિષ્યરક્ષા જરા વાર ઘોટાળામાં પડી; પરંતુ તેણે તેનાં ચિન્હ ચહેરા પર ન બતાવતાં કહ્યું "શું તે મારા ધ્યાનમાંજ ન આવ્યું. પહેલાં હું દરવાજામાંથી જેમ તેમ કરી અંદર આવી અને પછી તો હું મારૂં ભાનજ ભૂલી ગઇ. હું કયાં છું અને શું કરૂં છું તે કંઈ મારા ધ્યાનમાંજ આવે નહિ ! પછી કેટલીક વારે હું સાવધ થઇ અહીં આવી, જોઉં છું તો મહારાજા ભર ઉંઘમાં. મહેલમાં પણ સામસૂમ ઘોંટાળા ખોંટાળાના કોઇ પણ ચિન્હ કયાંએ જણાયાં નહિ. એક બેવાર મને લાગ્યું હતું ખરૂં કે મહારાજને જાગૃત કરવા, પણ મેં વિચાર કર્યો કે રાતનું જાગરણ થવાથી હમણાજ આંખ લાગી છે તો એક નજીવા કારણસર શું કરવા ત્રાસ આપવો ?"

"વાહ ! એ ન જીવું ? મહારાજ હસીને બોલ્યા.

"પાછો વિચાર કર્યો કે મહેલની અગાશી પર જઇ શું બને છે તે જોવું. વિશેષ ધોટાળો કે તેવું કંઇ ભયનું ચિન્હ જણાય તો મહારાજને ઊઠાડવા."

"તો તું એટલી રાતે અગાશી પર ગઇ હતી? મહારાજ પત્ની તરફ કૌતુકથી જોઇ બોલ્યા "તને કંઈ તેવું દેખાયું કે?"

"કંઇ નહિ!"

"કંઇજ નહિ?"

"કંઈ નહિ—લગભગ ચારે ગમ શાંત હતું."

"એટલે? તો પછી આટલા લોક એકદમ ગયા કયાં?"

"મહેલની આસપાસ તો કોઇજ ન હતું. માત્ર મહારાણી સાહેબના મહેલ તરફ તેમને જતાં જોયા—ત્યાં સુધી ગએલાં તે મેં જોવાં પછી તેઓ મને બીલકુલ જણાયા નહિ"

"તિષ્યરક્ષા, તને ખરૂં કહું? મને એક ભયંકર શક પડે છે."

ઘણી ગભરાઈ ગઇ હોય એવો ડોળ કરી તિષ્યરક્ષા બોલી "શું? મહારાજને શાનો શક આવે છે? ઇડાપીડા ટળો—અમંગળ બળો!—ખોટા શક ઉપરથી કોઈ બિચારાનું નુકસાન ન થાય એટલે થયું"

"શક ખોટો નથી" વિચાર મગ્ન સ્થિતિમાં અશોક બોલ્યો."

"હું ખરું કહું છું મહારાજ! નાહક કોઇના પર શક ન લઇ જાઓ, મને તો કંઇજ શક જેવું જણાયું નહિ. અને તે આવે પણ કેમ?—મેં તો આખી રાત ભયને લીધે ગભરામણમાંજ કાઢી! મને કંઈ બીજુ સુઝતું હતું?"

"કેવા ડરપોક સ્ત્રી!" તિષ્યરક્ષાની પીઠ પર પ્રેમથી હાથ ફેરવી મહારાજ બોલ્યા. "તને કોનો શક પડે? શુદ્ધ અને સરળ અંતઃકરણને આખું જગ સારૂંજ દેખાય. પણ રાજાથી આટલા આંધળા થઇ ચલાય નહિ. મને તો ભય અને સંશયનાં ઘણાં કારણ જણાય છે. મારે ચોકસાઈ કરવીજ જોઇએ."

મહારાજે તરત રાધગુપ્તને તિષ્યરક્ષાના મહેલમાં બોલાવી મંગાવ્યો, અને તિષ્યરક્ષાએ કહેલી તમામ હકીકત તેને કહી સંભળાવી, અને આ તમામ પ્રકારની બરાબર તપાસ કરી બધી બાબતનો અથ ઇતિ પત્તો મેળવવાનું કામ તેને સોંપ્યું, પછી તે પ્રાતઃકૃત્ય કરવા ગયો.

પોતાના મહેલમાં બેસી આ તમામ પ્રકારની ચોકસાઈ થવી મુશ્કેલ છે, એવી તિષ્યરક્ષાએ મહારાજને ત્રણ ત્રણ વાર લાડમાં ને લાડમાં વિનંતી કરી; પરંતુ મહારાજે પણ તે વિનંતી હસતાં હસતાં નામંજુર કરી.

[૨]

મહારાજા અશોક તિષ્યરક્ષાના મહેલમાંથી ગયા પછી રાધગુપ્ત તિષ્યરક્ષાને પાછો આવીને મળ્યો. તે બને મહેલમાંની એકાંત જગાએ ગયાં. ત્યાં ગયા પછી રાધગુપ્ત તિષ્યરક્ષા તરફ જોઇ જરા હસ્યો.

કેમ? હસો છો કેમ? તિષ્યરક્ષાએ તેને પુછ્યું.

"હસવા જેવી વાત થાય એટલે માણસને સહજ હસવુંજ આવેને"

"હસવા જેવું શું થયું?"

"રાણી સાહેબ! આ કંઈ આપે નવોજ દાવ નાખ્યો છે? અને તો આપ તરફથી પુરી માહીતી મળવી જોઇએ."

"રાધગુપ્ત! તમે સામ્રાજ્યના મહામંત્રી, અને કયો દાવ નાખ્યો છે, તે તમારા ધ્યાનમાં નથી આવતું?"

"કોનું સત્યાનાશ કાઢવાનું રાણી સાહેબે ધાર્યું છે?"

"ઓળખો—"

"આપ કહો તેજ ઠીક! કોનું બળિદાન આપવાનો વિચાર છે?"

"પ્રથમ તો પટરાણી પરિષ્યરક્ષિતાનું અને પછી બને તો કુમાર કુણાલનું—"

"પટરાણીનું સત્યાનાશ કાઢશો? પરિષ્યરક્ષિતાએ આપનો શો અપરાધ કર્યોછે? મને લાગે છે કે પટરાણી થવાનો તરંગ ઉઠયો હશો"

"રાધગુપ્ત! તમારી ગતિ રાજનીતિમાં ઉત્કૃષ્ટ છે. મારે કંઈ તમને કહેવું પડે એમ છે? રસ્તામાં કાંટો જણાયો, તો તેને ઉંચકીને દૂર ફેંકી દેવો એ શાણા સમજદારનું કર્તવ્ય નથી કે?"

"ઠીક, એતો એક કાંટા બદલ વાત થઇ; પણ કુણાલ પર દાઢ કેમ? તેણે આપનો શો અપરાધ કર્યો?"

મહારાજે બૌદ્ધ ધર્મની દિક્ષા લીધી ત્યારથી કુણાલ પર તેમનો અતિશય પ્રેમ અને ભકિત છે, કોઇ પણ વાતનો અતિરેક થયો, કે ત્યાં ભય છે એમ નક્કી સમજવું. આ કારણથી કુણાલની પણ ગુપચુપ ઉઠાંગરી કરવી ઇષ્ટ છે. ભીતિ ન જોઇએ—"

"પુનઃ તક્ષશિલા તરફ રવાનગી લાગે છે? કે રાણી સાહેબે બીજી કોઇ યોજના ઘડી મૂકી છે?"

"રાધગુપ્ત! બિંબિસાર વંશના કયા છોકરાએ તક્ષશિલાનું પાણી ચાખ્યું નથી?"

"બધું લક્ષ આવીમાં ગયું! તો હવે મુખ્ય બાબત એ કે પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતા અને રાજકુમાર કુણાલને બંદીવાન કરવાનો ઘાટ રચ્યો છે!"

"એટલાથી કંઈ સંતોષ થાય એમ નથી—"

"તો પછી?"

પરિષ્યરક્ષિતા અને કુણાલથીજ પતે એમ નથી. બીજાએ કેટલાંક માણસ પ્રાયશ્ચિતની રાહ જુએ છે. જેના મસ્તક પર લત્તાપ્રહાર પ્રત્યક્ષ પડે તોજ કંઇ સમજ પડે, બીજા કશાથી જે ડરતા નથી, એવા ચાર પાંચ જણ પણ તેમનાં સોબતી થવાની ઇચ્છા કરે છે."

"સઘળું સમજ્યો!"

## પ્રકરણ બારમું



કેટલાક વખત પછી રાધગુપ્તે પાછા આવી મહારાજની મુલાકાત લીધી.

"શું થયું?"

રાધગુપ્ત નીચું જોઈ બોલ્યો "શોધ તો ઘણી કરી સરકાર લાઇન જુદી છે પછી?"

"પરંતુ કશાનો કંઈ પત્તો લાગતો નથી?"

આ પ્રકરણની શોધનો ભાર રાધગુપ્ત પર નાખ્યા પછી રાજા એક રીતે નિશ્ચંત થયો હતો. રાધગુપ્ત ચાણાક્ષ, હોશિયાર, અને મહેનતુ છે તે કંઈ પણ શોધ કર્યા સિવાય આવવાનો નથી. એવુંજ અશોકનું ધારવું હોવાથી, તે ઘણી આતુરતાથી તેની રાહ જોતો બેઠો હતો; પરંતુ રાધગુપ્ત તો આવ્યો, પણ ખાલી હાથે આવ્યો એ જોઇ રાજા અતિશય નિરાશ થયો, તે રાધગુપ્ત પર ઘણો ગુસ્સે થયો.

તે તીવ્ર સ્વરે બોલ્યો "રાધગુપ્ત શું કહે છે?"

રાધગુપ્ત માથું નીચું નમાવી સ્તબ્ધપણે ઉભો હતો.

રાધગુપ્ત! આવી બાતમી લઇ આવવાને તમારા જેવા સામ્રાજ્યના અધિકારીને શરમ લાગવી જોઇએ! મારા રાજવાડામાં, મારી એક રાણીના મહેલમાં હું સૂતેલો હોવા છતાં, તે મહેલના દરવાજા આગળ થઇને સંશયાસ્પદ વર્તણુંકવાળા કેટલાક લોક આવ જા કરે, ભેગાએ થાય, મહેલ પાસે એક પોટકામાંથી ખુદ મારી રાણીને તીવ્ર ધારનો એક છરો પણ મળે, અને આ તમામ પ્રકરણની તજવીજ કરવાનું કહેવામાં આવે, છતાં તમારા જેવા અધિકારી હાથ હલાવતા પરત આવી રડતે મોઢે 'કંઇ પત્તો લાગતો નથી' એમ કહે! રાધગુપ્ત ધિક્કાર છે તમને અને તમારા અધિકારને!"

તોપણ રાધગુપ્ત કંઈ બોલ્યો નહિ, કે તેણે માથુંએ ઉંચું કર્યું નહિ!

રાધગુપ્ત! તમારા જેવા મંદ મહામંત્રીની સહાયથી સામ્રાજ્યનું ગાડું સરળતાથી હાંકી જોવું, એ સામ્રાજ્યની ફજેતીજ છે!"

રાધગુપ્ત નીચે જમીન તરફ નજર માંડી હાથ જોડી બોલ્યો "મહારાજના આ તિરસ્કારને હું પાત્રજ છું. આ પ્રકરણની તપાસ કરવી એ મારૂં પરમ કર્તવ્ય છે, પરંતુ દુઃખની વાત છે કે મારાથી કંઇજ શોધ થઈ નહિ. હું એથી મોટા સંકટમાં સપડાયો છું."

રાજાએ તેના તરફ માત્ર ક્રોધકટાક્ષ ફેંક્યાં.

"મને આ પ્રકરણનો કંઇ પત્તો લાગ્યો નહિ, તોપણ મહારાજને તેનો પત્તો તરત અને ખાત્રી પૂર્વક લાગશે"

અશોકે આશ્ચર્યથી પૂછ્યું "તે કેવી રીતે?"

"કાલે રાતે જે લોકો આવ જા કરતા હતા, અને મહેલ આગળ એકઠા થયા હતા, તેમાંના કેટલાક કાંચનકુટીર તરફ અને કેટલાક પટ્ટમહાદેવીના મંદીર તરફ નીકળી ગયાં; અહીં સુધીની તો પાકી બાતમી મળી છે. આ આખું પ્રકરણ રાજવાડામાંનું અને રાજવંશમાંનું છે, તેથી મને તેટલા અધિકારથી તપાસ કરવી યોગ્ય નથી અને મને પત્તો પણ લાગે નહિ. જો એ માણસોમાંના કેટલાકને આપ પોતેજ બોલાવી મંગાવો અને તેમને કોઇ આડા અવળા પ્રશ્ન પુછો, તો આપને જે જોઇએ છે તે માહીતી તેમના મોંમાંથી સહજ નીકળશે, એમ મને લાગે છે."

"તમે પોતે શું કર્યું?"

"અંતે મહેલમાંનાં નોકર ચાકર અને કંચુકીને બોલાવી મંગાવી મેં તેમાંનાં પ્રત્યેકને છેડી જોયા; પરંતુ તેમની પાછળ મોટો આધાર હોવાથી અંતે કોઇએજ કંઇ દાદ દીધી નહિ."

"દાદ નહિ દીધી?" રાજા તીવ્ર સ્વરે બોલ્યો "તો તે પ્રત્યેકનાં મસ્તક છાંટી નાખવાં જોઇએ. કોણ છેરે—કંચુકી!"

કંચુકીએ આવી નમ્રતાથી અભિવાદન કર્યા પછી અશોક બોલ્યો "કંચુકી! ઝપાટા બંધ જા અને પટરાણી પરિષ્યરક્ષિતા અને કુમાર કુણાલને કહે કે મહારાજ તમારૂં સ્મરણ કરે છે."

કંચુકીએ નમ્રતાથી પાછાં ત્રણ વાર અભિવાદન કર્યાં, અને તે ત્વરાથી કહેલા કામ માટે નીકળી ગયો. પછી મહારાજ, મંત્રી, અને તિષ્યરક્ષા રાતે બનેલી હકીકત સંબંધી પુનઃ ચર્ચા કરવા લાગ્યા. રાજા પુનઃપુનઃ એક એક વાત સંભારી આશ્ચર્યમાં ગરક થઇ જતો હતો. તિષ્યરક્ષા અને રાધગુપ્ત નું ધોરણ આ ચર્ચામાં એકજ હતું, કંઈ ને કંઈ યુકિત કરી તે બંને રાજામાં ભય અને ઉત્સુકતા વધારતાં હતાં.

રાજા પણ તેમની આ યુકિતનો સારી રીતે ભોગ થઇ પડયો હતો.

મહારાજના હુકમ પ્રમાણે કંચુકી તરતજ કાંચનકુટીરમાં આવી દાખલ થયો. તે વેળા એક નહિને બીજાં અશુભ ચિન્હ થવા લાગ્યાં. ઘુવડ 'ઘૂ ઘૂ' કરી રહ્યાં. ડાબી બાજુ પર કાગડા 'કા કા આકા આકા ! કરી કાન ખાઈ જવા લાગ્યા, અને એ કરતાંએ અશુભ ચિન્હ કાંચનમાલાએ પ્રત્યક્ષ જોયું. એક ગીધ માછલીનો કકડો ચાંચમાં ઘાલી ત્યાં આવ્યો અને તેનાં મોંમાથી એક મોટું લોહીનું ટીપું તેની સન્મુખજ આવીને પડયું.

આ સર્વ ચિન્હથી બિચારી કાંચનમાલા ઘણીજ ગભરાઇ ગઇ, અને ચંચલ દૃષ્ટિથી પોતાના પ્રિય હૃદયેશ્વરને—કુણાલને—આમ તેમ જોવા લાગી. પહેલા સપાટામાંજ તેની નજર કંચુકી તરફ ગઈ. ગમે તેમ હો પણ તે કંચુકી તે વેળા તેને શુદ્ધ યમદૂત જેવો ભાસવા લાગ્યો તે ભયથી ધ્રૂજતી ધ્રૂજતી કુણાલ પાસે ગઈ અને તેના અંગને વળગી પડી.

કંચુકીએ નમ્રતાથી કુણાલને મહારાજની આજ્ઞા નિવેદન કરી. તે સાંભળતાંજ કાંચનમાલાનું પહેલેથી ભયભીત થએલું અંતઃકરણ અધિકજ ભયભીત થયું કુણાલનું હૃદય પણ થરકયા વિના રહ્યું નહિ.

કિંચિત્ ભયથી ગભરાએલા અંતઃકરણે કુણાલ મહારાજને મળવા ગયો. કાંચન અશ્રુપૂર્ણ નયને તે તરફ જોઇ રહી. તે આ પ્રમાણે પોતાના પ્રિયકર તરફ કેટલોક વખત સુધી જોયાજ કરતી હતી.

કુણાલ દૃષ્ટિની આડે થયા પછી કાંચન કમરે બાંધી નીચેજ બેઠી. ભારાક્રાંત હૃદયે તે મનમાંજ બોલી "નહિ, મને અભાગીનિને હવે નાથનાં મંગલ દર્શન થશે નહિ. પ્રભુ! હવે બધી ચિંતા તનેજ સોંપું છું!"

ટુંક સમયમાંજ કુણાલ અશોકની સામે આવીને ઉભો રહ્યો તેના મુખ પર હંમેશના જેવો શાંત ભાવ ન હતો. તે પર કિંચિત ભિનિ, ઉત્સુકતા ઇત્યાદિ વિકાર જણાઇ આવતા હતા અને તેનો ચહેરો એકંદર શુષ્કજ જણાતો હતો રાજાએ કુણાલને આવો કદી પણ જોયો ન હતો; તેથી અશોકને પણ તે તરફ જોઇ આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ. તેના તરફ જોતાંજ રાજાને ત્રાસ લાગવા માંડ્યો અને પહેલાજ સપાટામાં તેનું મન કુણાલ વિષે કિંચિત્ કલુષિત થયું."

તેને જોઇનેજ રાજા બોલ્યો "કુણાલ! એક મહત્ત્વના કામ માટે મેં તને અહીં બોલાવ્યો છે."

કુણાલ પિતાને નમ્રતાથી પ્રણામ કરી સ્તબ્ધ ઉભો રહ્યો.

"કાલે રાતે કોઇ પણ ગુપ્ત મસલત પાર પાડવા માટે કેટલાંક સંશયાસ્પદ વર્તણુકનાં લોક આ મહેલની આસપાસ બાગમાં એકઠાં થયાં હતા. તેમના હાથમાં જાત જાતનાં ભયંકર શસ્ત્ર હોઈ તેઓ વિલક્ષણ વર્તણુક ચલાવતા હતા. તેમાંનાં કેટલાક તારા મહેલની બાજુમાં થઇને નીકળી ગયા, એવી અમને ખબર મળી છે. તે લોકો કોણ હોવા જોઇએ તે તું જાણે છે?"

"નહિ મહારાજ!" કુણાલ નમ્રતાથી બોલ્યો—"માત્ર કાલે રાતે દેવી તિષ્યરક્ષાની કુંજ તરફ ગયો હતો."

"તું પોતે?"

"હા મહારાજ!"

"તારાં શસ્ત્ર વગેરે તારી સાથે હતાં કે?"

"નાટ્યપ્રયોગને અંતે જે વેશે મેં મહારાજને આશીર્વાદ આપ્યો, તેજ વેશે હું પ્રયોગ પુરો થયા પછી દેવીની કુંજમાં ગયો."

"તો પછી પ્રયોગ સંપૂર્ણ થયાં પછી તું તારા મહેલ તરફ ગયો નથી?"

"ગયો હતો—પ્રયોગ પછી હું કાંચનકુટીર તરફજ ગયો—"

"તો પછી તું તેજ વેશે કુંજ તરફ કેવી રીતે ગયો?"

"અમારા મહેલ તરફ જતાંજ મને એક ચિઠ્ઠી દરવાજા આગળથી મળી."

'ચિઠ્ઠી! કોની?"

"તે પર કોઇનુંજ નામ ન હતું."

"તો પણ?"

હસ્તાક્ષર પરથી તે ચિઠ્ઠી પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાની હોવી જોઇએ, એવું મને લાગ્યું,"

"પટ્ટમહાદેવીની?"

"હા મહારાજ!"

રાધગુપ્ત અશોક તરફ વક્ર દૃષ્ટિએ જોવા લાગ્યો, ને કંઇક અચકાતો બોલ્યો "તો પછી અમારો સંશય ખરોને?"

કયો સંશય?" રાજાએ તીવ્ર સ્વરે તેને પૂછ્યુ.

"અમને જે સંશય હતો, તેજ અંતે ખરો ઠર્યો!"

"પણ તે સંશય કયો, તે તો કહેશો?"

" પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતા સદ્ધર્મનો દ્વેષ કરે છે. તે દ્વેષમાં આ કંઇક થવું હોવું જોઇએ એવો મને સંશય આવ્યો."

એટલામાં પ્રતિહારીએ આવી નમ્રતા પૂર્વક પ્રણામ કરીને કહ્યું "પટ્ટમહાદેવીની સવારી આવી છે અને મહારાજની આજ્ઞાની રાહ જુએ છે."

"દેવીને અંદર લઇ આવ."

પરિષ્યરક્ષિતા આવતાંજ, પટરાણીને યોગ્ય સન્માન કરી અશોકે પોતાની પાસે બેસાડી.

"આર્યપુત્રે મને કેમ સંભારી?" દેવીએ નમ્રતાથી પૂછ્યું

"તમારા જેવું જ મહત્વનું કંઇ કામ છે. દેવિ! કાલે રાતે દેવી તિષ્યરક્ષાની કુંજમાં મળવા માટે તેં કુમાર કુણાલને કોઈ સંદેશો કે ચિઠ્ઠી ચપાટી મોકલી હતી?"

"કુણાલને? અને મેં બોલાવ્યો? બીલકુલ નહિ!"

અશોક રાધગુપ્તના મોં તરફ જોવા લાગ્યો! "આ કેવો ઘોટાળો છે, તે તેને સમજાય ના!"

રાધગુપ્તે કુણાલને પૂછ્યું "તે ચિઠ્ઠી તમારી પાસે હશેજ, લાવો જોઉં તે—"

"તે ચિઠ્ઠી મેં ક્યાં નાખી તેનું મને સ્મરણ નથી."

રાધગુપ્ત કંઇક તીવ્ર સ્વરે બોલ્યો "આવા ઉડાઉ જવાબ આપો તે અહીં ન ચાલે. જે ખરૂં હોય તે મહારાજની રૂબરૂમાં કહો, મહારાજ કાલે રાતે જે મહેલમાં સૂતા હતા તેની આસપાસ સશસ્ત્ર લોકો ફરતા હતા; તમારો પત્ર એજ આ બીના માટે પ્રમાણ ભૂત છે."

અશોક કુણાલ સામે તીવ્ર દષ્ટિએ જોઈ બોલ્યો "કુણાલ આ શું?"

"શું મહારાજ?"

"તારા પિતાનો, તારા રાજ્યનો જેઓ સર્વનાશ કરવા તૈયાર થયા છે, તેમનો આજે ન્યાય ચાલેછે છતાં તેને ઉપયોગી સાક્ષીપુરાવા તારે મહેનત લઇ અમને મેળવી આપવા જોઇએ, કે તે છુપાવવા પ્રયત્ન કરવો જોઇએ, તે રાજદ્રોહી હરામખોર લોકોને તું આવી રીતે મદદ કરે છે?"

કુણાલ દઢ સ્વરે બોલ્યો "હું સંપૂર્ણ નિર્દોષ છું હું કોઇને પણ સહાય કરતો નથી, કિંવા કોઈ પુરાવો પણ હું છુપાવતો નથી—"

"મને એ ખરૂં લાગતું નથી—"

"મહારાજ? એક વાર મારૂં કહેવુ તો સાંભળી લો. એ વિષે હજી મારે આપને પુષ્કળ કહેવાનું છે."

"આ હકીકતમાં તારે કંઈ કહેવાનું હોય, એવું મને જરાપણ લાગતું નથી. શું કહેવું છે?"

" મારે મુખ્ય એ કહેવાનું છે કે તે ચિઠ્ઠીના હસ્તાક્ષર જો કે પદ્મમહાદેવીના હતા, તોપણ તે મારા પર મોકલાવી હતી દેવી તિષ્યરક્ષાએ "

રાધગુપ્ત બોલ્યો " આ કેવો ચમત્કાર ! ચિઠ્ઠીના અક્ષર પદ્મમહાદેવીના અને તે મોકલાવી દેવી તિષ્યરક્ષાએ ! છે કંઇ પણ સંબંધ ? કુમાર ! તમે કહો છો એનું પ્રમાણ શું !

" પ્રમાણ બીજું કંઇ નહિ. માતુશ્રી દેવી તિષ્યરક્ષાએ એ વાત પોતાની કુંજમાં મને પ્રત્યક્ષ કહી હતી. "

રાજા આશ્ચયથી બોલ્યો ? " શું તિષ્યરક્ષાએ ? "

" હા મહારાજ ! "

" તો પછી કુંજગૃહમાં તિષ્યરક્ષા સાથે તારો મેળાપ થયો હતો ! "

" હા થયો હતો ! "

આ બાતમી સાંભળીને રાજાને અસુખ થયું. તેનો ચહેરો કિંચિત્ ઉતર્યો. તીવ્ર સ્થિર દૃષ્ટિએ તે તિષ્યરક્ષાના ચહેરા તરફ જોવા લાગ્યો પુરાવાની દિશા અનપેક્ષિત રીતે બીજીજ તરફ ઝુકવાથી તે થોડી ગભરાઇ જાય, એમાં કંઇ નવાઇ જેવું ન હતું. તેનો ચહેરો સુકાઇ ગયો.

તેનાથી રાજાની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવવાનું સાહસ થઈ શકયું નહિ તે નીચું જોઇ બોલી "મહારાજ ! હું તમને ભયને લીધે તમામ વાત કહી શકી નહિ. જે મેં કાલે બૌધ્ધ દેવમંદિરનાં દર્શન કરવાનું ઠરાવ્યું હતું, તે કાર્ય હું કુણાલનીજ મદદથી પાર પાડવાની હતી, અને એજ હેતુથી મેં તેને ચિઠ્ઠી પણ મોકલી હતી."

"ત્યારે તેંજ કુણાલ પર ચિઠ્ઠી મોકલી? ચિઠ્ઠી મોકલી તેં અને તેમાંના હસ્તાક્ષર દેવી પરિષ્યરક્ષિતાના. આ કેવો ચમત્કાર તેના અક્ષરની ચિઠ્ઠી કયાંથી આવી ?"

વચ્ચે જરા અવકાશ મળવાથી તિષ્યરક્ષાનું ગભરાએલું મન હવે શાંત પડયું હતું. તે એ ધડક બોલી "પટ્ટમહાદેવી સહી વગર અને સરનામા વગર, દરરોજ જોઇએ તેટલા કાગળ મોકલે છે—"

પોતા ઉપર આ ઉઘાડો આરોપ સાંભળી પરિષ્યરક્ષિતાથી ચુપ બેસી રહેવાયું નહિ. તે તીવ્ર સ્વરે બોલી "મહારાજ હું અહીં બેસી શકતી નથી. તમે બૌદ્ધ ધર્મની દિક્ષા લીધી ત્યારથી હું તમારા મનથી ઉતરી ચૂકી છું, એ વાત મને બરાબર સમજાવા લાગી છે. આ ઉત્તમ તક સાધી મારૂં ભુંડું ઇચ્છનારા કેટલાક દુષ્ટ કુટિલ લોક મારૂં સત્યાનાશ કરવાનો પ્રયત્ન કરે છે. મહારાજ! આપ સમ્રાટ્, પ્રજાના ખરા ન્યાયાધીશ છો. તમેજ મારો ન્યાય કરો. મને હવે અહીં બેસવાનું કારણ નથી!" એમ કહી પરિષ્યરક્ષિતા ક્ષુબ્ધ હ્રદયે ઉતાવળી ઉતાવળી ત્યાંથી નીકળી ગઈ.

આ બધી બીના એટલી ત્વરાથી બની, કે તમામ લોકો આશ્ચર્યથી સ્તંભિત થઇ જ્યાંનાં ત્યાં સ્તબ્ધ થઇ રહ્યાં. કુણાલના મોંમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ, તે શૂન્ય દૃષ્ટિથી મહારાણી ગઇ, તે દરવાજા તરફ જોઈ રહ્યો. રાજા, રાધગુપ્ત અને તિષ્યરક્ષા આશ્ચર્યચકિત થઇ એક મેકના મોં તરફ જોઇ રહ્યાં.

છેવટે તિષ્યરક્ષા બોલી "હજી પુષ્કળ ચમત્કાર તમારા જોવામાં આવશે!"

પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાએજ મારો પ્રાણનાશ કરવાનો પ્રયત્ન ચલાવ્યો છે, એવી અશોકના મનની પુરેપુરી ખાતરી થઇ. તે એ સંબંધી કંઈ બોલતો હતો, એટલામાં નગરમાં કોઈનો ભયંકર કોલાહલનો ધ્વનિ તે સર્વને સંભળાયો. કયાંક પણ, કંઈ પણ, ભયંકર તોફાન શરૂ થયું હોવું જોઇએ, એમ તે કોલાહલ સાંભળી સર્વને લાગ્યું.

તે સર્વે ઉતાવળાં ઉતાવળાં મહેલની અગાશી પર ગયાં. જુએ છે તો કુક્કુટારામ મઠમાં આગ લાગી છે, અને તે ભડભડ બળે છે, એવું તેમની દૃષ્ટિએ પડયું.

તિષ્યરક્ષા નિશ્ચિંતપણે બોલી "મહારાજે ન્યાયમાં આવે તેજ કરવું, હું કશા બદલ કંઈ બોલતી નથી, અને બોલવાની ગરજ પણ નથી."

અશોકના ક્રોધને હવે સીમા રહી નહિ. તે ગુસ્સાથી બેફામ થયો. પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાના મહેલને ઘેરો ઘાલવાની રાધગુપ્તને આજ્ઞા કરી ને કુણાલ સાથે શહેરમાં ટંટોફિસાદ શાંત કરવા કુક્કુટારામ તરફ ઝપાટાબંધ નીકળી ગયો.

( ૪ )

શહેરમાં આવો ઘોટાળો થયો, હુલ્લડ-તોફાન શરૂ થયું; પરંતુ તેથી તો તિષ્યરક્ષાના પગમાં કસ આવ્યો. આ વેળા મહેલમાં શાંતિથી માખી મારતાં બેસવાનું તેના તીખા સ્વભાવને બીલકુલ રૂચે તેમ ન હતું. અશોક અને કુણાલ શહેર તરફ નીકળી ગયા પછી તેણે ઉતાવળે ઉતાવળે પુરૂષનો વેશ ચઢાવ્યો. તેણે દસબાર સૈનિક પોતાની સાથે લીધા, અને તે પણ શહેર તરફ નીકળી. જ્યાં તોફાન શરૂ થયું હતું, ત્યાંથી તે પસાર થઈ અને એકદમ પેલા બ્રાહ્મણ મહામાત્યને ઘેર જઈ ઉભી રહી.

લોકોમાં તોફાન શરૂ કરી દઇ અને તે સારી રીતે ભડકાવી મહામાત્યની સવારી નિરાંતે પોતાને ઘેર આવી ચેનમાં બેઠી હતી. જાણે આપણે તો તે ગામનાજ નથી!

તિષ્યરક્ષા એકદમ તેના ઘરમાં દાખલ થઇ અને પોતાના સૈનિક સાથે તેની સામે જઇ ઉભી રહી. તેને જોઇ મહામાત્ય તો દિઙ્મુઢજ થઇ ગયો; પરંતુ એકદમ ધૈર્ય ધારણ કરી તેણે પૂછ્યું "તું કોણ છે? શી ગરબડ છે?"

તિષ્યરક્ષા ધમકાવીને બોલી "ગરબડ કરી તેં અને ઉલટા ચોર પ્રમાણે મનેજ પૂછે છે? હું કોણ છું તેની તને ખબર નથી કે?"

અમાત્ય તેના ચહેરા તરફ જોઈજ રહયો. મને આવો ઉત્તર મળશે એમ તેણે ધાર્યું ન હતું.

તિષ્યરક્ષા બોલી "મેં આ પુરુષનો વેશ ધારણ કર્યો છે તોપણ હું પુરૂષ નથી–સ્ત્રી છું ! "

" શું સ્ત્રી?!"

"મારૂં નામ તિષ્યરક્ષા. મારા કુંજમાં બેસી પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાની સાથે જે મસલત કરી હતી તેના અક્ષરે અક્ષર મેં સાંભળ્યા હતા શહેરમાં આજે હુલ્લડ તોફાન શરૂ થયું છે તેનું મૂળ કારણ તું છે એ માટે મને બીલકુલ શંકા નથી. અરે એ વાત મેં મહારાજાને કહી પણ છે મહારાજ તારાપર અતિશય ક્રોધાયમાન થયા છે. અને તને જીવતો મારનાર છે તને જો તારો પ્રાણ બચાવવાની ઇચ્છા હોય તો અમારૂં વૃક્ષ તેં ક્યાં સંતાડી મુક્યું છે તે કહે, મને તે બતાવી દે બોધિવૃક્ષ ક્યાં સંતાડી મુક્યું છે એ જો તું મને બતાવી દેશે, તો તને હું જીવનદાન અપાવીશ. એટલુંજ નહિ પણ શહેરમાં તને સુખરૂપ રવાના કરી દઈશ."

અમાત્ય ગભરાઇને બોલ્યો "બોધિ વૃક્ષ? મને કંઈજ..."

તિષ્યરક્ષા ધમકી આપીને બોલી "બ્રાહ્મણ! હવે મારાથી છુપું રાખવામાં કંઇજ અર્થ નથી. જો તું તે ઝાડ નહિ બતાવશે. તો હું તને આમ ને આમ મહારાજ પાસે લઈ જઇશ. મહારાજ તારા પર એટલા ગુસ્સે થયા છે કે તે તરતજ તારો પ્રાણ લેશે, અને તે નહિ લે, તો હું તેમની પાસે તારો પ્રાણ લેવાના શિક્ષા કરાવીશ! આ રાજ્ય હવે બૌદ્ધનું છે. બૌદ્ધ રાજાના રાજ્યમાં બ્રાહ્મણ અવધ્ય નથી હોતો, એ વાત તું ભૂલતો નહિ!"

બિચારો અમાત્ય તદ્દન ગભરાઈ ગયો. અકળાઇ ગયો. તેના મોંમોથી એક શબ્દ પણ નીકળ્યો નહિ!

" કેમ બોધિવૃક્ષ બતાવે છે કે નહિ, કે લઈ જાઉં મહારાજ પાસે?"

"રાણી સાહેબ બતાવું છું-ચાલો."

એમ મંત્રમૂઢ મનુષ્ય પ્રમાણે અમાત્ય ઊઠ્યો, અને તિષ્યરક્ષાને સાથે લઇ ચાલવા લાગ્યો. થોડાક વખતમાં તે એક ભોંયરાનાં મુખ આગળ આવ્યો, અને તેણે તે ઝાડ ત્યાં મૂકેલું જણાવ્યું.

તિષ્યરક્ષા મહાત્માને લઇ આનંદથી નગરની બહાર આવી ત્યાં સુખરૂપ આવ્યા પછી કંઇ બ્રાહ્મણને વાચા ફુટી. પટ્ટમહાદેવી પરિષ્યરક્ષિતાની શી દશા થઇ હતી, તે તિષ્યરક્ષાએ આ પૂર્વેજ બ્રાહ્મણને સારૂં મીઠું મરચું ભભરાવીને કહ્યું હતું; તેથી પોતાને સુખરૂપ છોડયા બદલ તે તિષ્યરક્ષાનો અત્યંત ઉપકાર માનવા લાગ્યો.

અમાત્ય તિષ્યરક્ષા વિષે પોતાને લાગે તેવી જુદા જુદા પ્રકારની કૃતજ્ઞતા વ્યકત કરવા લાગ્યો.

"અમાત્ય ! મેં તમને પ્રાણદાન દીધું છે, હવે હું કહું તેવા સમ તમારે ખાવા જોઇએ."

"રાણી સહેબ શાના સમ ?" અમાત્ય હાથ જોડીને બોલ્યો.

"ગમે તેના હોય-પણ તમારે તે ખાવા જોઇએ !"

"જેવી રાણી સાહેબની આજ્ઞા."

"આ ગંગાનું પાણી હાથમાં લઇ એવા સમ ખાઓ કે આજથી આ તિષ્યરક્ષા તમને જે જે કહે તે તે તમારે મૂગેમોઢે કર્યાં કરવું."

બ્રાહ્મણે ના ઇલાજ થઇ તેવા સમ ખાધા. પછી તિષ્યરક્ષાએ તેને કહ્યું "કુંજરકર્ણ ! તમે હવે તક્ષશિલા જાઓ. મને તમારી ઘણી જરૂર છે. સમ ખાધા બદલ તમે તમારા મનથી કંઇ પણ આણતા ના. પ્રસંગે પ્રાણ આપીને પણ હું તમારૂં હીત કરીશ-"

"તે માટે મને શંકાજ નથી. આપની આજ્ઞાનુસાર હું તક્ષશિલા જાઉં છું."

કુંજરકર્ણ તિષ્યરક્ષાને પ્રણામ કરી ત્યાંથી નીકળી ગયો.

તિષ્યરક્ષા પણ પોતાના મહેલ તરફ નીકળી ગઇ.

[ ૫ ]

મહારાજ અશોક અને કુમાર કુણાલનાં પરાક્રમથી શહેરમાંનું હુલ્લડ તુરતજ શાંત પડયું. કુક્કુટારામ મઠની આગ પણ તરતજ હોલવવામાં આવી.

પરંતુ બૌદ્ધધર્મને આ કેટલું કલંક લાગ્યું! તે ધર્મને કેટલો કેટલો ઘોર અપયશ! બ્રાહ્મણના દેવ જુઓ તે કેટલા જાજ્વલ્ય અને જાગૃત છે? આ નાસ્તિકધર્મનું પવિત્ર વડનું ઝાડ બ્રાહ્મણના દેવે કેવું અદૃશ્ય કરી નાખ્યું! તેની તેમણે કેટકેટલી શોધ કરી; પરંતુ દેવોની અદ્ભુત કૃતિથી તેનો પત્તોજ લાગ્યો નહિ!

જ્યાં તે બોધિવૃક્ષ હતું, તે સ્થળની આસપાસ બેસી મહારાજ અશોક, કુણાલ, ઉપગુપ્ત વગેરે અનેક પ્રમુખ પ્રમુખ બૌધ્ધ દુઃખી હૃદયે તેના નાશ માટે શોક કરવા લાગ્યા. વૃક્ષનાશથી તેમને અત્યંત દુઃખ થયું. આ મહા ભયંકર દૈવી ક્ષોભ જોઈ તેમનાં અંતઃકરણ ફાટી ગયાં.

આ તરફ તિષ્યરક્ષા મહેલ તરફ પાછી ફરી ત્યારથી મહારાજને મળી જવા માટે સંદેશા પર સંદેશા મોકલવા લાગી. થોડી વાર પણ મેળાપ થવો જોઇએ, એવો તેનો આગ્રહ હતો. પરંતુ બોધિવૃક્ષના નાશના શોકથી તિષ્યરક્ષાના સંદેશાને માન આપવાનું ભાન રાજાને રહ્યું નહિ, મહારાજ પોતાની વહાલી રાણીને પણ મળવા ગયા નહિ.

ત્યારે 'હુંજ આપને મળવા આવું છું' એવો તિષ્યરક્ષાનો સંદેશો મહારાજ પર ફરી આવ્યો, અને મહારાજાએ તેને તેમ કરવા સંમતિ આપી. સંદેશો પહોંચતાંજ તિષ્યરક્ષા બોધિમંડપ તરફ આવી. બોધિવૃક્ષના નાશથી ત્યાં એકઠાં થએલાં માણસો જે પ્રમાણે શોક કરતાં હતાં અને મોટેથી વિલાપ કરતાં હતાં, તે પ્રમાણે તે પણ મોટેથી શોક કરવા લાગી.

મહારાજનો મેળાપ થયા પછી તિષ્યરક્ષાએ તેમને કહ્યું "મહારાજ હું એક આનંદની વાત કહેવાને આવી છું."

"આ અનર્થમાં આનંદની વાત કેવી!" રાજા એક મોટો નિશ્વાસ નાખી બોલ્યો.

"હું કહું તે સાંભળો તો ખરા. ભગવાન અવલોકિતેશ્વર મારા પર પ્રસન્ન થયા છે. તેમણે મને આપેલા સિદ્ધિબળથી હું દેવલોક પાસેથી પુનઃ બોધિવૃક્ષ અહીં લઇ આવું છું."

"શું? તું અમારું બોધિવૃક્ષ પાછું આણશે?" મહારાજ! તે માટે જરા પણ શંકા ન કરો. તમે બધા કોઇ એક મઠમંદિરમાં જાઓ, અને દેવોનું ધ્યાન ધરતા બેસો."

એમ કહી, જ્યાં બોધિવૃક્ષ હતું, ત્યાં તિષ્યરક્ષા જઇ બેઠી, અને અતિશય ગંભીરતાથી આંખ મીંચી ધ્યાન ધરવા લાગી. તેના તે ધ્યાનનો કંઇ પ્રભાવ! હળવે હળવે બોધિવૃક્ષ ઉપર આવવા લાગ્યું. જમીનમાં ફાટ પાડી બોધિવૃક્ષ પોતાનું મસ્તક ઉંચું કરવા લાગ્યું.

આ વિલક્ષણ ચમત્કાર જોઈ લોકો ચો તરફથી તિષ્યરક્ષાનો જય જયકાર કરવા લાગ્યા. વૃક્ષ જેવું પૂર્વે હતું, તેવું હળવે હળવે ઉપર આવી ઉભું રહ્યું. દેવપૂજકોનાં મોં કાળાં મેંશ જેવાં થઇ ગયાં.

મહારાજ અશોક વગેરે પ્રમુખ બૌદ્ધ તિષ્યરક્ષા સામે ઉભા રહી તેનો પ્રચંડ જયધ્વનિ કરવા લાગ્યા. સભાની તેજબેઠકમાં તિષ્યરક્ષાને 'અર્હત' કરી નાખવી એવી ઉપગુપ્તે સૂચના કરી, અને તરતજ તે અમલમાં આણી, તિષ્યરક્ષાને 'અર્હતી' દિક્ષા આપી તે પોતાની જિંદગીને ધન્ય ધન્ય સમજવા લાગ્યો.

રાધગુપ્ત આવી વિલક્ષણ તક કેમ જવા દે! તેણે એવી સૂચના કરી કે "દેવી તિષ્યરક્ષાને દૈવી સિદ્ધિ પ્રાપ્ત થવાથી તેમનાપર અવલોકિતેશ્વર પ્રસન્ન છે. તેમના જેવી મહા પતિવ્રતા, ધર્માનુરાગી, અને જગતની તમામ સ્ત્રીના અલંકાર રૂપ સ્ત્રી ખરેખર જગમાં વિરલ છે! સદ્ધર્મ પર દ્વેષ કરનારી, પતિના પ્રાણપર તરાપ મારનારી, ગુપ્ત છળ કરનારી જે [illegible]તા પટરાણી છે, તેને બદલે દેવી તિષ્યરક્ષાનેજ પટ્ટમહાદેવી કરવી જોઇએ।"

રાધગુપ્તની આ સૂચના તત્ક્ષણે માન્ય થઇ તિષ્યરક્ષાને પટરાણી બનાવવી, એમ ઠર્યું. પરિષ્યરક્ષિતાને પૌંડ્રવર્ધન નામે કિલ્લામાં બંદીવાન કરી રાખવી, એવું પણ તેજ સભામાં નક્કી થયું.

[ ૬ ]

તિષ્યરક્ષાના જયજયકારની સીમા રહી નહિ. તે અપૂર્વ વિજયના આનંદમાં તિષ્યરક્ષા કુણાલ સામે અર્થપૂર્ણ દૃષ્ટિએ વારંવાર જોતી હતી; પરંતુ કુણાલના ચહેરાપર તેજ તિરસ્કાર, તેજ અવજ્ઞા અને તેજ વૈરાગ્ય તેને જણાઇ આવ્યાં !

[ ૭ ]

આ પછી બે ચાર દિવસને અંતરેજ તિષ્યરક્ષાને અભિષેક કરવામાં આવ્યો. બીજી પટરાણી પ્રમાણે તે માત્ર અંતઃપુરનીજ સ્વામિની થઇ નહિ, પણ તે આખા સામ્રાજ્યનીજ અધીશ્વરી થઈ. સિંહાસન ઉપરથી જે હુકમ છૂટતા હતા, તે મહારાજ અશોક અને મહારાણી તિષ્યરક્ષાના નામનાજ છુટતા હતા. મસલતી બેઠકમાં પણ તિષ્યરક્ષા અશોકની ડાબી બાજુ બેસતી તે દિવસથી ગુપ્ત પ્રપંચના ભયને લીધે અશોક પણ તિષ્યરક્ષાનો મહેલ છોડી કયાંએ જતો નહતો. આ પ્રમાણે તિષ્યરક્ષાજ મગધસામ્રાજ્યની ખરી અધીશ્વરી બની. તેની આજ્ઞાથીજ અંતઃપુર, રાજસભા, સામ્રાજ્ય અને અશોક રાજાનાં સર્વ સૂત્ર હાલતાં હતાં.

પરંતુ 'મારો હેતુ કેમ પાર પડે ?' એની કાળજી તિષ્યરક્ષાને લાગી રહી હતી.



તિષ્યરક્ષાને રાજ્યાભિષેક થયો અને તે સામ્રાજ્યની પટરાણી થઇ ત્યારથી બૌદ્ધ ધર્મની ખૂબજ વૃદ્ધિ થતી ચાલી. ખુદ રાજવાડામાં એક મોટી ધર્મસભા સ્થાપન થઇ. ભગવાન ઉપગુપ્ત તે સભાના સભાપતિ, અને મહારાજા અશોક, રાજકુમાર કુણાલ, પટ્ટમહાદેવી તિષ્યરક્ષા ને મહામાત્ય સર્વગુપ્ત મુખ્ય સભાસદ થયાં. ગુપ્ત થએલા બોધિવૃક્ષનું અલૌકિક રીતે પુનરુત્થાન થયું ત્યારથી બૌદ્ધ લોક દેવી તિષ્યરક્ષાને 'ઋદ્ધિમતી'ના નામથી ઓળખવા લાગ્યા.

રાજવાડામાં ધર્મસભા સ્થાપન થઇ ત્યારથી અશોક અને ઉપગુપ્ત હંમેશાં પોતપોતાની ધર્મોપાસનામાંજ નિમગ્ન રહેતા. મહામંત્રી રાધગુપ્ત સામ્રાજ્ય સંબંધી રાજકાર્યમાંજ અષ્ટૌપ્રહર ગુંથાઇ ગયો હતો. આથી બૌદ્ધ ધર્મનો પ્રચાર વગેરે કામ તિષ્યરક્ષા અને કુણાલને માથે આવી પડયું હતું. તિષ્યરક્ષા કુણાલને રાજકાર્યમાં હંમેશાં મનપૂર્વક મદદ કરતી હતી. રાજા કે ઉપગુપ્ત સાથે કદી કુણાલ એકમત ન થાય તો તિષ્યરક્ષા હંમેશાં કુણાલનાજ પક્ષનું સમર્થન કરી તે બંનેનો પક્ષ તોડી નાખતી હતી.

ધર્મપ્રચારના કામમાં તો કુણાલને તિષ્યરક્ષાની વિલક્ષણ મદદ મળતી. દિવસે દિવસ સદ્ધર્મની વૃદ્ધિ કેમ થાય; પ્રાંતેપ્રાંતમાં અને દેશેદેશમાં લોકોપદેશ માટે અર્હંતને અધિકાધિક કેવી રીતે મોકલાય; બૌદ્ધ ભિક્ષુકની સંખ્યા દિનપ્રતિદિન કેમ વધે; શ્રમણોની વિદ્યાની એક સરખી ઉન્નતિ કેમ થાય; શ્રાવકની સંખ્યા પ્રતિદિન કેમ વધે; દેશ પરદેશ બૌદ્ધમઠ વધારે ને વધારે કેવી રીતે સ્થાપન થાય; બુદ્ધદેવની લીલાભૂમિ પ્રતિ દેશમાંના તમામ લોકનો પ્રેમ, ભકિત અને આદર કેમ વધે; વાર્ષિક વિજ્ઞાન સભાની ઉન્નતિ શું કરવાથી વધારે થાય; ચૈત્યની સ્થાપના દેશપરદેશ કેવી રીતે વધારે થાય; ચિકિત્સાલય અને પશુ–ચિકિત્સાલયની સ્થાપના અધિક દ્રઢ પાયા પર થઇ તેમની સંખ્યા કેમ વધે; બુદ્ધદેવના નખ, કેશ ઇત્યાદિનું સંરક્ષણ કઇ ઉત્તમ રીતે

થાય; દંતયાત્રા વગેરે ઉત્સવની શોભા અને વૈભવ કેમ વધે; બુદ્ધ, ધર્મ અને સંઘ તરફ દેશમાંની તમામ પ્રજાનાં મન કઇ રીતે આકર્ષાય; ઇત્યાદિ સંબંધી કુણાલ જે જે યોજના સૂચવે તેને તેને દેવી તિષ્યરક્ષા સંપૂર્ણ માન આપતી, અને તે અમલમાં આણવા તે નિરલસપણે પ્રયત્ન કરતી. આ સર્વ કાર્યમાં તેણે કુણાલને કદી પણ વિરોધ કર્યો નહિ, કે તેને કોઇ પણ વાતમાં નિષ્ફળ કર્યો નહિ. તે એટલા માટે કે કુણાલની આપણાપર કોઇપણ રીતે શ્રદ્ધા બેસે, તેની નિષ્ઠા આપણા પર જડાય અને તેનો પ્રેમ આપણાપર ચોંટે. આ બધા માટે તિષ્યરક્ષાના પ્રયત્ન રાતદહાડો ચાલુ હતા.

[૨]

અશોકના રાજવાડામાં જે ધર્મસભા સ્થાપન થઇ હતી, તેની સાથે કાંચનમાળાનો ઘણો સંબંધ ન હતો, એમ કહીએ તો ચાલે. તે આ સભાની બેઠકમાં હાજર રહેતી હતી; કુણાલ, તિષ્યરક્ષા અને ઉપગુપ્ત સાથે જુદી જુદી બાબત સંબંધી ચર્ચા પણ કરતી હતી; પરંતુ તે રાજવાડામાં ઘણું કરીને રહેતી ન હતી. રાતદહાડો તે દીનહીન વેશે નગરમાં ભ્રમણ કરતી હતી. ભિક્ષુઓને તે ભિક્ષા આપતી હતી. નાનાં નાનાં છોકરાછોકરી એકઠાં કરી, તેમનામાં અંતઃકરણ પૂર્વક મળી જઈ સદ્ધર્મ વિષે તેમને મોહક વાત કહેતી કે જેથી તે ધર્મપર તેમને શ્રદ્ધા થાય. તે ધર્મ વિષે તેમનામાં ભક્તિના જોમના અંકુર ફૂટે, તેવાજ પ્રયત્ન તે કરતી હતી. જે દિવસે ભગવાન ઉપગુપ્ત કુક્કુટારામમાં બેસી શ્રોતાઓને સદ્ધર્મનો દિવ્ય ઉપદેશ કરે, તે દિવસે કાંચનમાલા તે ઉપદેશ એકાગ્રચિત્તે ભક્તિભાવ પૂર્વક સાંભળી, તેને પોતાના હૃદયસંપુટમાં કૃપણતાથી સંઘરી રાખતી હતી અને બીજે દિવસે નગરમાં ઘેરઘેર, ઝુંપડેઝુંપડે, અને હાટેચૌટે ફરી તે દિવ્ય ઉપદેશામૃત લોકોને પાઇ આવતી હતી. કોઇ તેનો આ ઉપદેશ નહિ સાંભળે, કે દુષ્ટ બુદ્ધિથી તેનો તિરસ્કાર કરે, તો તે બદલ કાંચનમાળાને કદી દુઃખ થતું નહિ. જે સદ્ધર્મનો દ્વેષ કરતા, તેનો તિરસ્કાર કરતા તે બદલ તેને કદી

પણ ગુસ્સો આવતો નહિ, કે તેમના ધર્મનો પોતે સામો તિરસ્કાર કરવો, દ્વેષ કરવો એવી બદલો વાળવાની ભાવના પણ તેના અંતઃકરણમાં ઉત્પન્ન થતી નહિ. એ સદ્ધર્મદ્વેષી લોકોપર જો કોઇ અનર્થ ગુજરે સંકટ ઉપસ્થિત થાય, અન્નના અભાવથી તેમને કષ્ટ થાય કે કોઇ રોગ અથવા મહામારીથી તેમને શારીરિક કે માનસિક દુઃખ થાય, તો કાંચનમાલા તેમને યથાશક્તિ, યથાસાધ્ય સહાય કરવાને જરા પણ આનાકાની કરતી નહિ.

કાંચનમાલા હંમેશ સંઘભોજન કરાવતી હતી દીનદરિદ્રી, ભિક્ષુક ભિખારી અને આર્તદુઃખી એમને તે દરરોજ પોતાને હાથે અન્નદાન આપતી હતી. જ્યાં જ્યાં શોક, યાતના, પીડા. દંદ, મારામારી, દુઃખ, ત્યાં ત્યાં કાંચનમાલા હાજર હતી તે તમામનો નાશ કરવા પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરતી, ધર્માલય, દવાખાના, પશુ ચિકિત્સાલય, મઠ—મંદિર ઇત્યાદિ ઠેકાણે કાંચનમાલા હંમેશ ફરતી. વિશેષ શું ! લોકોનાં દુઃખનિવારણ આગળ, તેમને સુખી કરવામાં તે પોતાને પણ વીસરી જતી, એમ કહીએ તો અતિશયોક્તિ થશે નહિ.

કાંચનમાલાની આવી ઉદાર, ઉદાત્ત ધર્મબુદ્ધિ જોઇ, પરોપકારાર્થે તે તનમનધનથી રાતદહાડો, અષ્ટૌ પ્રહર કેવી મહેનત કરતી તે અવલોકી અને સદ્ધર્મપ્રસાર માટે તે વિલક્ષણ અવિશ્રાંત પરિશ્રમ કરતી તે જોઇ રાજા અશોક તેના પર અત્યંત સંતુષ્ટ થયો. તેણે પોતાના કોષાધ્યક્ષને એ ધડક આજ્ઞા કરી મૂકી હતી કે જે જે પ્રસંગે કાંચનમાળા જે જે માગે તે તે તેને તે તે વેળા બીનહરકત આપવું. એમાં જો કંઇ ચૂક થશે, તો કોષાધ્યક્ષ જવાબદાર ગણાશે, અને તેને ઘણામાં ઘણી શિક્ષા કરવામાં આવશે !

કાંચનમાળાનો દાખલો લઇ, તેના પવિત્ર વર્તનથી સૌમાં વિલક્ષણ સ્ફુર્તિ ઉત્પન્ન થઇ. રાજા અને કુણાલ, એ બેજ નહિ પણ તિષ્યરક્ષાએ નગરમાં ફરવા નીકળતાં હતાં, અને આધિવ્યાધિથી, દારિદ્રયદુઃખથી અને અનેક સંકટથી પીડાએલા દીનહીન લોકને સહાય કરી તેમનાં દુઃખ

દૂર કરવા બનતો પ્રયત્ન કરતાં હતાં કાંચનમાળાએ માનવી સ્ત્રી નહિ, પણ સ્વર્ગમાંની દયામય દેવી છે, એવીજ લોકોને પૂર્ણ ખાતરી થઈ હતી. નવીન ધર્મના પ્રચાર માટે, દુઃખપીડિતના દુઃખ નહિવત્ કરી તેમને સુખ આપવા માટે, અને ગરીબગુરબા પર્યંત સર્વસાધારણ લોકોને નિર્વાણ પદની પ્રાપ્તિ કરી આપવા માટે, પ્રત્યક્ષ ભગવાન અવલોકિતેશ્વર સ્ત્રી વેશે અવતરી કાંચનમાળા રૂપે પાટલિપુત્ર નગરમાં સંચાર કરે છે, એવોજ લોકોમાં કાંચનમાળા સંબંધી પ્રવાદ હતો!

[૩]

આવી પરિસ્થિતિમાં સુમારે એક વર્ષ ગયું. પ્રચંડ અને વિસ્તીર્ણ મગધના સામ્રાજ્યમાં આટલા અવકાશમાં ઘણુંજ પરિવર્તન.–ઘણોજ ફેરફાર થયો. બૌધધર્મનો એટલો વિલક્ષણ પ્રચાર થયો હતો, કે આખાપાટલિપુત્ર નગરમાં સદ્ધર્મ વિરોધી એક પણ માણસ રહ્યો નહિ દુઃખીનાં દુઃખો ટળી ગયાં, અને સુખીનાં સુખો વૃદ્ધિ પામ્યાં.

મગધ–સામ્રાજ્યમાંની ઘણી ખરી વસ્તુમાં કંઇ ને કંઇ પણ ફેરફાર થયો હતો; પરંતુ પરિવર્તતન વિનાની માત્ર એક વસ્તુ કાયમ અને તે વસ્તુ તે તિષ્યરક્ષાનું મન હતું! તેનું મન કશાથીએ ફર્યું નહિ તે હતું તેવું કઠોર અને કામ પરવશ રહ્યું!

આ વર્ષ દરમિઆન કુણાલના મનને મોહ પમાડવાને, અને તેને ભૂલવવાને તિષ્યરક્ષાએ નાના પ્રકારના પ્રયત્ન કર્યા; પરંતુ તેમાં તેને જરા પણ જશ મળ્યો નહિ. કુણાલનું હૃદય અભેધ, અચળ અને અઢળ છે, એવોજ છેવટે તિષ્યરક્ષાને અનુભવ થયો. તેને એક બે વાર કુણાલના દૃઢ મનનો એવો ચોક્કસ અનુભવ મળ્યો હતો, કે પોતાના મનનો પાપી ભાવ તેની સામે છચોક પ્રગટ કરવાને તેને બીલકુલ હિંમત થઈ નહિ.

આવી સ્થિતિમાં એક વર્ષ ગયું. જુદા જુદા નિમિ-તે કુણાલ સાથે એકાંતમાં મળવાનો અને તેની સાથે ગુપ્તપણે બોલવાનો તિષ્યરક્ષાએ સતત પ્રયત્ન ચલાવ્યો. કદી પોતાના મહેલમાં, કદી ગંગાતીરે,

કદી બાગમાં, કદી કુંજવનમાં, તો કદી ખુદ કાંચનમાળાનાજ મહેલમાં તિષ્યરક્ષા કુણાલ સાથે સલાહમસલત કરવાના નિમિત્તે તેને મળતી; પરંતુ મન ખુલ્લું કરી પોતાના પાપી હેતુ પ્રગટ કરવાની હિંમત તેનાથી કેમે કરી થાય નહિ.

અંતે એક દિવસ એક અત્યંત એકાંત ઠેકાણે કુણાલને રોકી, સાવધપણે આમ તેમ ચોમેર જોઇ તિષ્યરક્ષા તેને ધીમેથી કહેવા લાગી "કુણાલ! તું હજીએ કંઇ સમજતો નથી એ શું? આટઆટલું કર્યા છતાં તને સમજ પડતી નથી, એ શું કહેવાય?"

"માતુઃશ્રી! કાંચનમાળાના સંઘભોજન આગળ મારે હમણા હાજર રહેવું જોઇએ." એમ કહી તિષ્યરક્ષાની અનુમતીની વાટ ન જોતાં, કુણાલ ઝટ દઇને ત્યાંથી ઊઠી નીકળી ગયો!

તે દિવસથી તિષ્યરક્ષા સાથે એકાંતમાં સલાહ મસલત કરવા આવવાનું કુણાલે ઉઘાડી રીતે મુલતવી રાખવા માંડયું. કોઇ વખત દૈવવસાત્ તેનો મેળાપ થઇ જાય, તો કંઇ પણ બહાનું કાઢી તરત બીજેજ રસ્તે નીકળી જતો.

[ ૪ ]

એક દિવસ તિષ્યરક્ષા અશોકના જુના રાજવાડામાં અર્થાત્ અશોકના પહેલાંના ક્રિડાગૃહમાં ગઇ, અને ત્યાંના એક મહેલમાં તેણે જાત જાતની સુંદર સુંદર વિલાસ સામગ્રીં ભરપૂર આણી મૂકી. ત્યાં પહેલાંની કેટલીક મલિન અને ગંદી થએલી બીભત્સ તસવીરો હતી, તેને સાફસૂફ કરી નવી જેવી બનાવી તે મહેલની ભીંતપર લટકાવી પોતે પણ ઉત્કૃષ્ટ વસ્ત્ર પરિધાન કરી, અને સુંદરમાં સુંદર મહામૂલ્ય અલંકાર સજી શૃંગારનો મોહક ઠાઠ કર્યો, પછી તેવીજ સ્થિતિમાં સ્પષ્ટ આજ્ઞાપત્ર મોકલી કુણાલને ત્યાં તરત મોકલી આપવા જણાવ્યૂં.

હવે કુણાલથી તે આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકે એમ નહતું; કેમકે તે આજ્ઞાપત્ર સમ્રાટના નામથી મોકલ્યો હતો. પ્રજાજન તરીકે કુણાલથી તેનો ધિક્કાર કરવો અસાધ્ય હતો.

અતિશય નાઇલાજ થઈ કુમાર તિષ્યરક્ષાને મળવા મહેલમાંથી બહાર નીકળતો હતો એટલામાં એકાએક કોણ જાણે કયાંથી કાંચનમાળા ત્યાં આવી પહોંચી અને તેણે કુણાલનો માર્ગ રોક્યો.

"આજ કોઇ પણ ઠેકાણે જવું નથી !" કાંચનમાળા કુણાલના ખભાપર હાથ મૂકી બોલી.

કુણાલે પત્નીને જુદી જુદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ આજ કેમે કરી કાંચનમાળા સમજે નહિ ! છેવટે નાઇલાજ થઈ તેણે સમ્રાટના નામનો આજ્ઞાપત્ર બતાવ્યો; પરંતુ કાંચનમાળા આજે તેથીએ સમજે નહિ ! કુણાલથી આજ તેના મનનું સાંત્વન કેમે કર્યું થાયજ નહિ. કાંચન આજ વિલક્ષણ હઠ કરવા લાગી આવી હઠ કરવાનું કારણ શું, શું બીક લાગે છે, વગેરે કુણાલના પ્રશ્નનો તે ઉત્તરજ આપે નહિ ! આજ મારા મનને આટલી ચિંતા કેમ લાગી રહી છે, આજ મારૂં મન આટલું વ્યાકુળ કેમ થયું છે, એ તેને પોતાનેજ સમજાય નહિ, તો પછી તે કુણાલ આગળ તેનું સ્પષ્ટીકરણ કેવું અને કેમ કરે ?

"હું તમને કોઇપણ ઠેકાણે જવા દેનાર નથી !" એ એકની એક વાત કાંચનમાળા કેમે કરી છોડે નહિ, અને પતિને મહેલની બહાર પણ જવા દે નહિ. તે પત્નીની સમજુત કરવા માટે ઘણો પ્રયત્ન કરતો હતો; પરંતુ તેનું તે કંઈ સાંભળતીજ નહતી ! જુદા જુદા નિમિત્ત બતાવી તે બહાર જવાનું કરતો હતો, અને કાંચન તે નિમિત્તને તોડી ફેંકી દેતી હતી.

છેવટે કુણાલ બોલ્યો "કાંચન ! એક અજ્ઞ છોકરી પ્રમાણે આ શું કરે છે ? કુક્કુટારામની પશ્ચિમે જે અમરાઇ છે, તેની વચ્ચોવચ્ચની પુષ્કરણીને કાંઠે જે બ્રાહ્મણનું છોકરૂં તરફડતું દુઃખ ભોગવતું પડયું છે. તે કદાચ આટલીવાર થવાથી મરીએ ગયું હશે. તે મૃત્યુના મોંમાં પડયું છે, હું અહીં આવ્યો તેને કેટલી બધી વાર થઇ. આપણામાંથી કોઇએ પણ તેની પાસે નહિ જવું જોઇએ કે ? તું જા હોં; તેના બાપ પાસે જઇ તેને સાંત્વન કરવાનો પ્રયત્ન કર."

કુણાલની આ યુક્તિ સંપૂર્ણ સફળ થઇ. કાંચનમાળાને ધર્મકૃત્ય પર કેટલો પ્રબળ મોહ છે તે કુણાલને બરાબર ખબર હોવાથી તેણે આ યુક્તિનું અવલંબન કર્યું અને તેનો ઉત્તમ ઉપયોગ પણ થયો.

"હા, મારે ત્યાં જવુંજ જોઇએ—"

"તો ઉતાવળ કર"—

"પણ તમે તો કંઇ જવાના નથી ને ?"

"વાહ ! મારે જવુંજ જોઇએ. હું ઘણી વાર બહાર નહિ રહું—"

"નહિંજ રહેતા. પાછી તરતજ આવજો હોં. હું આવું તેટલામાં પાછા આવી રહેવું જોઇએ હોં !"

"આવીશ, જરૂર આવીશ, તું બી મા."

કાંચનમાળા ઝડપથી બહાર ગઈ અને કુણાલ પણ તેની પાછળ પાછળ બહાર ગયો.

[ ૫ ]

કુણાલ પોતાના મહેલ બહાર પડયો; અને તેને નહિ નહિ તે દુશ્ચિહ્ન થવા લાગ્યા. તેના માથા પર 'કા કા કા કા' અવાજ કરતા કાગડા ઉડવા લાગ્યા, તેનું હૃદય ભયથી ચિરાયું, પણ તે તેવોજ આગળ ચાલ્યો. થોડેક દૂર તે ગયો, એટલામાં એક લાંબોલચક ભયંકર સાપ તેના માર્ગ પર આડો પડી સરસર કરતો ઝપાટા બંધ ચાલ્યો ગયો. દૂર શિયાળનો ડરામણો અવાજ સંભળાવા લાગ્યો શોકાતુર હૃદયે કુણાલ આજ્ઞાપત્રમાં લખ્યા પ્રમાણે હળવે હળવે આવી હાજર થયો. ભિન્ન ભિન્ન મનોહર વિલાસદ્રવ્યથી અંતઃપુર પરિપૂર્ણ છે, એવું તેને જણાયું.

એક ખોલીમાંથી બીજી ખોલીમાં જતાં જતાં કુણાલ હળવે હળવે શયનગૃહના દરવાજા આગળ આવી ઉભો. આખા મહેલની ભીંત પર હલકટ, બીભત્સ, અસ્લીલ તસવીર લટકે છે તે જોઈ તેનાં રોમાંચ ઉભાં થઇ ગયાં હતાં. શયનગૃહની ચારે ભીંતના મધ્યમાં એકમેક સામે મોટા મોટા ચાર બિલોરી આરસા ટાંગવામાં આવ્યા હતા. મહેલની મધ્યમાં ગોઠવેલા સુવર્ણના પલંગ પર તિષ્યરક્ષા પડી હતી, અને તેનું અંગ

અર્ધું ઉઘાડું દેખાય એવી તેની વસ્ત્રરચના હતી. તેના અંગ પર મસળેલા વિચિત્ર અંગરાગની વાસથી આખો મહેલ મહેંક મહેંક થઈ રહ્યો હતો. ચોમેરના તે મોટા આરસાઓમાં તિષ્યરક્ષાનું પ્રતિબિંબ, તે પ્રતિબિંબનું પ્રતિબિંબ, તેનું બીજું પ્રતિબિંબ, એવા અનંત અસંખ્ય પ્રતિબિંબ પ્રગટ થઈ, જ્યાં ત્યાં અર્ધવિવસ્ત્ર તિષ્યરક્ષાની અસંખ્ય મૂર્તિ દૃગ્ગોચર થતી હતી,

આ અત્યંત બીભત્સ દેખાવ જોઈ, શરીર પર પરસેવો છુટી, કુણાલ ગુસ્સાથી પાછો ફર્યો. શિકાર ફર્યો એમ જોઇ, તેવી અર્ધવિવસ્ત્ર સ્થિતિમાંજ તિષ્યરક્ષા દોડતી આવી કુણાલના પગ આગળ આળોટી પડી! પોતાનું અનાવૃત હૃદય કુણાલને ચરણે મૂકી તેની ગતિને અટકાવી રોકી રાખી.

સર્પ પગને વીંટળાઈ વળે અને માણસ જે પ્રમાણે ભયથી પગ ઝટકી તેને દૂર ફેંકી દે છે, તે પ્રમાણે કુણાલે તિષ્યરક્ષાને દૂર ફેંકી દીધી, અને ગંભીરતાથી પગઉંચકી તે ત્યાંથી નીકળી ગયો. તેણે પાછું ફરીને જોયું નહિ.

[ ૬ ]

તિષ્યરક્ષા ઘણી વારે ભાનમાં આવી. પગનીચે છુંદેલી નાગણ પ્રમાણે તે ક્રોધમાં ઊઠી ઉભી થઇ. તેણે હળવે હળવે પોતાના કેશ સમાર્યાં, અને જે રસ્તે કુણાલ ગયો હતો, તે તરફ તીવ્ર દૃષ્ટિએ જોઈ તીવ્ર સ્વરે બોલી 'તે તારી ધિક્કાર કરનારી આંખ—"

જરા વાર થોભી જમીન પર જોરથી લત્તાપ્રહાર કરી તે પુનઃ બોલી "તારી તે આંખ એક દિવસ હું આમજ પગ નીચે છુંદીશ ત્યારેજ હું નામની તિષ્યરક્ષા!"



તિષ્યરક્ષા પૂર્વે હતી તેવીજ પાછી થઇ ગઇ! તેના બાહ્યસ્વરૂપમાં કંઇ ફેર પડયો નહિ—જાણે વચગાળે કંઇજ બન્યું નથી, કોઈ પણ ઘોટાળો થયો નથી, તમામ કારભાર પૂર્વવત્ ચાલે છે, એવુંજ તેણે બહારનું સ્વરૂપ બતાવ્યું. પહેલાંની પેઠેજ રાજવાડામાં ધર્મસભાની બેઠક ભરાવા લાગી. મતભેદનો પ્રસંગ આવે તો તિષ્યરક્ષા આગળ પ્રમાણેજ કુણાલનો પક્ષ લઇ તેનાજ મતનું સમર્થન કરવા લાગી. બૌધધર્મના પ્રચારના કામમાં તેનો ઉત્સાહ અતિશય વૃદ્ધિંગત થયો, જાણે તેને ધર્મ સિવાય કંઇજ સૂઝતું નથી!

બહારનો દેખાવ જેવો ને તેવો કાયમ રહ્યો. પરંતુ તિષ્યરક્ષા કંઇ સામાન્ય સ્ત્રી નહતી. કોઈ પણ વાત વિસરી જાય એવી તેની સ્મરણશકિત કમકૌવત નહતી. કુણાલે વારંવાર કરેલું અપમાન તેને સ્મરતું હતું, અને તે બદલ તેનો બદલો વાળવાનો વિચાર અહોનિશ પૂર્ણ જાગૃત હતો.

આ પ્રમાણે સુમારે એક મહિનો ગયો. મહિનાને અંતે તક્ષશિલાથી કોઈ મહત્ત્વનો સંદેશો લઇ એક રાજદૂત રાતદહાડો ઘોડો દોડાવતો પાટલિપુત્રમાં આવ્યો. તક્ષશિલા આગળ જંગી બંડ ઉઠયું છે એવા સમાચાર તેણે આણ્યા. આપણને પૂર્ણ પરિચિત થએલો બાજી બ્રાહ્મણ મહામાત્ય કુંજરકર્ણ બંડખોરોનો આગેવાન થયો હતો.

તક્ષશિલાના અધિકારીનો આ કાગળ વાંચી અશોક મોટી ફીકરમાં પડયો. તે ઘણોજ ગભરાયો. પાટલિપુત્ર નગરમાં યુદ્ધની તૈયારીની ધામધુમ અહોરાત શરૂ થઇ. લુહારની દુકાનમાંથી રાતદહાડો ટન્ ટન્ એવો કર્ણકટુ અવાજ સંભળાવા લાગ્યો. તરવારના ભારાના ભારા તૈયાર થઇ તેના ઢગલે ઢગલા રાજકીય આયુધાગારમાં આવી પડવા લાગ્યા. મોટા મોટા વાંસનાં વનનાં વન કાપવામાં આવ્યાં, અને તેનાં પ્રચંડ ધનુષ્ય બનાવવામાં આવ્યાં. મણિપુર, પૌંડ્રવર્ધન, અંગ, ઓડ્રૂ

'વિદેહ, સમતટ ઇત્યાદિ દેશોમાંના ખંડણી ભરનારા સામંત રાજાઓને, સારા મજબુત હાથીઓ મોકલવા માટે આજ્ઞાપત્ર રવાના થયા.

હજારો નવા ઘોડાથી રાજકીય અશ્વશાળા ભરાઇ જવા લાગી. ઘોડાના કર્કશ હણહણાટથી દશેદિશા જાણે અકળાવા લાગી. સેંકડો–હજારો સુથાર આઠે પહોર સૈનિકના રથ તૈયાર કરવામાં ગૂંથાઇ ગયા. પાટલિપુત્રના બંદરમાંનો તમામ ખાદ્ય પદાર્થ યુદ્ધના ઉપયોગ માટે વેચાતો લેવા લાગ્યા. જુદા જુદા પ્રદેશમાંના વીરોની ભરતી સૈન્યમાં સપાટાબંધ થવા લાગી, તેમાંના પ્રખ્યાત પરાક્રમી વીરો, સેનાપતિની જગાપર નીમાવા લાગ્યા. નગરની આસપાસના વિશાળ મેદાનમાં સૈનિક યુદ્ધનો અભ્યાસ શસ્ત્રાસ્ત્રથી પૂરજોરમાં થવા લાગ્યો. યુધ્ધને ઉપયોગી સેંકડો પદાર્થ શસ્ત્રાસ્ત્ર અને ખાદ્યપદાર્થ લઇ જવા માટે હજારો ગાડાં અને નૌકા તૈયાર થવા લાગ્યાં, અને અન્ય પ્રદેશમાંથી પણ લાવવામાં આવ્યા.

દેશમાં જ્યાં ત્યાં એકજ વાત થવા લાગી. ચોમેર યુધ્ધનીજ વાત! પ્રજાજન તો ઘણાં અકળાઈ ઊઠયાં. આ બાજુ તક્ષશિલાથી દૂત પર દૂત પાટલિપુત્ર આવવા લાગ્યા. સઘળાના મોંમાં એકજ વાત 'બંડખોરોએ આજ આ ગામ લીધું, કાલે પેલું સ્થળ તેમના કબજામાં ગયું, પરમ દહાડે તે શહેરપર હલ્લો કરી તેપર પોતાનો વાવટો ઉડાવ્યો! આવી બાતમીથી સર્વના કાન કંટાળ્યા. સઘળા દેશમાંના બ્રાહ્મણ અને ક્ષત્રિય તક્ષશિલા આગળ એકત્ર થાય છે, એવી બાતમી પહોરે પહોરે મળવા લાગી. "બૌધ્ધના સઘળાં દેવળ તોડી પાડવામાં આવે છે, અને તેપર ગધેડાં જોડી હળ ફેરવવામાં આવે છે' એવીએ બાતમી તે પ્રદેશમાંથી આવવા લાગી. 'બ્રાહ્મણોએ યજ્ઞયાગનો તડાકો ચલાવ્યો છે, અને બૌધ્ધ લોકોને પકડી પકડીને હોમે છે.' આવી બાતમીનોએ ચોતરફ સુકાળ થયો!

યુધ્ધની ઘણીખરી તૈયારી પૂર્ણ થઇ. રાજા અશોક, મહામંત્રી રાધગુપ્ત અને દરબારમાંના મુખ્ય મુખ્ય મંત્રીની સભા મળી. તેમાં આ ચઢાઇપર મુખ્ય સેનાપતિ તરીકે કોની નીમણુંક કરવી, તે માટે

ભવતિ ન ભવતિ શરૂ થઇ. રાજાનો પોતના પ્રિય પુત્રપર—કુણાલપર અતિશય પ્રેમ હતો. તેને આવા ભયંકર સંકટના મુખમાં નાખવા રાજા જરાપણ કબુલ થાય નહિ. પરંતુ એ વિષે મહાત્મા રાધગુપ્ત એક એક મુદ્દા આગળ આણવા લાગ્યો, તેનું સયુક્તિક ખંડન કોઇનાથીજ થાય નહિ. રાધગુપ્તનો પહેલો અને અત્યંત મહત્વનો મુદ્દો એ હતો, કે કુણાલ બૌદ્ધ ધર્મનો પ્રમુખ અને આધારસ્તંભ હોવાથી તે ધર્મત્યાગ કરી શત્રુને મળશે એવી ભીતિ રાખવાને કંઇપણ કારણ નથી! તેનો બીજો મુદ્દો એવો હતો, કે કુણાલ જેવો પરાક્રમી વીર દેશમાં શોધ્યો મળે એમ નથી. કુણાલ શારીરિક કષ્ટથી બીલકુલ ડગમગે એમ નથી, એવો તેનો ત્રીજો મુદ્દો હતો. કુણાલે અનેક દેશમાં પુષ્કળ પ્રયાસ કરેલા હોવાથી તે સર્વ સાથે ઉત્કૃષ્ટ રીતે મળી જઇ શકશે; જે તમામ જાતમાંથી અને લોકમાંથી સૈન્ય તૈયાર કરવામાં આવ્યું છે, તે સર્વનો કુણાલપર અત્યંત પ્રેમ હોવાથી આખું સૈન્ય તેના કબજામાં રહેશે, એ મહામાત્ય રાધગુપ્તનો ચોથો મહત્વનો મુદ્દો હતો. રાધગુપ્તના આ બધાજ મુદ્દા ખરેખર અખંડનીય હતા. રાજાથી પણ તેનું સપ્રમાણ ખંડન થઇ શકયું નહિ. તેથી તે નાઇલાજ થયો. તક્ષશિલા આગળ ઉઠેલું બંડ શાંત કરવા કુણાલનેજ મુખ્ય સેનાપતિ નીમી ઝટ રવાના કરવો, એવુંજ તે ગુપ્ત મસલતમાં સર્વાનુમતે ઠર્યું. બીજો કંઇ ઉપાયજ નથી એમ જોઇ, કુણાલનેજ સેનાપતિ ઠરાવી તક્ષશિલા મોકલવા અશોકે નાઇલાજે મૂગે મોઢે સંમતિ આપી.

રાજાએ સંમતિ આપી ખરી, પરંતુ તે ક્ષણથી તેના મનને વિલક્ષણ ચિંતા લાગી રહી. પોતાનું મન એકાએક આટલું ઉદ્વિગ્ન કેમ, મન આટલું ભયંકર ઉદાસ કેમ, એનું તેના પોતાનાથીજ સ્પષ્ટીકરણ કરાય ના!

[ ૨ ]

સેનાપતિની જગાપર નીમણુંક થઇ તક્ષશિલા જવાનું થશે, એ સમાચાર સાંભળી કુણાલને અતિશય આનંદ થયો. જે ત્રિશરણની સેવામાં પોતે પોતાની જિંદગી અર્પણ કરી છે, તે ત્રિશરણનું કાર્ય

પોતાને હાથે સિદ્ધ થવાનો યોગ આવ્યો છે; તેમાં પોતાના પ્રાણ જાય તોપણ હરકત નહિ એ વિચારથી તેના મનમાં અત્યંત સ્ફૂર્તિ આવી. તેના મનમાં બીજોએ એક આનંદદાયક વિચાર આવ્યો—પોતાની પાછળ લાગેલી પાપી દુષ્ટ તિષ્યરક્ષાના ત્રાસમાંથી અને કંટાળામાંથી, થોડોક સમય પણ, પોતાનો છૂટકો થઇ પોતાનું મન ત્રિશરણની સેવામાં નિમગ્ન થઈ જશે, આ આનંદદાયક વિચાર સાથે એક અત્યંત દુઃખદાયક વિચાર પણ કુણાલના મનને ત્રાસ દેવા લાગ્યો. કાંચનમાળાની દીન મૂર્તિ તેની આંખ સામે રમવા લાગી. કાંચમાળાને કેટલાક દિવસ સુધી તો છોડી જવું પડશે, આ વિચારથી તેના હૃદયને અત્યંત દુઃખ થવા લાગ્યું. પરંતુ તરતને તરત તેને સમાધાન જેવું પણ લાગ્યું. કાંચનમાલાએ જે મોટું વ્રત લીધું હતું, જે કાર્યમાં પોતાનું જીવન અર્પણ કર્યું તેજ વ્રતને માટે, તેજ કાર્યની સિદ્ધિ માટે પોતે જાય છે, તો કાંચનમાલા તે માટે અડચણ કરે, એમ કુણાલને લાગ્યું નહિ. પોતે પાસે ન રહેવાથી તેના મનને જે કષ્ટ થાય, તેનો તેને વિશેષ બાધ નડે નહિ, માટે પોતાના તમામ કાર્યનો ભાર તેના પર નાખી જવો, એવો વિચાર તેના મનમાં આવવાથી સમાધાન જેવું લાગ્યું- કઠિન વ્રતથી, જે કાર્યથી કાંચનમાલાનું જીવનજ ઘટાડયું છે; જે વ્રતસિવાય, જે કાર્ય સિવાય દુનીઆના કોઇ પણ કૃત્ય પર કે વસ્તુ પર તેનો પ્રેમ નથી, તે વ્રત અને તે કાર્યનો તમામ ભાર તેનાપર નાખવામાં આવે, તો તેના આનંદમાં તે આખા જગને વિસરશે; પછી કેટલાક કાળ સુધી આપણુંએ તેને વિસ્મરણ થાય તો નવાઈ શી ? આ વિચાર પરંપરાથી કુણાલને અતિશય આનંદ થયો, અને તેજ આનંદમાં તે કાંચનમાળા પાસે જવા નીકળ્યો.

[ ૩ ]

પોતાના હૃદયવલ્લભની સેનાપતિપદ પર યોજના થવાથી તે તક્ષશિલાની ચડાઈ પર ટુંક સમયમાં જશે, એવા સમાચાર કાંચનમાલાને ક્યારના મળી ચૂકયા હતા. આ સમાચાર સાંભળી તેના મનની કંઈ ચમત્કારી સ્થિતિ થઇ. તેના મનને અતિશય આનંદ પણ થયો, અને

હૃદય સંતાપથી અત્યંત ખિન્ન પણ થયું. કાંચનમાલા એ ધર્મપરાયણ સાધવી હતી. સદ્ધર્મપ્રચાર એજ તેનું જીવન બન્યું હતું. પશ્ચિમ તરફ સદ્ધર્મનો ઘણો ખરો લોપ થયો હતો, તેના પુનરુધ્ધારના અત્યંત મહત્ત્વના કામ માટે પોતાનો પતિ ત્યાં જાય છે, તેને હાથે ધર્મનું આ મહત્કાર્ય થયા સિવાય રહેવાનું નથી, આ વિચારથી કાંચનમાલાના હૃદયમાં આનંદના ઉભરા ઉભરાવા લાગ્યા; પરંતુ તેની સાથેજ, તે દિવસે તેને પતિ વિષે જે એક ભયંકર સ્વપ્નું આવ્યું હતું, તેનું તેને જ્યારે સ્મરણ થયું, નાટ્યપ્રયોગને દિવસે તેના પુષ્પાલંકારની ચોરી થયા પછી તેના મનમાં જે વિલક્ષણ ચટપટી થઈ રહી હતી, તેનું તેને જ્યારે સ્મરણ થયું અને રાજાની આજ્ઞાથી કંચુકી પતિને બોલાવવા આવ્યો ત્યારે પોતાના હૃદયની કેવી શોચનીય અવસ્થા થઇ, પોતાની આંખ સામે કેવા જાત જાતના ભયંકર દેખાવ જણાવા લાગ્યા હતા, એ જ્યારે કાંચનમાલાને યાદ આવ્યું, તે વેળા તેનું હૃદય અતિશય ધડકી ઊઠયું ! અમંગળ થશે એમ આટલા દિવસથી પોતાને અત્યંત ભય લાગતો હતો તે હવે પ્રત્યક્ષ થવાની વેળા ઇશ્વરે આણી મૂકી છે, એવો તેના મનનો નિશ્ચય થવાથી તેને ચોમેર ઘોર અંધકાર ભાસવા લાગ્યો.

આજ ભયંકર દુઃખસ્વપ્નમાં કાંચનમાલા કેટલોક સમય નિમગ્ન હતી. તેણે પુષ્કળ વિચાર કર્યો. જે મહત્કાર્ય માટે પોતાનો પ્રતિ જાય છે, તેને કોઇ પણ પ્રકારે યત્કિંચિત્ પણ હરકત કરવી નહિ. માત્ર એક વાર પણ 'નહિ' શબ્દ મોંમાંથી કાઢવાની નથી. એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો, અને પતિને આનંદના સમાચાર પહોંચાડવા તે સિધ્ધ થઈ.

કુણાલ છેવટે કાંચનમાલાને સંદેશો પહોંચાડવા તેના મહેલમાં આવ્યો, તે વેળા મારી કલ્પના પૂર્ણ ખરી છે, એવોજ તેને અનુભવ થયો.

કાંચનમાલાએ એક પણ શબ્દથી તેના જવામાં અંતરાય નાંખ્યો નહિ, કે તેને નિરુત્સાહ કર્યો નહિ, પણ ઉલટું જુદી જુદી રીતે તેને

ઉત્તેજન આપી તેના મનને અતિશય ઉત્સાહ અને ઉલ્લાસ થાય, એવુંજ તે વીર-પત્નીએ તે વેળા વર્તન રાખ્યું. તેના આ વર્તનથી કુણાલને અપૂર્વ ઉત્સાહ મળ્યો.

છેવટે, બુદ્ધદેવે યશોધરાને છોડી જતાં જે સ્ફૂર્તિદાયક ગીત ગાયું હતું, તે ગીત ગાઇ કાંચનમાલાએ પતિને જવા માટે આનંદથી રજા આપી.

કાંચનમાલાએ કુણાલને કહ્યું "ભગવંતે યશોધરા દેવીનો ત્યાગ કર્યો અને લોકહિતના કામમાં સર્વસ્વ અર્પણ કરી તે જેવા કૃતકાર્ય થયા, તે પ્રમાણેજ તમે પણ સદ્ધર્મના પ્રચારના અને હિતના કાર્યમાં યશસ્વી થાઓ. આએકજ હેતુ તમે તમારી દૃષ્ટિ સન્મુખ સદાસર્વદા રાખો. હું જે પ્રમાણે અહીં આજ પર્યંત રહી, તેજ પ્રમાણે ભવિષ્યમાં પણ રહીશ. મારે માટે મનમાં તલમાત્ર પણ કાળજી રાખતા નહિ. મારા તરફના વિચારથી તમે તમારા મનમાં કદી પણ ક્ષોભ થવા દેતા નહિ. તમામ લક્ષ સદ્ધર્મના હિત તરફ રાખવું હોં. મને તમારી આજ્ઞા જોઇએ છે–"

" કેવી આજ્ઞા ? "

"જયાશીર્ષ પર્વતપર જઇ પિતાને એકવાર મળી આવું; એવી ઉત્કંઠા મારા મનને થઇ રહી છે. તમારા ગયા પછી ત્યાં જવું, એમ મનમાં છે–જાઉં ને ?

" જા, જરૂર જા. હું કદી પણ એ વાતની આડે આવું એમ છું ?" એમ કહી કુણાલે અતિશય પ્રેમથી પોતાની પ્રાણવલ્લભાને ચુંબન કર્યું.

આ પ્રસંગે કાંચનમાલાએ જે અપૂર્વ ધૈર્ય બતાવ્યું, સ્ત્રીનું મન કેટલું દૃઢ હોઇ શકે છે એનું જે ઉત્કૃષ્ટ ઉદાહરણ તેણે આ પ્રસંગે બતાવી દીધું, તે જોઇ કુણાલને અતિશય આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ. પોતાના જવાથી કાંચનમાલાને અતિશય આનંદ થશે એવું તેને લાગતું હતું, પરંતુ નાઇલાજે તે રજા આપશે એમ તેનું માનવું હતું તેના તરફથી આટલું પ્રોત્સાહન મળશે, એમ તેને લાગ્યું ન હતું.

"ઠીક ત્યારે, કાંચન ! હું હવે જાઉં ?" કુણાલે ગદ્ગદિત કંઠે પૂછ્યું.

"બુદ્ધદેવના ધૈર્યનો અને મનોબળનો આપને લાભ થાઓ. વિજયી થઇ, સદ્ધર્મનું આ કાર્ય પાર પાડી આ દીનદાસીને દર્શન દેવા વહેલા પધારો."

કુણાલે કાંચનમાલાને હૃદય સાથે ઘટ્ટ આલિંગન દઇ, એક બીજી વાર તેનું ચુંબન લીધું, અને તે મહેલ બહાર પડયો.

આ વેળા કુણાલની બહુ ચમત્કારી સ્થિતિ થઇ હતી. હર્ષવિશાદે તેનું અંતઃકરણ ભરાઇ આવ્યું હતું, તેના મુખપર હાસ્યનાં અને આનંદનાં ચિન્હ દેખાતાં હતાં, તોપણ તેનાં નેત્ર પાણીથી ભરાઇ આવ્યાં હતાં. કુણાલ સજળ નેત્રે મહેલની બારી તરફ વારંવાર જોતો જોતો, ઘોડા પર સવાઇ થઇ સૈન્યને જઇ મળ્યો, અને તેના અગ્ર ભાગે જઇ સૈન્યને પોતાની પાછળ લઇને જવા લાગ્યો.

કાંચનમાલા એકાગ્ર દૃષ્ટિએ પોતાના વીર પતિ તરફ જોતી હતી. થોડીજ વારમાં કુણાલ તેની નજરની મજલ બહાર જઇ, દેખાતો બંધ થયો. કુણાલનો ઘોડો જ્યારે બીલકુલ ઓળખાય નહિ એટલે દૂર ગયો ત્યારે કાંચનમાલા ઉતાવળી ઉતાવળી મહેલ બહાર નીકળી બાગમાંના પેલા ક્રિડાપર્વતના શિખર પર દોડતીજ ગઇ, અને ત્યાંથી પોતાના પતિ તરફ અને તેના મહાન સૈન્ય તરફ જોવા લાગી.

અસંખ્ય રણનૌકા પાણી કાપતી મોટા ઠાઠથી ચાલતી હતી. તેમાંના નાવિક અને સૈનિક એકે સ્વરે પ્રચંડ સિંહનાદ કરતા, અશોક મહારાજના જયગીત ગાતા ગાતા જતા હતા. તેમના તે જયધ્વનિમાં નૌકાના સઢનો સડસડાટ મળી જઈ એક પ્રકારનો શાંત અને ગંભીર ધ્વનિ થતો હતો. તે ગંભીર ધ્વનિ કાને પડતાંજ અતિશય બીકણ માણસના હૃદયમાં પણ બળસંચાર થઇ તેને કંઇ પણ પ્રચંડ પરાક્રમ કરવાનું મન થઇ આવતું. નૌકાના સઢની ટોચપર સફેદ, વાદળી, પીળી, લીલી ઈત્યાદિ જાત જાતના રંગની નાની મોટી ધજા ફડફડ થતી હતી.

અને તેની મિશ્ર શોભા કંઇ અપૂર્વજ જણાતી હતી. પવન અનુકુળ હોવાથી તે તમામ ધજા દમામથી ડોલતી "શત્રુઓ, ચાલો ખસો, અમારી આગળ તમારો નિભાવ થવાનો નથી!" એવુંજ જાણે પ્રચંડ અવાજથી કહેતી હતી.

કાંચનમાલાએ બીજી ગમ નજર ફેંકી. તક્ષશિલા તરફ જતો રાજમાર્ગ સૈનિકોથી ઉભરાઇ ગયો હતો. સૈન્ય મોટા ભપકાથી જતું હતું. વચ્ચે વચ્ચે ભેરી, તુરી, રણશિંગ, કણુ, ડંકા, નોબત ઇત્યાદિ રણવાદ્ય વાગતાં હતાં, અને તેની તાલ પ્રમાણે સૈનિકો પગ મૂકતા હતા. કોઇ કોઇ ઠેકાણે પ્રચંડ મેઘખંડ પ્રમાણે શોભતા હાથી, ઉડેલી ધુળથી અંગ મલીન થવાથી આકાશ અને પૃથ્વીની એકતા બતાવતા, ધીર ગંભીર ગતિએ ડોલતા ડોલતા ચાલતા હતા. વચ્ચે વચ્ચે સવારોની તીવ્ર ધારવાળી ચળક ચળક થતી તરવારના પાનાપર ક્ષીણ સૂર્યકિરણ પડી તેનું ક્ષીણ પરાવર્તન થતું હતું, તેથી જાણે ગાઢ મેઘમંડળમાંથી વચ્ચે વચ્ચે વિજળીના નાના મોટા ચમકારા થતા હોય એવો ભાસ થતો હતો. વચ્ચે વચ્ચે લાલ. વાદળી, પીળાં, લીલાં જીન, ચઢાવેલા ઘોડા, હણહણતા હણહણતા ચારે ખરીથી ધૂળ ઉડાવતા ઉડાવતા જતા હતા. તે ઘોડાપર કદાવર શરીરના યોદ્ધા બેઠેલા હતા, અને તેમના શરીર પરનાં કવચ વગેરેનો કર્ણકઠોર અવાજ થતો હતો. 'હું આગળ જઇશ' 'હું આગળ જઇશ' એમ સ્પર્ધા કરતા પોતપોતાના ઘોડાને દોડાવતા હતા.

કાંચનમાલાએ બીજી એક બાજુએ નજર ફેંકતાંજ તેને જણાઈ આવ્યું, કે આખું દિઙ્મંડળ ઘેરી લઇ અસંખ્ય રથ ચાલતા હતા. રથે જોડેલા ઘોડાની પીઠપર સારથિની ચાબકના સપાટા સડાસડ લાગવાથી તેઓ પવનવેગે દોડતા હતા. રથ ઉપરની જાત જાતના રંગની પતાકા હર્ષાતિશયથી હાલતી-ડોલતી હતી. તે દિગંત પર્યંત પહોંચેલા રથસમૂહમાં એક અતિશય પ્રચંડ રથ હોઈ તેપર એક ઘણો મોટો ધ્વજ હતો, અને તેપર ચીનના રેશમી વસ્ત્રની એક મોટી સુંદર પતાકા

ફડફડતી હતી, તે રથ દૃષ્ટિએ પડતાંજ આ મારા હૃદયેશ્વરનો રથ, એમ કાંચનમાલાએ તાબડતોબ જાણ્યું. કાંચનમાલાએ ઉપર નીચે, ચારે બાજુએ જોયું, તો આકાશ નિર્મેઘ જણાયું અને પવન અનુકૂળ વાય છે, એમ તેને સમજાયું. ચોમેર બગલાંનાં ટોળાં ઉડતાં હતાં. ચાતક પક્ષી મદભર્યો અવાજ કરતાં ફરતાં હતાં.

આ સર્વ અનુકૂળ પરિસ્થિતિમાં ફકત એકજ અશુભ ચિહ્ન જોઇ કાંચનમાલાનું હૃદય થરથર કાંપ્યું ! કુણાલના રથપરની આકાશભેદી ધ્વજા પર એક ગીધ પક્ષી ચક્કર મારે છે, એવું તેની દૃષ્ટિએ પડતાંજ તેની છાતીમાં ધ્રાસ્કો પડયો !



## પ્રકરણ પંદરમું. ઘોર સંગ્રામ.

પાટલિપુત્રથી તક્ષશિલાની ચડાઇ પર પ્રચંડ સૈન્ય નીકળી ચૂકયું છે, અને તે પર વીરશ્રેષ્ઠ કુણાલની મુખ્ય સેનાપતિ તરીકે યોજના થઇ છે; એવી બાતમી તક્ષશિલા પ્રદેશમાં કયારનીએ પહોંચી ગઇ હતી. આ કથાના સમયમાં તક્ષશિલાનો પ્રદેશ લગભગ દિલ્હી પર્યંત પ્રસર્યો હતો. તક્ષશિલાના પ્રદેશમાં જે બ્રાહ્મણોએ અને ક્ષત્રિયોએ આ બંડ ઉભું કર્યું હતું, તેમનામાં આ સમાચાર ફેલાતાંજ ઠામ ઠામ એકજ ગરબડ મચી રહી હતી; પરંતુ તેઓ ગભરાયા નહિ. કુણાલના સૈન્યને ખુબ જોરથી ટક્કર મારવાને તેમણે પણ ઘણા આવેશથી કમર કસી હતી.

આ બંડખોરોનો આગેવાન, વાચકોને પૂર્ણ પરિચિત થએલો માજી મહામાત્ય કુંજરકર્ણ પોતે બ્રાહ્મણ હોઇ તેના જેટલો તીવ્રતાથી દ્વેષ કરનારો માણસ બીજો એક પણ મળે એમ નહતું ! જેના જેના મનમાં આ નવીન ધર્મ પર તિરસ્કાર હતો, તે સર્વે આ વેળા કુંજરકર્ણને અંતઃકરણ પૂર્વક સહાય કરતા હતા. મહામાત્ય કુંજરકર્ણ અને તેના મુખ્ય મુખ્ય સલાહકારની ગુપ્ત મસલતમાં વાદવિવાદ થઇ એવું ઠર્યું, કે જે જે પ્રદેશ પર આપણી સત્તા સ્થાપન થઇ છે, તે તે

પ્રદેશમાં રાજાનું સૈન્ય જઇ પહોંચતાંજ ત્યાંની પ્રજા એકદમ રાજપક્ષને જઈ મળશે. આવી પરિસ્થતિમાં રાજાની સત્તાવાળા પ્રદેશમાં જઇનેજ યુદ્ધ કરવું, એજ શ્રેયસ્કર માર્ગ છે, એમાં સંશય નથી. તેમની આ સલાહ સર્વમાન્ય થઇ.

આ ઠરાવ સર્વાનુમતે નક્કી થતાંજ અલ્પ સમયમાં સુમારે એક લાખ ક્ષત્રિય અને બ્રાહ્મણ વીર, રણમદમાં મસ્ત થઈ, પોતાના શસ્ત્રાસ્ત્રનો પ્રચંડ અવાજ કરતા તક્ષશિલા પ્રદેશની હદ ઓળંગી, અશોકની સત્તા નીચેના પ્રદેશમાં ઉતર્યા, અને કુણાલના સૈન્યની રાહ જોતા ત્યાં છાવણી નાખી રહ્યા. પોતાના પ્રચંડ તંબુની આસપાસ મોટા મોટા ખાડા ખણી પોતાના સૈન્યના સુરક્ષણ માટે તેમણે યોગ્ય બંદોબસ્ત કરી મૂક્યો. દૂર દૃષ્ટિથી, યુદ્ધ વેળા અચુક ઉપયોગી થઇ પડવા જેવા જુદા જુદા ઉપાય આગળથીજ યોજી મૂકી તેની પણ તેમણે યોગ્ય વ્યવસ્થા કરી મૂકી હતી. એટલામાં એકાએક તેમની છાવણીમાં બાતમી આવી લાગી, કે કુણાલ થોડાજ, પરંતુ મોટા મોટા પરાક્રમી વીરોથી યુકત સૈન્ય લઇ આવ્યો છે, અને તેણે પાછળના ભાગમાં છાવણી પણ ઠોકી છે!

કુણાલના સૈન્યમાં અતિશય હોશિયાર અને નામાંકિત અનેક ગુપ્ત જાસુસ હતા. શત્રુની છાવણીની સ્થિતિ વિષે અને તેની સેના વિષે જેટલી બાતમી મેળવવા જેવી હતી, તેટલી ઘણી યુકિતથી મેળવી તે બધી તેમણે કુણાલના કાન પર ક્યારની નાખી દીધી હતી. આ બાતમીથી કુણાલને શત્રુના સૈન્ય સંબંધી જરાએ જરા માહીતી મળી હતી. એ માહીતી મળ્યા પછી કુણાલે પોતાના સૈન્યમાંથી કેટલાક ચંચલગતિ ઘોડા અને હાથી મુખ્ય સૈન્યમાંથી જુદા કાઢી તેમને એક જુદીજ કામગીરી સોંપી હતી. એ ઘોડે સવારોએ અને હાથીના મહાવતોએ પોતપોતાના ઘોડા અને હાથી ખૂબ દૂર સુધી દોડાવી મૂક્યા, અને ત્યાંથી યુકિતથી પાછા ફરી શત્રુ સૈન્યના પાછલા ભાગ પર સાત-આઠ કોશ દૂર એક સારી સુરક્ષિત અને નિર્વિઘ્ન જગા જોઈ ત્યાં

પોતાનો મુકામ કર્યો. શત્રુની કોઇ પણ આવક બંધ કરવી નહિ, એવો સખત હુકમ કુણાલે પોતાના સૈન્યને કર્યો હતો. દેશમાંના લોકો આપણા પક્ષના છે, આપણા પર તેમની મનઃપૂર્વક ભકિત છે, આથી તેમને કોઇ પણ પ્રકારે જરાએ ત્રાસ થાય એવું વર્તન ચલાવતા નહિ; તેમનું ધાન્ય કે અન્ય ખાદ્યપદાર્થ લૂટી આણતા નહિ. તેથી તેઓ આપણા પર નાખૂશ થશે. હંમેશાં ખૂબ સાવધતાથી વર્તો. કદી પલવાર પણ ગાફલ રહેતા નહિ તમે કયાં છો, શું કરો છો, તેની પાકી બાતમી શત્રુને લાગવા દેતા નહિ, એ ખુબ ધ્યાનમાં રાખો,' આવો ઉપદેશ કુણાલ પોતાના સૈનિકોને હંમેશાં કરતો હતો.

સેનાપતિ કુણાલ આ વેળા માત્ર આકાશની પરિસ્થિતિ જોવામાંજ ગરક થઈ ગએલો જણાતો હતો. તેને પોતાના મનમાં યુદ્ધની કંઈ ફીકર લાગી રહી છે, અથવા તે સંબંધી વિચાર કરવામાં પોતે તલ્લીન થઇ ગયો છે, એવું તે કોઇનેજ જણાવા દેતો નહિ. યુદ્ધ માટે તે તદ્દન બેફિકર છે, એવુંજ બધાને લાગતું. તેના હાથ નીચે તો સેનાપતિ ' યુધ્ધ કયારે થશે ?' એમ તેને પુછે તો તે ' યુધ્ધને હજી ઘણી વાર છે' એટલોજ જવાબ દેતો. આથી તેને સામો પ્રશ્ન પૂછવાની કોઇનેજ હિંમત થતી ન હતી.

લડાઈની શરૂઆત થવાને જેમ જેમ વિલંબ લાગતો ગયો, તેમ તેમ કુણાલનું સૈન્ય અતિ અધીર થતું ચાલ્યું. એક દિવસે પ્રાતઃકાળમાંજ કુણાલે ' આજ બપોરે લડાઈ શરૂ થશે !' એવો પોતાના સૈન્યને હુકમ કર્યો.

આખું સૈન્ય રણમદથી હાલી ઊઠયું !

[ ૨ ]

શત્રુસૈન્યમાં પણ અનેક હોશિયાર જાસુસ હતાજ. કુણાલના સૈન્યનો મોટો ભાગ આપણી આગળ–સન્મુખજ છે, એવી બાતમી કાઢી, તે પોતાના સેનાપતિને જણાવી હતી. આ બાતમીથી ' યુધ્ધની શરૂઆત પાછળથી થવાની નથી પણ આગળથીજ થશે ' એવી તેમને ખાતરી થઈ હતી.

[illegible]ંતુ શત્રુ સેનાપતિનો આ અંદાજ તદ્દન ખોટો પડયો. એક હિ[illegible]સંખ્ય પાયદળ અને ઘોડેસ્વારને સાથે લઈ કુણાલ શત્રુ [illegible]પર આવેગથી તૂડી પડયો, અને પ્રચંડ પરાક્રમ કરી શત્રુમાં ભંગાણ પાડવાની જબરી યુકિત ચલાવવા લાગ્યો. એ જોઇ કેટલા સમય સુધી તો શત્રુસૈન્ય આશ્ચર્યથી ગભરાઇ ગયા વિના રહ્યું નહિ. તેમનું આશ્ચર્ય ઘણીવાર ટકયું નહિ. તેમણે પોતાના સૈન્યના તાબડ-તોબ બે વિભાગ કર્યા; એક ભાગે મોરચો ફેરવી કુણાલ સામે ધસવા માંડયું, અને બીજા ભાગે જરૂર પડે ત્યારે—મહા સંકટ સમયે ઉપયોગી થઇ પડવા છાવણીમાં તૈયારી રાખી.

બંડખોર પક્ષમાં ઘણે ભાગે તમામ બ્રાહ્મણ અને ક્ષત્રિય હતા. પેઢી દર પેઢી રણાંગણમાં શત્રુને પીઠ દેવાનું તેમણે સ્વપ્નમાં પણ જાણ્યું ન હતું. પહેલી ગરબડ પછી કેટલીક વારે સ્થિરસ્થાવર થઇ જયારે તેમણે કુણાલના સૈન્ય પર વેગથી હલ્લો કર્યો, ત્યારે બૌધ્ધોના સૈન્યનો 'નાકે જીવ આવ્યો' બંડખોરોના હલ્લાનું જોમ અને જુસ્સો ખરેખર અભેદ્ય હતા. તે વેળા તેમણે ભયંકર પરાક્રમ દાખવ્યું. તેમના પરાક્રમી હલ્લા આગળ કુણાલના સૈન્યનો કંઇ પણ નિભાવ થાય, એવાં ચિહ્ન જણાતાં ન હતાં! તેમની ચડાઈ આગળ નાઇલાજ થઇ બૌદ્ધસૈન્ય રણાંગણમાંથી હાર ખાઇ નાસી જશે, એવાં સ્પષ્ટ ચિહ્ન જણાવાં લાગ્યાં. બૌદ્ધસૈન્ય ક્ષણે ક્ષણે એક એક પગલું હડતું ચાલ્યું.

પોતાનું સૈન્ય નામર્દાઇથી હાર ખાઇ શત્રુને પીઠ દેખાડવાની તૈયારીમાં છે, એવું જોઇ આ આનીબાનીના પ્રસંગે સેનાપતિ કુણાલ પોતાના પ્રચંડ રથપર ઉભો રહ્યો, અને પોતાના સૈનિકોને પૂર જોરથી લડવાને પ્રોત્સાહન આપવા લાગ્યો.

"ધર્મનો જય થશે! હાર ખાતા નહિ· પાછળ હઠતાં નહિ! બ્રાહ્મણોને કદી પણ જય મળવાનો નથી!" એમ ઘણા મોટા સાદે બૂમ પાડતો કુણાલ પોતાના વીરોને ઉત્તેજન આપવા લાગ્યો.

પરંતુ શત્રુસૈન્યના–અસલ ક્ષત્રિયના–ભયંકર મારા આગળ આવા શાબ્દિક પ્રોત્સાહન શું કરે? શત્રુના જબરજસ્ત મારા આગળ કુણાલના સૈન્યનો બીલકુલ ટકાવ થયો નહિ. શત્રુપક્ષમાંના મહા પરાક્રમી ક્ષત્રિય વીરના અચૂક મારો કરનારા ભયંકર શસ્ત્રાસ્ત્રના પ્રખર પ્રહારથી સેંકડો હજારો બૌદ્ધ સૈનિક રણાંગણ પર પટાપટ પડવા લાગ્યા. તેમના રકતથી રણભૂમિ લાલ લાલ થઇ ગઇ, ઠેકાણે ઠેકાણે તેમનાં પ્રેતના ઢગેઢગ પડવા લાગ્યા! બૌદ્ધસૈન્ય અતિશય નાસીપાસ થઇ ગયું.

પરંતુ થોડાજ વખતમાં બંડખોરોના દૈવનું મોજું ફર્યું. હવે દૈવ બૌદ્ધોને અનકૂળ થયું. એકાએક આકાશના પશ્ચિમ ભાગ પર અધિકાધિક ગાઢ વાદળી રંગ ચડી આવી ચોમેર અંધકાર પસરવા લાગ્યો. ક્ષણમાં પશ્ચિમ બાજુએથી એવું સૂસવાટા કરતું વાદળ શરૂ થયું, કે તે આગળ કોઇને લડાઇઝઘડાઇ કંઇ દેખાયજ નહિ! પવનનો એવો સૂસવાટો શરૂ થયો, કે તેણે પૃથ્વી પરની તમામ ધૂળ જોરથી આકાશે લઇ જવાનો સપાટો ચલાવ્યો. તે ધૂળના પ્રવાહથી ચોમેર ઘનઘોર અંધકાર પસર્યો. કોઇને કંઇજ દેખાય નહિ.

કુણાલના સૈન્યની પરિસ્થિતિ તે સમે ઉત્તમ હતી. તેનું સૈન્ય પશ્ચિમ બાજુએ હતું તેથી તેનું મોં પૂર્વ દિશા તરફ હતું. બ્રાહ્મણોનું સૈન્ય પૂર્વે હતું તેથી તેનું મોં પશ્ચિમ તરફ હતું. આ પરિસ્થિતિથી તે ભયંકર તોફાનને લીધે ઉડેલી તમામ ધૂળ સીધી બ્રાહ્મણ સૈનિકોની આંખોમાં ઘુસવા લાગી. તે ધૂળથી કુણાલના સૈનિકોને કંઇજ નુકસાન થયું નહિ, કે તેમનાપર કોઇ પણ પ્રકારનો મારો પણ થયો નહિ.

દૈવે દીધેલી આ ઉત્તમ તક હવે સાધવીજ જોઇએ, નહિ તો હાથમાંનો દાવ જશે, એવો વિચાર કરી કુણાલ પાછો પોતાના રથપર ઉભો થયો, અને બને તેટલા મોટા અવાજથી બુમ પાડી બોલ્યો "મારા વીર સૈનિકો! મારા બૌદ્ધ વીરો! જુઓ, આ વિલક્ષણ ચમત્કાર જુઓ! ધર્મ આપણને અનુકુળ છે! બુદ્ધ આપણને અનુકુળ છે! ચાલો પૂર જોશમાં ચડાઇ કરો, અને આ અંધકારનું વાદળ ચાલુ છે

તેટલામાં શત્રુનો પૂરો વિનાશ કરી નાંખો. ત્વરા કરો અને દૈવે દીધેલી આ અનુકુળ સંધિ નકામી ન જવા દો !"

આ શબ્દોથી બૌદ્ધસૈન્યને વિલક્ષણ પ્રોત્સાહન મળ્યું. દેવ અને દૈવ આપણને સંપૂર્ણ સાનુકૂળ છે, એવી તેમની હવે પૂરી ખાતરી થઇ. તેમના પાછળ પડતા પગ હવે સપાટાબંધ આગળ ઉપડવા લાગ્યા તોફાનના સૂસવાટા સાથે તેમની તરવારોનો જે પ્રચંડ ખણખણાટ થયો, તેથી શત્રુનાં હૃદય ભયથી ધડકવા લાગ્યાં ! દેવ અને દૈવ આપણને ખરેખર પ્રતિકૂળ છે; નહિ તો વિજયની એન વેળા તોફાનની આ દૈવી આપત્તિ આપણા પર કેમ આવી પડે, આ વિચારથી તેમનાં અંતઃકરણ ખંચકાયાં, અને તે સાથે તેમની કમર પણ કમજોર થઈ. બ્રાહ્મણ સૈનિકોથી ધૂળને લીધે કંઇજ દેખાય નહિ. પોતાના સૈનિક કયા અને શત્રુના સૈનિક કયા, એ પણ તેમને ઓળખાતું નહિ. આથી રણમદના આવેશમાં ભ્રમથી તેઓ પોતાનાજ સૈનિકોને પોતેજ કાપી નાખવા લાગ્યા. બધે એકજ ઘોટાળો ફેલાયો.

પોતાનાજ સૈનિક અંધકારથી પોતાનાજ સૈનિકને કાપી નાખે છે, એ વાત કુંજરકર્ણના લક્ષમાં બીલકુલ આવી નહિ. પરંતુ કુણાલને એ વાતની ચોક્કસ ખબર હોવાથી તે તેનો ઉત્તમ ફાયદો મેળવી લેતો હતો. દૂરદષ્ટિથી અને અત્યંત કુશળતાથી પોતાનું સૈન્ય સુરક્ષિત રહે અને શત્રુસૈન્યની તેમના પોતાનાથીજ ખરાબી થાય, એવીજ વ્યવસ્થા તે અમલમાં મૂકતો હતો. કેટલીક વારે જ્યારે અંધકાર ધીમે ધીમે કમી થતો ગયો, અને ધૂળનો સપાટો પણ કમી થવા લાગ્યો, ત્યારે બંડખોરોને પોતાની ભૂલ બરાબર સમજાઇ. પણ તે ભૂલ હવે સમજાઇ ને નકામી હતી. તેમણે પોતેજ પોતાના હાથે પોતાનો નાશ કરી નાખ્યો હતો, અને શત્રુપક્ષે પણ આ વાતનો પુર્ણ ફાયદો મેળવી લીધો હતો એવી તેમને ખાતરી થઈ. કુણાલનું સૈન્ય હવે તેમના પર પ્રચંડ સિંહનાદ કરી એકદમ તૂટી પડ્યું, અને પરાક્રમ કરતું બંડખોરોનાં પ્રેતોના ઢગલે ઢગલા પાડવા લાગ્યું. તેમના આ પ્રચંડ હલ્લા સામે બંડખોરોથી ટકી શકાયું નહિ.

કુંજરકર્ણે જોયું કે પોતાનું સૈન્ય હાર ખાઇ નાસી જવાની તૈયારીમાં છે. તેને અટકાવી રાખવું પણ હવે અશકય છે! ક્રમે ક્રમે શત્રુસૈન્યમાં મોટું તોફાન થઇ ઘોડા, હાથી, પાયદળ, ઘોડેસવાર, તરવાર, અને બીજાં શસ્ત્રાસ્ત્રનો બ્રાહ્મણ–સૈન્યમાં ભયંકર ઘોટાળો થયો. ધૂળ અને ભીતિથી ભયંકર અનર્થ થયો!

આ ઉત્તમ તક સાધી નાસી જનારા શત્રુ અને શિબિની વચ્ચોવચ્ચ કુણાલ આવી ઉભો રહ્યો અને કેટલાક હિંમતવાન અને પરાક્રમી વીરોને તેમની પાછળ પાછળ મોકલી તેમની પૂઠ પકડવાનો તેણે હુકમ કર્યો. તેમણે તરતજ પોતાના તેજસ્વી ઘોડા શત્રુની પાછળ દોડાવી મૂકયા.

કુણાલના સૈન્યની ઘણી ખરાબી થઈ ન હતી–થોડાક સૈનિકોનું બળિદાન આપી પ્રચંડ જયલાભ મેળવ્યા બદલ તે આનંદ આનંદ થઈ ગયો! કુણાલ પછી બીજા અનેક સેનોપતિએ અંધકાર મય વાદળાનો ફાયદો મેળવી જય પ્રાપ્ત કર્યો છે; પરંતુ કોઇએ પ્રાણિહિંસાના નિવારણ માટે તેનો ઉપયોગ કરી લીધો નથી મ્લેચ્છ અને યવન એમણે પશ્ચિમ તરફથી આવી અનેક વાર વિજય મેળવ્યા છે; પરંતુ આવા અંધકારમય વાદળ આપણને અનુકૂળ અને હિંદને પ્રતિકૂળ હોય છે, એ તેમને બરાબર સમજાતું હતું. આ અંધકારમય વાદળથીજ હિંદુનો અનેકવાર પરાજય થયો છે. નહિ તો કેવળ બુદ્ધિ અને ભુજબળનાજ જોર પર બ્રાહ્મણ અને ક્ષત્રિયની બરોબરી કોણ કરી શકે એમ હતું?

[ ૩ ]

ધીમે ધીમે રાત પડી. બંને બાજુએ શત્રુસૈન્ય હતું અને કુણાલ થોડા સૈન્ય સાથે વચ્ચે હતો. છતાં તેને બીલકુલ ત્રાસ થયો નહિ આખી રાત પહેરેગીરનું કામ તે પોતે કરતો હતો, અને ધર્મનો જય! સત્યનો જય! બુદ્ધનો જય! એમ પોકારી પોકારીને પોતાના સૈનિકોને પ્રોત્સાહન આપ્યા કરતો હતો.

બીજે દિવસે પ્હો ફાટે ન ફાટે એટલામાં જે વીર ઘોડેસવારો નાશતા શત્રુની પૂંઠળ પડયા હતા, તેઓ મુખ્ય મુખ્ય માણસોને બંદીવાન કરી પાછા આવતા હતા. કુણાલ તે જોઇ આનંદ પામ્યો. તે કેદી જ્યારે ઘણા પાસે આવ્યા, ત્યારે તેમનામાં પરમ વિશ્વાસઘાતી અને ભયંકર રાજદ્રોહી કુંજરકર્ણ પણ છે એમ તેને જણાયું. કુંજરકર્ણને પણ કેટલાક પ્રશ્ન પુછવા એવી કુણાલની ઇચ્છા હતી; પરંતુ જાણે હુંજ વિજયી થયો છું, એવી જાતનો ઉદ્દામ ભાવ તે નિશંકપણે પ્રગટ કરવા લાગ્યો તેથી કુણાલને તેપર ઘણો તિરસ્કાર છૂટયો, ત્યારે કુંજરકર્ણને એક સેનાપતિના તાબામાં સોંપી કુણાલે યુદ્ધવિજયની બાતમી અશોક મહારાજ તરફ રવાના કરી અને કુંજરકર્ણની શી વ્યવસ્થા કરવી તે માટે મહારાજની આજ્ઞા મેળવવા પત્રમાં વિનંતી કરી.

( ૪ )

બીજે દિવસે બૌદ્ધસૈન્યે બ્રાહ્મણ સૈન્ય પર પ્રચંડ ચડાઇ કરી તેની દશાના હાલહવાલ કરી નાખ્યા ત્યારે કુણાલ પોતાના વિજયી સૈન્ય સાથે તક્ષશિલાના રાજા પાસે જવા મોટા ઠાઠથી નીકળ્યો. તક્ષશિલાના રાજ્યમાં પાછી શાંતિ થઇ. કુણાલ છિન્નભિન્ન થએલા બૌદ્ધમઠની પુનઃ સુધારણા કરવા લાગ્યો. તેણે નવા મઠની સ્થાપના કરી. અર્હત્, ભિક્ષૂ, શ્રમણ, શ્રાવક પાછા નિર્ભય અંતઃકરણે બૌદ્ધધર્મનું પાલન કરવા લાગ્યા.

યુદ્ધમાં જય મળતાંજ બંડખોરોનાં શસ્ત્રાસ્ત્ર કાઢી લઇ કુણાલે તેમને પૂર્ણ ક્ષમા આપી. તેણે યુદ્ધના સમાચાર જણાવવા કાંચનમાલા પર જે પત્ર મોકલ્યો, તેને અંતે તેણે લખ્યું ? અસંખ્ય હિંદુ અને બૌદ્ધ યુદ્ધમાં જખમી થઇ ભયંકર દુઃખ ભોગવે છે. તેમની બરાબર સેવાચાકરી થાય. તે માટે હું રાતદહાડો પ્રયત્ન કરૂં છું ખરો, પણ કાંચન આ પ્રસંગે તું જો અહીં હોત, તો તેમને વહેલો આરામ થાત, એમાં શક નહિ !



સેનાપતિ કુણાલનો પત્ર યોગ્ય સમયે પહોંચ્યો. પરંતુ તે વેળા અશોક મહારાજ મગધ રાજ્યના અધિપતિ ન હતા—તેમનો રાજ્ય સાથે સંબંધ ન હતો—'અન્ય માણુસ' પ્રમાણે તે રાજ્યમાંના એક સામાન્ય પ્રજાજન માત્ર હતા !

જે દિવસે રાજકુમાર કુણાલને સેનાપતિપદ પર નીમી તક્ષશિલાની ચડાઇ પર રવાના કરવામાં આવ્યો, તે દિવસથીજ પુત્રની ચિંતાથી અને અનુતાપની પ્રખર જવાળાથી અશોક ઘણો વ્યાકુલ થઇ ગયો હતો. તેને કંઈ સૂઝતું ન હતું. કુણાલને ચડાઇ પર મોકલવાની તેની અંતઃકરણપૂર્વક બીલકુલ ઇચ્છા ન હતી; પરંતુ મહામંત્રી રાધગુપ્તના આગ્રહથી કુણાલને મોકલવા નાઇલાજે અનુમતિ આપવી પડી, એ વાત વાચકની જાણુ બહાર નથી. પરંતુ ત્યારથી તેનું મન તેને ખાવા લાગ્યું આ યુદ્ધમાં કુણાલ પર કંઇ પણ અનર્થ આવી પડશે, તેનું ગમે તે પણુ અત્યંત અનિષ્ટ થશે, આવી શંકાથી તેનું હૃદય ઘણુંજ અસ્થિર થઇ ગયું. કુણાલનો અને આપણો જીવતાં મેળાપ થવાનો નથી, એવું રાજાના મનમાં પાકું લાગ્યું, અને તેથી તેણે હાય ખાધી. કુણાલની પાછળ પાછળ મારે પોતેજ તક્ષશિલા તરફ નીકળી જવું, અશોકને વારંવાર લાગી આવતું. પરંતુ ખુદ રાજાને આ ભયંકર ચડાઇ પર જવાની કોઇએજ સંમતિ આપી નહિ. રાધગુપ્ત અને પટ્ટમાહાદેવી તિષ્યરક્ષાએ તો ખુલ્લે ખુલ્લી ના પાડી દીધી. આથી છેવટે રાજાને એ બાબતમા પણુ હાર ખાવી પડી.

મનની, હૃદયની, મસ્તકની અને તેથી આખા શરીરની કમતાકાત થઈ જવાથી, અને એ દુઃખ રાતદહાડો સતત સોસવું પડવાથી, રાજા છેવટે પથારી વશ થયો. બહુમૂત્ર રોગમાં તે એકદમ સપડાયો. બહુમૂત્ર-રોગનું એક મુખ્ય ચિહ્ન એ છે, કે પહેલા સપાટમાં તે રોગ ભયંકર સ્વરૂપ ધારણુ કરે છે. રાજાના રોગની પણુ એવીજ ભયંકર સ્થિતિ

થઇ. કુણાલ તક્ષશિલા ગયા પછી ફક્ત દસબાર દિવસમાંજ અશોક આ રોગથી અસ્વસ્થ થઇ પડયો.

મગધ જેવા પ્રચંડ સામ્રાજ્યનો સમ્રાટ્ આવી રીતે એકાએક ભયંકર આજારી પડે પછી શું પૂછવું ! ચોમેર એકજ ગરબડ ફેલાઇ ! પાટલિપુત્ર નગરમાં જે મોટા પ્રખ્યાત અને હોશિયાર વૈદ્ય હતા, તે પોતપોતાનાં પોથીપુસ્તક લઇ રાજવાડામાંજ આવીને રહ્યા. રાત દહાડો તેની ચિકિત્સાની ગડબડ મચી રહી. ફળ, ફૂલ, પાંદડાં, લતા, મૂળ, ઘાસ, અસ્થિ ઇત્યાદિ ઔષધિથી રાજવાડાનો એક મહેલ સપાટાબંધ ભરાઇ ગયો. પંચવાર્ષિક સભામાં જે મોટા મોટા વૈદરાજોને આઠ દસ વખત બક્ષિસ મળી હતી, તેઓ પોતે પોતાના હાથે ઔષધને ખલ કરી, ઘોંટી, બાળી, ચાળી, કષાયને ઉકાળી, ઔષધ, આસવ, તેલ, અર્ક ગોળી, પાક, સોગટી વગેરે તૈયાર કરવા લાગ્યા. તેમની ઔષધિની ચમત્કારી વાસથી રાજવાડામાંનાં તમામ માણસનાં મસ્તક પાકી જવા લાગ્યાં. પાટલિપુત્ર નગરમાં જે મોટા મોટા ઔદ્ધ મઠ હતા, ત્યાં રાજવાડામાંથી મોટાં મોટાં નજરાણાં જવા લાગ્યાં. અર્હત્, ભિક્ષુ, શ્રમણ ઇત્યાદિકોને દરરોજ પુષ્કળ ખેરાત અપાવા માંડી. ભગવાન ઉપગુપ્ત પોતે રાજવાડામાં આવી અશોક રાજાના ઐહિક અને પારત્રિક મંગળ વિષે ભક્તિભાવે પ્રાર્થના કરવા લાગ્યા.

રાજાનું દુઃખ ખરેખર ઘણું કઠણ હતું. આવા આ દુઃખની ચાકરી ઘણી ભયંકર, તેમાં કંઇ જરા ભૂલ પડી તો ભોગ જાગ્યા ! ભોગજોગે ઔષધ કરતાં નઠારૂં પરિણામ આવે તો આપણી જિંદગીને આંચ આવ્યા વિના રહે નહિ એ વિષે સઘળા ચિકિત્સક અને વૈદ્યરાજ એક મત હતા. સઘળા વૈદ્ય કદી એકમત થાય નહિ, પણ આ બાબતમાં તો થયા યોગ્ય વેળા રોગીને ઔષધ આપવું, તેને દવાપાણી વખતે વખત મળે એવી વ્યવસ્થા કરવી, તેને શાંત અને ગાઢ ઉંઘ આવે—તેમાં કંઈ ખલેલ ન પડે—એવો ચોક્કસ બંદોબસ્ત કરવો, તેને રૂચીકર અને ખવાય તેટલું અન્ન આપવું અને તે આનંદે ખાય એવી

તજવીજ કરવી, તેના શય્યાગૃહની અને શય્યાની બરાબર સ્વચ્છતા રાખવી, યોગ્યવેળા તેનાં કપડાં બદલવાં. તેનાં મળમૂત્રાદિકનો તાબડતોબ બંદોબસ્ત કરવો, કરી પળાવવી ઇત્યાદિ કામમાં જો કંઇ પણ ભૂલ થઇ તો તે રાજાના આયુષ્યને નુકસાન કર્યા સિવાય રહેશે નહિ; એવો આ આખા વૈદ્યમંડળે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો.

પરંતુ ઉપર પ્રમાણે વર્તે એવી દક્ષ અને માયાળુ પરિચારિકા સાર્વભૌમ રાજ્યના અંતઃપુરમાંએ મળવી કઠણ હતી. અશોકની જે રાણીઓ હતી તે ઘણે ભાગે બ્રાહ્મણ ધર્મની અનુયાયી-નિદાન પક્ષપાતી તો હતીજ. તેથી આવા બારીક સમયે રાજાના જીવનનું સુત્ર તેમને હવાલે કરવું એ ઇષ્ટ નહતું. જે રાણીઓ બૌદ્ધ હતી, તે અશિક્ષિત અને અણઘડ હોવાથી આવી સખત સેવા કરવાની તેમનામાં આવડ નહતી; અને જેઓ સખત સેવા કરી જાણતી હતી તેઓ આ કામ પોતાના અંગપર લેવાને બીલકુલ તૈયાર નહતી ! કાંચનમાલા રોગીની માતા પ્રમાણે દક્ષતાથી, મમતાથી અને પ્રેમભાવથી તેની સેવાચાકરી કરતી. પરંતુ રાજાનું આ દુઃખ તો ચમત્કારી હતું. આવા દુઃખમાં તો પુત્રવધુ કરતાં પત્નીએજ સેવા કરવી યોગ્ય હતું. અર્થાત્ આ કામમાં કાંચનમાલાએ નિરપયોગી ઠરી, અને રાજાની સેવા કરવાનું કામ પટ્ટમહાદેવી તિષ્યરક્ષાના શિરપર પડયું.

તિષ્યરક્ષાએ પણ પોતાના અંગપર આવી પડેલી કામની જવાબદારી બરાબર ઓળખી તે પાર પાડવામાં કંઇપણ કસુર કરી નહિ. રાતદહાડો સેવા કરવામાં તેણે જરાપણ વિશ્રાંતિ લીધી નહિ.

બીજા બે ત્રણ દિવસ ગયા, અને અશોકની સ્થિતિ વધારે બગડી તેની શકિતનો એકાએક એટલો નાશ થયો, કે તેનાથી શય્યામાં ઉઠીને બેસાતું નહતું ! આમનો હાથ તેમ ફેરવવા જેટલી પણ શકિત રહી નહતી. આવી દશા થવાથી તિષ્યરક્ષાજ તેના હાથપગ હતી ! રાજાની આટલી બેહાલ સ્થિતિ થઇ, પરંતુ રાજાની સેવા કરતાં તિષ્યરક્ષા કદી કંટાળી નહતી. તેની સેવામાં તે કદી તલમાત્ર દુર્લક્ષ થઈ નહતી. આ

ભયંકર દર્દથી રાજાને પોતાની જિંદગીનો કંટાળો આવ્યો હતો. તેને ઘણી ઉદાસી લાગતી હતી, તેથી તિષ્યરક્ષા તેની પાસે બેસી રહી જાત જાતની વાતો કહી તેનું મન આનંદમાં રાખવા પ્રયત્ન કરતી હતી. રાતદહાડો તેના ક્ષીણ થએલા શરીરપર તે હાથ ફેરવ્યા કરતી હતી, હાથમાં પંખો લઇ ધીમે ધીમે તેને પવન નાખતી હતી, અથવા એવીજ કંઇ સેવામાં નિમગ્ન રહેતી હતી. તિષ્યરક્ષા પતિનો મહેલ છોડી કંઇ ખાસ કામ સિવાય કદીપણ બહાર જતી નહતી.

[ ૨ ]

આવી કેવળ દૈવી સેવા આગળ ગમે તેટલો ભયંકર રોગ હોય, તોપણ તે કેમ ટકી શકે ? તિષ્યરક્ષાએ કરેલી તનતોડ સેવાથી અશોકનો રોગ ધીમે ધીમે હઠવા લાગ્યો, અને તેને દિન પ્રતિદિન સારૂં લાગવા માંડયું. તેને હળવે હળવે થોડી શકિતએ આવવા લાગી, અને થોડાજ દિવસમાં તે સારી રીતે હરવા ફરવા લાગ્યો. પરંતુ ભયંકર રોગવાળા રોગીની અંતઃકરણપૂર્વક સેવા કરનારા માણસ થોડે દિવસે પોતેજ આજારી થઇ પડે છે, એવો નિયમ છે. તે પ્રમાણે થોડાજ દિવસમાં તિષ્યરક્ષા ઘણીજ બિમાર પડી. તેણે અશોકની માંદગીમાં વખતસર અન્ન લીધું ન હતું, તેણે કદી જરાવાર શાંતિથી ઉંઘ લીધી ન હતી, તેણે વખતસર સ્નાન કરી પાણીનો કોગળો સરખો કર્યો ન હતો. આ સઘળા અનિયમિત વર્તનનું પરિણામ તિષ્યરક્ષાના શરીરપર થઇ તે આજારી પડી. તેના શરીરના હાલહવાલ થઇ ગયા, આવી સ્થિતિમાં પણ તેણે અશોકની સેવામાં અંતર પડવા દીધું ન હતું.

પરંતુ અનિયમિત વર્તનથી તિષ્યરક્ષાને એક પ્રકારનો વિલક્ષણ કપાળનો દુખાવો લાગુ પડયો. મસ્તકશૂળનો પ્રચંડ ઝાટકો આવ્યો કે તે બબ્બે ત્રણત્રણ કલાક બેશુદ્ધ થઇ પડતી. તે સ્થિતિમાં તેના એવા હાલ થતા, કે તે જોઇને તેનો કોઇ શત્રુ હોય તેને પણ દયા આવે !

રાજા માંદગીમાંથી ઉઠયા પછી પોતાને માટે તિષ્યરક્ષાએ પોતાના શરીરના હાલહવાલ કરી નાખ્યા એ જોઈ તેના મનમાં ઉંચો પ્રેમ જાગૃત થાય, એમાં કંઇ નવાઈ જેવું ન હતું. તેના પ્રકૃતિ જોઇ રાજા અતિશય ડર્યો અને તે પાછી ઉઠશે કે નહિ તે માટે તેને શંકા થવા લાગી. પરંતુ થોડાજ દિવસમાં વૈદ્યના ઔષધનો અને તેની પોતાની સેવાનો સારો ગુણ લાગ્યો. તિષ્યરક્ષાના પ્રકૃતિ ધીમે ધીમે સુધરતી ચાલી.

તિષ્યરક્ષાને પૂર્ણ આરામ થયા પછી રાજાએ એક દિવસ તેને કહ્યું " પ્રાણેશ્વરી ! ખરેખર તું મારા પ્રાણની માલિક છે. મારો પ્રાણ તેંજ મને આપ્યો, તારો આ ઉપકાર કોઇ પણ રીતે ફીટે એમ નથી "

" મહારાજ ! આશું બોલો છો ? પતિની સેવા કરવી એ અમે સ્ત્રીઓનું કર્તવ્ય નથી કે ? મેં તેમાં અધિક શું કર્યું ? અને મારી માંદગીમાં તમને પણ અતિશય કષ્ટ નથી પડયું ? "

" તિષ્યરક્ષા ! તારા આ નિઃસ્વાર્થ વર્તનથી તું મને અધિકજ પ્રિય લાગી રહી છે. કહે, તને હું શું આપું તો તારા મનને ખરેખરો આનંદ થાય ? "

તિષ્યરક્ષા લાડ કરતી રાજા તરફ જોઇ બોલી " વાહ એટલે ? મારી સેવાનો બદલો કરી તેની કિંમત ઠરાવવાનો વિચાર છે ? નહિ, એમ તો હું કંઇજ લેવાની નથી ! "

" ગાંડી ! તારી સેવાની કોઇ પણ રીતે કિંમત થાય કે ? તારા ચરણમાં ત્રિભુવન અર્પણ કરવામાં આવે, તો તે તારી—પ્રેમાળ સેવાના પા ભાગનું એ થાય કે ? તે દૃષ્ટિએ હું તને કંઇજ આપવા શક્તિમાન નથી. તે પ્રસંગની કૃતજ્ઞતાના સ્મરણ તરીકે તું કંઈ પણ માગ. "

" મહારાજની ચરણસેવા રાતદહાડો થાય અને આપની કૃપા મારા પર વરસે એ સિવાય મને બીજી કંઇજ ઇચ્છા નથી ! "

" તિષ્યરક્ષા ! તું મને આમ નિરાશ મા કર ! મારા મનની સમાધાની છીનવી લે નહિ—"

તિષ્યરક્ષા થોડી વાર સ્તબ્ધ રહી. પછી બોલી " મહારાજની ઇચ્છાજ હોય તો હું એક વિનંતી કરૂં—પણ તે માન્ય થવી જોઇએ—"

રાજા આનંદથી બોલ્યો "મારી પાસે જે માગવું હોય તે જરૂર માગ. તારી જે ઇચ્છા હશે તે હું પૂર્ણ કરીશ--"

મહારાજ ! સત્વધીર રાજાને બહુ વિચાર કરી મોંમાંથી શબ્દનો ઉચ્ચાર કરવો પડે છે હોં ! એ બરાબર ધ્યાનમાં રાખી મને વચન આપો નહિતો મારો બોલ ફોક જશે !"

"પ્રાણેશ્વરી ! હું મગધનો સમ્રાટ્ છું, મારાથી પાર નહિ પડે એવો શબ્દ કોણ ઉચ્ચારી શકે ? તેમાંથી તને, મારા જીવની જીવલગને, પ્રાણની પ્રાણેશ્વરીને મારાથી આપી શકાય નહિ એવી દુનીઆમાં કંઈ વસ્તુ છે ? માગ, માગ, તારે જે માગવું હોય તે માગ ; "

"મને મહારાજે ત્રણ વાર વચન આપવું જોઇએ !"

કુલપૂર્વજના સોગન ખાઇ અશોકે તિષ્યરક્ષાને તેની કોઇ પણ માગણી પાર પાડવા માટે ત્રણ વાર વચન આપ્યું.

"મહારાજને તલમાત્ર દુ:ખ ન થાય તો માગું-"

"દેવી ! હવે નાહક ખેંચતાણ શું કરવા કરે છે ? કુળ પૂર્વજના સમ ખાઈ હું તારા આગળ વચનબદ્ધ થયો છું ને ?"

"તો પછી મહારાજે મને એક વરસ સુધી મગધ સામ્રાજ્યની ખરી મહારાણી બનાવવી-"

અશોક આશ્ચર્યથી બોલ્યો "એટલે ?"

"હું એકલીજ એક વરસ સુધી મગધનું રાજ્ય ચલાવીશ. ત્યાં સુધી તમામ સત્તા મારી. રાજ્યાસનના તમામ અધિકાર હું ચલાવીશ. સામ્રાજ્ય સાથે આપનો કોઈ પણ જાતનો સંબંધ રહેવો ન જોઇએ. એક વર્ષ પછી સામ્રાજ્યનો તમામ અધિકાર પાછો આપને પ્રાપ્ત થશે. ત્યાં સુધી હું મગધની એકલી મહારાણી !"

તિષ્યરક્ષાની આ વિનંતી જો હું માન્ય કરીશ, તો રાજ્યમાં અનર્થ થશે, એમ રાજાને લાગ્યું; પરંતુ તે વચનબદ્ધ થયો હતો ! તેની આ વિનંતી અમાન્ય કરવી હવે શક્ય ન હતી ! હવે અધિક વિચાર કરવામાં એ કંઇ અર્થ ન હતો !

રાજા બોલ્યો "તારી વિનંતી મને માન્ય છે, આજથી એક વર્ષ સુધી મગધનું સામ્રાજ્ય તારૂં. તું તેપર એક વર્ષ સુધી સુખે રાજ કર."

તેજ દિવસે ચોમેર એ વિષેની દાંડી પિટાવવામાં આવી. 'મહારાણી તિષ્યરક્ષા એક વર્ષ પર્યંત મગધ-સામ્રાજ્યની માત્ર એક અધીકારી થઇ છે. સામ્રાજ્યશાસનનો તમામ અધિકાર એક વર્ષ સુધી તેને હવાલે કર્યો છે, એવો પોકાર સરકારી રીતે જ્યાં ત્યાં કરાવવામાં આવ્યો. મૌલ, રક્ષી, સામંત, ગ્રામિક અને સેનાપતિઓને એવી આજ્ઞાપત્રિકા મોકલવામાં આવી કે એક વર્ષ સુધી મહારાણી તિષ્યરક્ષા તમને જે જે આજ્ઞા કરે તે તે મનઃપૂર્વક પાળવી.'

તે દિવસથી પટ્ટમહાદેવી તિષ્યરક્ષા મગધની ખરી રાજ્યકર્ત્રી થઇ અશોક તેના એક પ્રજાજન તરીકે રાજવાડામાં રહ્યા.

---

## પ્રકરણ સત્તર :— મહારાજ્ઞીની આજ્ઞા.

મહારાણી તિષ્યરક્ષાના રાજકારભારની કારકીર્દી જે દિવસે શરૂ થઇ તેને બીજે દિવસે કુણાલનો દૂત તક્ષશિલાના બંડખોરપર વિજય મેળવવાની બાતમી લઇ પાટલિપુત્ર આવ્યો. તક્ષશિલાના રાજદ્રોહી માણસોને પરાજય કરી તેના નેતા કુંજરકર્ણને બંદીવાન કરવામાં આવ્યો છે, એ અત્યંત આનંદની બાતમી આખા નગરમાં ફેલાવવા દાંડી-પિટાવી, અને એ જયનિમિત્તે નગરવાસી લોકોએ મોટો ઉત્સવ કરવો, એવો મહારાણી તિષ્યરક્ષાનો શહેરમાં હુકમ છુટયો.

મહારાણીની આજ્ઞા પ્રમાણે તે મોટું શહેર મહોત્સવમાં નિમગ્ન થઇ ગયું. રાતે આખા નગરમાં દીપોત્સવ કરવામાં આવ્યો, તેથી જ્યાં ત્યાં દીપમાલાજ દીપમાલા જણાવા લાગી. બૌદ્ધ લોકોને ઘેર અને બૌદ્ધ મઠમંદિરમાં આજે આનંદને સીમા રહી ન હતી. આ વિજયવાર્તા સાંભળી અશોકને પણ ઘણો હર્ષ થયો. તેણે પણ પોતાના રાજવાડામાં દીપમાલા સળગાવી પોતાનો વિજયાનંદ પ્રગટ કર્યો.

રાજા અને તિષ્યરક્ષા આજારી હતાં ત્યારે કાંચનમાલા તેમને જોવા રાજવાડામાં આવતી હતી, અને તેમની પાસે બેસી તેમનું દુઃખ કમી કરવાના પ્રયત્ન કરતી હતી. તે બંને માંદગીમાંથી ઉઠયા પછી તે પાછી પોતાના નગરભ્રમણના કામમાં લાગી. નગરમાં ફરી દીન, દુબળા, દુઃખી અને દરિદ્રી માણસનાં દુઃખ દૂર કરવામાં કાંચનમાલાને અપૂર્વ સુખ લાગે, અને તેજ કામમાં તેણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. આજના આનંદના દિવસે તેણે પણ પોતાના કાંચનકુટીરને દીપમાલાથી વિભૂષિત કર્યું.

કુણાલના દૂતે કાંચનમાલાને મળી તેનો પત્ર તેને આપ્યો. પત્રમાંની તમામ હકીકત વાંચી તેને અતિશય આનંદ થયો; પરંતુ છેવટના ભાગમાં કુણાલે જે લખ્યું હતું તે વાંચી તેના અંતઃકરણને અતિશય દુઃખ થયું.

કાંચનમાલા મહારાણીને મળી, અને રણાંગણપર ઘાયલ થએલા માણસોની સારવાર કરવા તક્ષશિલા જવા માટે તેમણે મહારાણીની સલાહ પૂછી પ્રત્યક્ષ યુદ્ધની જગાપર, રણાંગણપર, સ્ત્રીઓએ જવું બીલકુલ યોગ્ય નથી, એમ કહી તિષ્યરક્ષાએ કાંચનમાલાને તક્ષશિલા જવા દીધી નહિ.

તિષ્યરક્ષાની આ આજ્ઞાથી કાંચનમાલા યુદ્ધસ્થળે જઈ શકી નહિ, તેથી તેના મનને ઘણું લાગી આવ્યું. તેને અત્યંત ઉદ્વેગ થયો. ઘણા દિવસ સુધી તેના ચહેરાપર હંમેશનું હાસ્ય કે પ્રફુલ્લ ભાવ કોઇને જરાએ દેખાયો નહિ. દશબાર દિવસ પછી તે હંમેશની કાંચનમાલા બની, અને તે બમણા જોરથી પોતાનું આર્તદુઃખહરણનું કામ કરવા લાગી. કુણાલની સદ્ધર્મના જયની બાતમી અને તેની ગાઢ, અઢળ પ્રણયની પ્રેમ-ઘોતક પત્રિકા તેના પર વારંવાર આવવા લાગી. તેથી તેનું કરમાએલું મુખકમળ પાછું પ્રફુલ્લ થયું: કાંચન હવે પૂર્ણ સુખી થઈ.

પટ્ટમહાદેવી તિષ્યરક્ષા એકલીજ સામ્રાજ્યની અધીશ્વરી થયાના સમાચાર કુણાલને યોગ્ય વેળા મળ્યા. તિષ્યરક્ષાના રાજ્યારોહણને બીજેજ દિવસે તક્ષશિલાના યુદ્ધ-વિજયના સમાચાર તેને મળ્યા; અને તેથી તેને અત્યંત આનંદ થયો, એવી મહારાણી તરફની બાતમી લઇ એક દૂત બીજેજ દિવસે કુણાલ તરફ ગયો, પછી કુંજરકર્ણને છોડી મૂકવાનું મહારાણીનું આજ્ઞાપત્ર કુણાલપર આવ્યું, અને તે પ્રમાણે કુણાલે તેને છોડીએ દીધો.

એ પછી બીજેજ દિવસે મહારાણીનું એક વિલક્ષણજ આજ્ઞાપત્ર આવ્યું. 'કુંજરકર્ણે મને "માતુઃશ્રી" કહી મારી ક્ષમા માંગી છે, તેથી મેં તેને ક્ષમા આપી છે; એટલુંજ નહિ પણ મેં તેને તક્ષશિલાનો રાજ્યાધિકારી કર્યો છે. તું તેનો અધિકાર મૂંગે મોઢે કબુલ કરી તેના હાથ નીચે રહે,' આવા અર્થની હકીકત તે આજ્ઞાપત્રમાં હતી.

જ્યારે આ સમાચાર તક્ષશિલા પહોંચ્યા, ત્યારે કુણાલના હાથ નીચેના બધા સેનાપતિને ઘણુંજ ખોટું લાગ્યું. તેઓ મહારાણી પર અત્યંત અસંતુષ્ટ થયા, અને "તે હજામની છોકરીની આજ્ઞાને તમે બેલાશક પગ નીચે રોળો!" એમ તે બધાજ કુણાલને સલાહ આપવા લાગ્યા.

"નહિ!" કુણાલ બોલ્યો, "ગમે તે હો પણ હાલ તે સામ્રાજ્યની માત્ર એક અધીશ્વરી હોઇ મગધના સિંહાસનપર વિરાજમાન થઈ છે. મહારાણીની આજ્ઞા મારે શિરસાવંદ્ય માનવીજ જોઇએ!"

સેનાપતિઓ નાઇલાજે કુણાલની આજ્ઞા માનવાને કબુલ થયા; પરંતુ સૈનિકોનો કુણાલપર અત્યંત પ્રેમ હોવાને લીધે રાણીની આ અયોગ્ય આજ્ઞાથી તેઓ ક્રોધમાં આકળા થઇ ગયા. ક્ષોભથી તેઓ બુમ પાડી ઊઠયા "સ્ત્રીયા-રાજમાં પુરુષે રહેવું એ તેમનું અપમાન છે. આ કેવો ઘોર અન્યાય! જેણે વિશ્વાસઘાત કરી સામ્રાજ્ય વિરુદ્ધ બંડ ઉભું કર્યું તે રાજા થયો, અને તેનું બંડ સમાવી તેને બંદીવાન કરનારો વીર રાજકુમાર તેના હાથ નીચે પ્રજા જન થયો!"

આવી પરિસ્થિતિમાં ત્રણ ચાર દિવસ ગયા. પાંચમે દિવસે કુંજરકર્ણ ઉતાવળો ઉતાવળો કુણાલ પાસે આવ્યો "કુણાલ! તારે મારી સાથે આવવું જોઇએ."

"ક્યાં?"

"તક્ષશિલાના કિલ્લામાં!"

"કેમ?"

"મહારાણીનો હુકમજ એવો છે."

કુણાલે મસ્તક નમાવી મહારાણીની આજ્ઞા માન્ય કરી, અને એક પણ શબ્દ ન બોલતાં તે કુંજરકર્ણની પાછળ પાછળ જવા લાગ્યો. તે વખતે તેનો ડાબો બાહુ ફરકવા લાગ્યો, અને કાગડા તેના મસ્તક પર ફેરા ફરવા લાગ્યા. કાંચનમાલા હવે પાછી મારી દૃષ્ટિએ પડે એમ લાગતું નથી, એવું હવે કુણાલને ખાતરીપૂર્વક લાગવા માંડ્યું. આ વેળા તેના મનમાં જે પ્રચંડ ખળભળાટ શરૂ થયો હતો, જે દુઃખ થતું હતું, તેનું જરાએ ચિહ્ન આ વેળા તેના ચહેરા પર જણાતું નહતું. ધર્મ, બુદ્ધ અને સંઘનો નામોચ્ચાર કરતો કરતો તે કુંજરકર્ણની પાછળ પાછળ જતો હતો.

કુણાલ પર અંતઃકરણ પૂર્વક પ્રેમ રાખનારા અનેક સૈનિક તેની સાથે જવા અત્યંત આતુરતા બતાવતા હતા; પરંતુ હાથથી ઇશારત કરી 'કોઇએ મારી સાથે આવવું નહિ!' એવું કુણાલે તેમને સૂચવ્યું, તેથી તેઓ ના ઈલાજ થયા.

થોડેક દૂર ગયા પછી કુંજરકર્ણે તેને કહ્યું "કુણાલ! મહારાણીએ તારા સંબંધમાં મારા પર અતિશય ભયંકર આજ્ઞા મોકલી છે!"

"મહારાણી અમે સર્વની માલિકજ છે. તેણે જે આજ્ઞા કરી હોય તે મને શિરસાવંદ્ય છે."

"કુણાલ! તને તે આજ્ઞાનો વિચાર સરખોએ આવ્યો હોત, તો તું આવું ન કહેત!"

કુણાલ કંઇજ બોલ્યો નહિ.

કુણાલ ! મહારાણીની આજ્ઞાનું પાલન કરતાં તારે જીવન અને મરણ સરખાંજ ગણવાં પડશે.”

“ગણવાં પડે તો તેનો કંઇ ઇલાજ છે ! ગણવાંજ જોઇએ.”

કુંજરકર્ણ બોલ્યો “કુણાલ ! મને તારી દયા આવે છે. હું તને એક ઉપાય સૂચવું કે ?”

કુણાલે કંઇજ ઉત્તર આપ્યો નહિ.

“કુણાલ ! આપણે બે જણ એકમત થઇ મહારાણીની સત્તા ઉખેડી નાખીએ. આપણે તક્ષશિલાનું નવુંજ રાજ્ય સ્થાપન કરીએ. તારે એ વિષે શું કહેવું છે ?”

તોપણ કુણાલે કંઇ જવાબ આપ્યો નહિ; પરંતુ કંઇ તીવ્ર અને અવજ્ઞાસૂચક દૃષ્ટિથી તે કુંજરકર્ણ તરફ એવું તો જોવા લાગ્યો, કે તે દૃષ્ટિથી તેનું હૃદય ભેદાઇ ગયું.

કુંજરકર્ણથી કુણાલ તરફ જોવાયુંજ નહિં. ભયકંપિત સ્વરે તે બોલ્યો “તારૂં નસીબજ ફૂટયું છે. ત્યાં કોઇ શું કરવાનું છે ! મહારાણીનું આજ્ઞાપત્ર આપી હું બે માણસ તારા તરફ મોકલું છું. તે હુકમ વાંચી તારૂં પાણી ઉતરાઈ જશે. !

કુણાલે તેની તરફ તુચ્છતા પૂર્વક જોઇ સ્મિત કર્યું. તક્ષશિલાના દુર્ગમાં તેને એકલો છોડી કુંજરકર્ણ ત્યાંથી નીકળી ગયો.

[ ૪ ]

કુણાલ ત્યાંજ ઉભો રહ્યો, ધર્મ, બુદ્ધ અને સંઘનું તે એક ચિત્તે સ્તવન કરવા લાગ્યો. બુદ્ધદેવના ઉદાત્ત ચરિત્રમાંના એક એક ચિરસ્મરણીય પ્રસંગનું તે આ વેળા એકાગ્ર મને ચિંતન કરવા લાગ્યો.

થોડી વારે તે પોતાના મનમાંજ બોલ્યો “જીવોનાં દુઃખ સમી જાય, દીનદુર્બળની ચિંતા શાંત થાય, અને આખું જગત્ સુખી થાય તે માટે જીવન પણ તજી દેવાય; એ અત્યંત સ્તુત્ય કૃત્ય છે, એમાં શક નથી. તેના જેવું પુણ્યકૃત્ય ત્રિભુવનમાં એક પણ નથી ! પણ હું આ શું કરૂં છું ? હું શા માટે મારા જીવનનો ત્યાગ કરૂં

છું ? મારો પ્રાણુ આપી હું જગતનું કયું હિત સાધવાનો છું ! આ જીવનનો સંન્યાસ મારે શા માટે કરવો ? આથી મને કયો લાભ થશે ? મારા આ સ્વાર્થ ત્યાગથી એક અત્યંત પાપી સ્ત્રીની પાપવાસનાની શાંતિ થશે ! એ સિવાય મારી આ કૃતિથી શું સધાશે ? એક રીતે આ મહાન મૂર્ખતા થતી નથી કે ? પેલીની આજ્ઞાનું ઉલ્લંઘન એજ ખરી રીતે જગનું હિતસાધન નથી કે ?"

પરંતુ ક્ષણુવાર રહી કુણાલ પાછો મનમાં બોલવા લાગ્યો "હાય ! કેવી ખોટી દિશા તરફ મારા આ વિચાર ચાલે છે ? હું આ શું કરૂં છું ? ગમે તેમ પણુ તે આ સમે મગધની સિંહાસનારૂઢ મહારાણી છે ને ? હું તેનો એક સામાન્ય પ્રજાજન છું, તેની કોઇપણુ આજ્ઞા ગમે તેવી હોય તોપણુ તે શિરસામાન્ય કરવી એ મારો પરમ ધર્મ નથી કે ? આ મારા શ્રેષ્ઠ કર્તવ્યથી હું ભ્રષ્ટ થાઉં તો હું મારા રાજાનો, દેશનો, દેવનો અને ધર્મનો મહા અપરાધી ઠરૂં ! નહિ, મહારાણીની ગમે તે આજ્ઞા પણુ મારે માન્ય કરવીજ જોઇએ ! અમાન્ય કરૂં તો સામ્રાજ્યપર વ્યવહાર દ્રષ્ટિએ પણુ મોટો અનર્થ થશે. ચોમેર યુદ્ધ, બંડ અને ઘોંટાળા શરૂ થશે. સેંકડો જીવ પ્રાણુ છોડશે ! આ જોઇ મારો ધર્મ મને શું કહેશે ?"

એજ ક્ષણે તેના હૃદયવલ્લભાનું-કાંચનમાલાનું શાંત, સુંદર અને મનોહર મુખકમળ તેની દૃષ્ટિ સામે જણાવા લાગ્યું, કાંચનના નિર્ભય નિઃસ્વાર્થ અને વિમલ પ્રેમના ઉદાર સ્વાર્થ ત્યાગની સેંકડો વાતો કુણાલને એક પછી એક યાદ આવવા લાગી. તે યાદ આવતાંજ તેનુ હૃદય ભરાઇ આવ્યું, દૈવની મહત્કૃપાથી જે ત્રિભુવનના મોલનું રત્ન પ્રાપ્ત થયું, તે મારી દૃષ્ટિએ કદી પણુ પડવાનું નથી, એ વિચારથી કુણાલનું હૃદય ચીરાયું, હાથની અંજલિ રચી, તેણે પોતાની પ્રિયાનું ઘણીવાર સુધી માનસધ્યાન કર્યું, અને પછી તે તેને ઉદ્દેશીને બોલ્યો "હૃદયેશ્વરી ! હવે નસીબમાં તારો પ્રત્યક્ષ મેળાપ થવાનું નથી. મને રજા આપ. એકવાર તારો છેવટનો મેળાપ થઇ તારા તે કર્ણમધુર

શબ્દ મને સાંભળવા મળ્યા હોત અને તારૂં તે ધર્મશાંત મુખકમળ મને નારખવા મળ્યું હોત, તો મારા ભાગ્યની સીમા ન રહેત. પરંતુ દેવી, પુણ્યશીલા, વિમલચરિતા! આપણે દેવની, ધર્મની અને દેશની આજ્ઞાને માન ન આપીએ કે? મારા વિયોગ માટે શોક કરતી નહિ! મારા પ્રાણાંતથી આપણા પુણ્ય કૃત્યમાં તલમાત્ર વિઘ્ન પડવા દેતી નહિ. મારા પરના પ્રેમનો વિસ્તાર તમામ અનાથ, અપંગ, દીન, હીન, દુઃખી અને દરિદ્રા માણસ પર કરજે, અને તેની ચિતાના–દુઃખના–નિવારણમાં તારૂં આયુષ્ય વાપરજે. દેવી! હવે મને જિંદગી પર્યંતની રજા આપ!"

કુણાલ આ પ્રમાણે પોતાની હૃદયેશ્વરીની–કાંચનમાલાની મનમાં ને મનમાં છેવટની રજા લેતો હતો, એટલામાં બે ચંડાળ રાજાજ્ઞાનો પત્ર લઇ તે ખોલીમાં આવ્યા. બંનેના શરીરનો રંગ કાળોકટ્ટ, કોયલાને પણ સફેદ કહેવડાવે એવો હતો. તેમણે સર્વાંગે તેલ મર્દન કર્યું હતું. તેમના ચહેરા ખૂબ પહોળા અને ભયંકર હતા. તેમના નેત્ર મોટાં અને તેજદાર હોઇ સતત મદ્યપાન કરવાથી જાસવંતીના ફૂલ જેવા લાલ બુંદ થઇ ગયાં હતાં. તેમના તે કાળાકટ્ટ અને તેલથી માલીસ કરેલા ચહેરાને, તેમની ભયંકર દેખાતી ટુંકી દાઢી વધારે વિકરાળ બનાવતી હતી. તેમની મસ્તક પરના કેશ પણ કાળી મેશ જેવા, બરછટ અને બિહામણા હોવાથી તેનો ચહેરો અત્યંત વિકરાળ લાગતો હતો. તેમના ગળામાં જાસવંતીના ફૂલના લાલ રંગના જેવાતેવા હાર હતા, અને તેમના હાથમાં નાનકડાં ધનુષ અને તીવ્ર ધારનાં તીર હતાં. તેમનો એકંદર રૂઆબ જોઇ યમદૂત તે આજ, એમ કોઇને પણ લાગે.

ત્યાં આવતાંજ એક ચંડાળ પોતાના સોબતીને કહેવા લાગ્યો "અરે! આજ કે તે સાળો?"

"તે આજ દેખાય છે!"

"મને લાગે છે કે આજ સાળાની આંખો કઢવાની છે. પણ બાપરે—"

'અલ્યા શું થયું ?"

"પેલી તેની આંખો જોઇ કે? કેટલી મોટી ને તેજાળ છે! એજ આંખો કાઢવાની છે કે ?"

"આપણાથી તો તેની આંખો સામે જોવાતુંએ નથી! પહેલાં તેના હાથમાં કાગળ તો આપ !"

પહેલો ચંડાળ નીચે જોતો, અને વચ્ચે વચ્ચે કુણાલની આંખો તરફ જોતો, કેટલીક વાર સુધી સ્તબ્ધ ઉભો રહ્યો. પછી તે પોતાના સોબતીને કહેવા લાગ્યો 'અરે દોસ્ત! હવે એને પત્ર આપીને એ શું કરવાના છીએ ?"

"એટલે ?"

"અરે, થોડીક વારમાં તો એની પત્ર વાંચવાની શકિતજ નાબુદ થવાની છે. તો પછી પત્ર શા માટે આપવો ?"

"તને ફાવે તેમ કર ભાઈ!"

બંનેએ પોતાનાં ધનુષ્ય ખેંચી કુણાલની બંને આંખ-પર તીર તાકયું–પહેલાં ચાંડાળે ડાબી અને બીજા ચાંડાળે જમણી આંખ પર નિશાન તાકયું.

કુણાલ તે વખતે ઝટ દઇ ઉઠી ઉભો થયો, અને તીવ્ર સ્વરે બોલ્યો "પહેલાં મને હુકમનો પત્ર બતાવો અને પછી તમારે જે કરવું હોય તે કરો !"

પહેલો ચાંડાળ બોલ્યો "પત્ર જોવાથી વધારે શું છે? અમે શું કરીએ છીએ તેજ જો એટલે થયું."

"રાજઆજ્ઞાનો પત્ર તમે મને બતાવો નહિ, તો હું તમને કંઇજ કરવા દેવાનો નથી !" એમ કહી કુણાલે તેમના તરફ કંઇ એવી તીવ્ર દૃષ્ટિ ફેંકી, કે તેથી તેમનાં હૃદય અને હાથ પણ થરથર કંપવા લાગ્યાં.

પહેલા ચાંડાળના મનમાં કુણાલને પત્ર આપવો એમ ન હતું, તોપણ તેની તીવ્ર દૃષ્ટિથી અને રૂઆબથી તે ઘણોજ ગભરાયો, અને તેને તે પત્ર મૂંગે મોઢે કુણાલને સ્વાધીન કરવોજ પડયો. બીજા ચાંડાળે

તે વેળા તેની તરફ અર્થપૂર્ણ નજરે જોઇ તેનો મૂક ઉપહાસ કર્યો. તે ઉપહાસનો અને દૃષ્ટિનો અર્થ પહેલા ચાંડાળને સમજાયો, પરંતુ આ વેળા તેનાથી કંઇ બોલાઇ ન શકાવાથી માત્ર ક્રોધ પ્રદર્શન સિવાય બીજું કંઇ તેનાથી થઇ શકયું નહિ.

કુણાલે ચાંડાળના હાથમાંથી પત્ર લીધો, અને તે મસ્તકે મૂકી વાંચવાની શરૂઆત કરી. કુણાલની આંખો કાઢી લેવી, એવો કુંજરકર્ણ પર તેમાં હુકમ હતો, અને તેની નીચે ખુદ તિષ્યરક્ષાએ રાજકીય મુદ્રા સાથે પોતાની સહી કરી હતી.

પત્ર વાંચી રહેતાંજ કુણાલ તે બંને ચાંડાળને કહેવા લાગ્યો, "બંધુઓ! હવે મારી કંઇ હરકત નથી! તમને જેવો હુકમ થયો છે તેવો અમલમાં મૂકો—"

પહેલો ચાંડાળ બોલ્યો "પત્ર વાંચી જોયો? હવે તેજ આંખો કાઢી લઉં છું!"

એમ કહીં તેણે ધનુષ્ય ઉંચકયું; પરંતુ કુણાલની આંખ તરફ તેમનાથી જોવાય નહિ. તેના હાથ પણ કંપવા લાગ્યા. તેણે ધનુષ્ય નીચે મૂકયું અને કુણાલ પાસે જઇ પોતાની બરછટ જોરદાર આંગળી તેની ડાબી આંખમાં ઝટ દઇ નાખી અને તે બહાર કાઢી!

કુણાલ હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો "**धर्मं शरणं गच्छामि। संघं शरणं गच्छामि। बुद्धं शरणं गच्छामि।**"

પહેલા ચંડાળે કુણાલની ડાબી આંખ કાઢતાંજ તેને જાણે ખૂનજ ચડયું! બીજી આંગળીથી જમણી આંખ પણ કાઢવાને તે તૈયાર થયો.

એટલામાં બીજો ચાંડાળ તેને આડે આવી કહેવા લાગ્યો.

"આ આંખ મારી છે. હું તે તને કાઢવા નહિ દઉં!" એમ કહી કુણાલની જમણી આંખ પોતાના હાથથી ઢાંકી તે તેની આડે ઉભો રહ્યો.

પરંતુ પહેલા ચંડાળે તેનું કંઇ ચાલવા દીધું નહિ તેણે જોરથી એક લત્તાપ્રહાર કરી પોતાના સોબતીને દૂર ફેંકી દીધો, અને બીજી

આંગળીથી તેણે કુણાલની જમણી આંખ પણ ચટ લઇને ખેંચી કાઢી. પછી કુણાલની બંને આંખ હાથમાં લઇ સિંહનાદ કરતો તે ત્યાંથી નીકળી ગયો. જતી વેળા તે પોતાના સોબતીને એક બીજી લાત મારવાને ચૂકયો નહિ!

[ ૩ ]

બીજા ચાંડાળના મનમાં એ વેળા કેવો વિચાર ચાલતો હતો, એ અમારાથી કહી શકાતું નથી. તે હજી સુધી મૂગે મોંઢે ઉભો રહ્યો હતો. પહેલો ચાંડાળ નીકળી ગયા પછી તે કુણાલને કહેવા લાગ્યો "તમે મનમાં હજી તેજ મંત્ર ભણો છો કે?"

શાંત, નિશ્ચલ ભાવે અને ગંભીર સ્વરે કુણાલે ઉત્તર આપ્યો.

" હા, તેજ મંત્રનો હું ઉચ્ચાર કરૂં છું. "

" તમને કંઇ દુઃખ થતું નથી?"

" થતું નથી એમ કંઈ બને? પણ તે ઘણુંજ અલ્પ છે. "

" મહારાજ! તમારી બંને આંખ ખેંચી કાઢવામાં આવી, આખું શરીર લોહીલોહાણુ થયું, અને તમને ઘણું દુઃખ થતું નથી એમ તમે કહો છો, એ આશ્ચર્ય છે. "

મને તો સામાન્ય દુઃખ થાય છે, પરંતુ મારા કરતાં કેટલા ગણા ભયંકર દુઃખો ભોગવે છે, એવા કેટલા બધા લોક છે?"

" તમે આજ વિચારથી તમારાં દુઃખ વિસર્યાં છો કે શું?"

" હા, અમારો ધર્મ અમને એવોજ ઉપદેશ કરે છે. "

" તમારા ધર્મનો ઉપદેશ શો છે?"

" પોતાની તમામ પીડા, પોતાનાં તમામ કષ્ટ વિસરી જા. કેવળ બીજાના દુઃખે તમારા મનને દુઃખ થવા દો અને તે દૂર કરવાનો મનપૂર્વક પ્રયત્ન કરો. "

" આજ તમારો ધર્મ?"

" હા. "

" તો પછી હું જાઉં છું. " એમ કહી ચંડાળ નીકળી ગયો. જતી વેળા તેણે કુણાલને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને ધનુષ્યબાણુ ને

ગળામાંનો લાલ હાર તેણે દૂર ફેંકી દીધો. પરંતુ કુણાલને આ દેખાયું નહિ.

[ ૪ ]

થોડી વેળાએ ત્યાં કુંજરકર્ણ આવ્યો, અને કુણાલ પાસે આવી બોલ્યો " કુણાલ ! તારે અહીંજ રહેવું જોઇએ. મહારાણીની એવી આજ્ઞા છે. "

" આજ્ઞા પ્રમાણ ! " એવું કુણાલે કહેતાંજ તે અંધારાવાળી ખોલીનાં બારણાં પોતે બંધ કરી, કુંજરકર્ણ ત્યાંથી નીકળી ગયો !

## પ્રકરણ અઢારમું. વેરની વસૂલાત.

પટ્ટમહાદેવી તિષ્યરક્ષા એજ હાલ મગધ સામ્રાજ્યની ખરેખરી અધીશ્વરી હતી. પાટલિપુત્ર નગરમાં તો તે કહે તે પૂર્વદિશા, એવી હાલ સ્થિતિ હતી. મહામંત્રી રાધગુપ્ત તેનો જમણો હાથ થઈ રહ્યો હતો. બહુધા પ્રત્યેક બાબતમાં રાધગુપ્તની સલાહ લઇ મહારાણી તિષ્યરક્ષા સામ્રાજ્યનું ગાડું ગબડાવતી હતી. એકાદ બીજી બાબતમાં તે માજી અથવા ભાવી સમ્રાટ્ અશોકની પણ સલાહ લેતી હતી, તદ્દન નહિ એમ નહિ.

આવી પરિસ્થિતિમાં ત્રણ ચાર મહીના ગયા. પાંચમાં મહીનાના આરંભમાંજ પાટલિપુત્રમાં એવી બાતમી આવી, કે તક્ષશિલાના દુર્ગમાં કુંજરકર્ણને બંદીવાન કરી રાખ્યો હતો, ત્યાંથી તે પહેરેગીરની આંખમાં ધૂળ નાખી નાસી ગયો ! વળી બે ત્રણ દિવસે બીજી એક એવી બાતમી આવી પહોંચી કે ' કુંજરકર્ણે પાછું તક્ષશિલા પર જબરૂં બંડ ઉભું કર્યું છે, અને કુણાલ સાથે મોટી લડાઇ કરવાને તેણે સપાટાબંધ તૈયારી કરવા માંડી છે! આ સમાચાર ઠંડા પડે ન પડે, એટલામાં તો બીજી બાતમી આવી ઉભી રહી, કે કુંજરકર્ણનું બંડ યશસ્વી થયું, તેણે યુદ્ધમાં કુણાલનો પરાભવ કર્યો અને કેદમાં નાંખ્યો "

તક્ષશિલાના યુદ્ધક્ષેત્રથી રાજધાની સુધી બાતમી આવતાં ઓછામાં ઓછો એક મહીનો લાગતો હતો. અર્થાત્ કુંજરકર્ણના વિજયની બાતમી આવવાને જે મહીનાની મુદ્દત લાગી હતી, તે સમયમાં કુંજરકર્ણ શું કરતો હતો. સામ્રાંજ્યમાંના કયા કયા પ્રદેશ પચાવી પડવામાં તે શું થાયો હતો. એ કોઇનેજ કંઇ સમજાય નહિ!

આવી ખળભળી ઉઠેલી પરિસ્થિતિમાં લોકોના તર્કવિતર્કને જે ફાંટા ફૂટતા હતા, તેનું યથાર્થ વર્ણન કોઈથી કદી પણ થઈ શકે એમ ન હતું. પાટલિપુત્ર નગરમાંના નવરા નખોદીઆ લોકોએ તો બાતમીની રેલ પર રેલ આણી હતી! પરસ્પર વિરોધી સમાચારનો શહેરમાં એવો જબરો ઘોટાળો થઇ રહ્યો હતો, કે તે સાંભળતાં સાંભળતાં લોકો બેબાકળા થઈ ગયા! પ્રત્યેક જણ સાંભળેલી બાતમીને થોડું વધારે મીઠું મરચું ભભરાવી બીજાને કહેતા હોવાથી છેવટે દરેક બાતમી વિલક્ષણ વિકૃત સ્વરૂપમાં ફરી ફરીને શહેરમાં ચક્કર મારવા લાગી. તે પૈકી એક બે બાતમીના નમુના અહીં આપવા અપ્રાસંગિક નહિ ગણાય.

"કુંજરકર્ણે કુણાલનો પરાભવ કરી તેને બંદીખાનામાં નાખ્યો; હવે તે પોતાના વિજયી સૈન્ય સાથે ચડી આવવા નીકળી ચૂકયો છે.' આવા સ્વરૂપમાં આ બાતમીનો પ્રારંભ થઇ છેવટે 'કુંજરકર્ણ પાટલિપુત્રને ઘેરો નહિ ઘાલતાં એકદમ રાજવાડા સુધી સુરંગ ખોદી તે વાટે તે આવશે, અને રાણીને કેદ કરી તરત નીચેથી નીકળી જશે,' આવા રૂપાંતરમાં તે બાતમી ફરી આવર્તન પર આવર્તન લેવા લાગી. બીજી એક એવી બાતમી ઉભી થઇ, કે 'કુંજરકર્ણ બ્રાહ્મણ હોવાથી તેનું બ્રાહ્મણ ધર્માનુયાયી સૈન્ય રસ્તામાં મળતા તમામ બૌદ્ધનો ક્રૂરપણે વધ કરતું આવે છે! છેવટે 'બૌદ્ધ અર્હત્ અને ભિક્ષુક–ભિક્ષુકિણીના રક્તથી સ્નાન કરી તેમનાં શિરકમળ બ્રાહ્મણ સૈન્ય પોતાના દેવોને ચઢાવે છે,' એવું તે બાતમીનું પૂર્ણ વિકૃત રૂપાંતર થયું!

આ બાતમીથી નગરમાંનાં તમામ લોકો આકુળ વ્યાકુળ થઇ ગયા. 'અપ્રબુદ્ધ–અજ્ઞાન છોકરીના હાથમાં રાજ્યસૂત્ર ગયા પછી રાજ્યની

આવી ધૂળધાણી થાયજ ! આવા અર્થના તિરસ્કારના ઉદ્દગાર બહુધા પ્રત્યેક ઠેકાણે નીકળવા લાગ્યા. 'કુણાલ જેવા જગદેક વીરનોએ પરાજ્ય કરી કુંજરકર્ણે તેને કેદમાં નાખ્યો, તો હવે તેની સામે પાટલિપુત્ર કેમ ટકી શકે ? વૃદ્ધ અને પીડિત અશોક રાજાની તે જોત જોતામાં ધૂળધાણી કરી નાખશે, એમાં તલમાત્ર સંશય નથી !' એવો સંપૂર્ણ મત આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ નાગરિકોનો દઢ થયો. પાટલિપુત્રમાંના હજારો માણસોએ પોતપોતાનાં સ્ત્રીપુત્રો દૂર દૂરના પોતાનાં સગાં પાસે મોકલવાની શરૂઆત કરી. ચોમેર આવી એકજ ધમાલ ચાલુ થઇ !

પોતાના પતિ યુદ્ધમાં બંદીવાન થયા છે, એ બાતમી સાંભળી ત્યારથી તેને આખું જગત ઉદાસ જણાવા લાગ્યું. કોઇ પણ વાતમાં તેનું મન લાગતું ન હતું. તે મહારાણી પાસે ગઇ, અને રણભૂમિ પર જવાને પરવાનગી માગી, અને તિષ્યરક્ષાને વિનંતી કરી. તિષ્યરક્ષાએ તેની વિનંતી માન્ય કરી નહિ.

પરંતુ આ વેળા કાંચનમાલાનું મન પતિચરણમાં લાગી રહ્યું હતું. પતિના સંકટને લીધે તેના હૃદયમાંથી જાણે રક્તાશ્રુનાં ઝરણ ફૂટતાં હતાં ! તેણે આ વખતે રાણીની આજ્ઞા માની નહિ. આ વખતે તે કોઇની પણ વાત માને એમ ન હતું. તેજ દિવસે રાતે સર્વત્ર ઉંઘાઉંઘ થયા પછી તે પોતાના કુટીરમાંથી બહાર પડી, અને તક્ષશિલાને રસ્તે જવા લાગી.

બીજે દિવસે સવારમાંજ, કાંચનમાલા અંતઃપુરનો ત્યાગ કરી કોઇ ઠેકાણે નીકળી ગઇ, એવી બાતમી આખા નગરમાં પવન વેગે પસરી ગઇ. તે સાંભળતાંજ જ્યાં ત્યાં એકજ હાહાકાર શરૂ થયો ! નગરમાં ચોમેર એકજ ઉદ્દગાર નીકળવા લાગ્યો—"મગધ–સામ્રાજ્યની, અશોકરાજાની રાજ્યલક્ષ્મી હવે નક્કી જતી રહી ! હવે સામ્રાજ્ય પર ભયંકર સંકટ આવ્યા વિના રહેવાનું નથી !"

નગરનાં દીન, દરિદ્રી અને આર્તજનને કાંચનમાલા કેવળ માબાપ જેવી લાગતી હતી. તે નગરમાંથી નીકળી ગઇ ત્યારથી તે આઠે પહોર રાજાપર ગાળોનો વરસાદ ચાલુ રહ્યો. કોઇ કોઇ તો તેની શોધ માટે

તક્ષશિલાને રસ્તે નાકળી પડયા; પરંતુ કોઇનેજ કાંચનમાલાની ભાળ લાગી નહિ.

પાટલિપુત્રથી મોટું સૈન્ય તક્ષશિલા તરફ મોકલવામાં આવ્યું. તે સૈન્ય નગરથી થોડેક દૂર ન ગયું એટલામાં તે સૈન્ય પણ ફીતુરી થઇ કુંજરકર્ણને મળ્યું, એવા સમાચાર શહેરમાં આવી પહોંચ્યા. હવે નગરવાસીઓને ભયની સીમા ન રહી. શત્રુઓ આવી નગરપર હલ્લો કર્યા સિવાય રહેવાના નથી, એવી સર્વને સંપૂર્ણ ખાતરી થઇ. કુંજરકર્ણનું વિજયી સૈન્ય પોતાનું બલિદાન એકે તડાકે લીધા વિના રહેવાનું નથી, એમ શહેરમાંનાં પ્રત્યેક સ્ત્રીપુરુષને લાગી રહ્યું.

શહેરનાં રહીશોનાં ટોળે ટોળાં મહારાણી તિષ્યરક્ષાના મહેલની આસપાસ એકઠાં થવા લાગ્યાં. તે લોકોની સંખ્યા ક્ષણે ક્ષણે સમુદ્રની ભરતીના પાણી પ્રમાણે વધતી હતી. તમામ લોકો જોર જોરથી બૂમ પાડીને કલ્પાંત કરતાં હતાં. શત્રુ તો પાસે આવી લાગ્યો. સરકારે નગરનું અને અમે સર્વનું સંરક્ષણ કરવાનો કયો ઉપાય યોજી મૂકયો છે! આવું બુમરાણ કરી મૂકી સર્વના કાન બહેરા કરી મૂકયા!

મહારાણી તિષ્યરક્ષા પોતાના અધિકારની ગુમરાઇમાં હતી. તેણે લોકોના આ બુમરાણ તરફ એક ક્ષણ પણ કાન દીધા નહિ. લોક પણ કંઇ કમી હઠીલા ન હતા. તેમણે મહારાણીને જોર જોરથા ગાળોની વૃષ્ટિ વરસાવી મૂકી. કેટલાક માણસો અશોક રાજાને શોધી કાઢવાના પ્રયત્નમાં પડયા.

આ વેળા અશોક મહારાજ, નગરથી પુષ્કળ દૂર આવેલા વેણુવનમાં મહાર્હત્ ઉપગુપ્ત સાથે રહેતા હતા. આ બાતમી લોકોને મળતાંજ તમામ લોકો તરતજ વેણુવન તરફ દોડયા, અને તેમણે અશોકને ઘેરી લીધો. આવા ભયંકર સંકટ સમયે, મગધ સામ્રાજ્યના, અને બૌદ્ધ ધર્મના અસ્તિત્વ પરજ ધોકો લાગવાનો સંભવ સ્પષ્ટ દેખાતો હોવાથી મહારાજે પોતેજ રાજ્યની લગામ પોતાના હાથમાં લેવી, એવો સર્વ પ્રજાજને અશોકને આગ્રહ કર્યો.

પ્રજાજનના આગેવાનોનાં મોંથી ત્રોટક હકીકત સાંભળી અશોકને અતિશય આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ. મહારાણી તિષ્યરક્ષા અને મહામંત્રી રાધાગુપ્ત પર તે અતિશય અસંતુષ્ઠ થયો, અને તે તરતજ પ્રજાજન સાથે નગર તરફ નીકળ્યો.

[ ૨ ]

નગર તરફ આવતાં આવતાં તેને પ્રજાજનને મોઢેથી આદ્યંત હકીકત મળી તે સાંભળી તેને અતિશય દુઃખ થયું. સેનાપતિ કુણાલ કુંજરકર્ણનો બંદીવાન થઇ પડયો છે, અને મગધની પ્રત્યક્ષ રાજ્ય લક્ષ્મી દેવી કાંચનમાલાનો જરાએ પત્તો લાગતો નથી; [illegible] અત્યંત વિલક્ષણ સમાચાર સાંભળ્યા ત્યારથી તો અશોક[illegible] હિંમતજ નાશ પામી!

રાજવાડાની દેવડી સુધી આવ્યા પછી અશોકે નાગરિકોને ન ગભરાવવા બાબત અશ્વાસન આપ્યું. અને તે રાજવાડામાં પ્રવેશ્યો. પહેલાં તે તિષ્યરક્ષાના મહેલ તરફ ગયો. ત્યાં તિષ્યરક્ષા અને મહા મંત્રી રાધગુપ્ત બંને કોઇ વિષયની મસલત કરતાં બેઠાં છે, એમ તેને જણાયું.

રાજા એકાએક રાજવાડામાં આવેલા જોઇ તે બંનેને જરા આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ. રાધગુપ્તની નજર તેના તરફ જતાંજ રાજાએ તેને પૂછયું "રાધગુપ્ત! હું આ સમાચાર સાંભળું છું તે ખરા છે કે?"

"કયા મહારાજ?"

"પેલો નીમકહરામ બંડખોર કુંજરકર્ણ મોટી સેના સાથે રાજધાની પર ચઢી આવે છે, એ ખરૂં કે?"

"એવા સમાચાર અમને તો મળ્યા નથી."

"તેને તક્ષશિલા આગળ જય મળ્યો એ તો ખરૂં ને?"

"હા, એ ખરૂં છે. કુંજરકર્ણે તક્ષશિલા પર વિજય મેળવ્યો; પરંતુ ત્યાંથી તે બહાર પડવાના સમાચાર અમને મળ્યા નથી."

તેના મોઢેથી આ સમાચાર સાંભળતાંજ **અશોકને** અતિશય ઉદ્વેગ થવા લાગ્યો. તેણે એકદમ પ્રશ્ન પૂછવાની શરૂઆત કરી. "કુણાલ કયાં છે? તેની શી અવસ્થા થઈ છે? કાંચન કયાં છે? તે રાજવાડામાંથી કયારે ગઇ? તમે આટલા દિવસમાં તે બંડખોરો ઉપર સૈન્ય મોકલવાની તજવીજ કેમ કરી નહિ! અને જે સૈન્ય ત્યાં પહેલેથીજ રવાના થયું છે, તેની ખરી બાતમી શી છે? આ ક્ષણ સુધી તો તક્ષશિલાની એકંદર સ્થિતિ શી છે, તે બદલ હું એક અક્ષર પણ જાણતો નથી! આતે રાજ્યનો બંદોબસ્ત કે મશ્કરી?"

**અશોકે** આ પ્રશ્નોના પ્રહાર એટલા વેગથી કર્યો, કે રાધગુપ્ત તેમાં ગુંગળાઇ જઇ ગભરાઇ ગયો. તેને રાજાના પ્રશ્નના ઉત્તર આપવાનું એ કંઈ ભાન રહ્યું નહિ. આ વખતે રાજા મહેલમાં આવશે, એવી તેને કિંવા મહારાણીને બીલકુલ કલ્પના ન હોવાથી તેમનાં પાપી હૃદય ખુબજ ગભરાઈ ગયાં હતાં. તેમાં રાજાએ પ્રશ્ન પર પ્રશ્નની પરંપરા શરૂ કરી તેથી રાધગુપ્ત તો દિઙમૂઢજ થઇ ગયો.

મેં આટલાં પ્રશ્ન પૂછયાં, પરંતુ રાધગુપ્તે તેમાંના એક પણ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ, એમ જોઇ **અશોક** સંતાપી ઉઠયો; અને તેણે ફરી એક વાર પાંચપચીસ પ્રશ્નનો તડાકો ચલાવ્યો. બિચારો રાધગુપ્ત અધિકજ ગભરાયો, અને એકાદ ગાંડા જેવો શૂન્યદ્રષ્ટિએ **અશોકના** ચહેરા તરફ જોવા લાગ્યો.

એટલામાં દૈવેજ રાધગુપ્તનો છૂટકો કર્યો. તે મહેલમાં એક કંચુકી આવ્યો, અને અમાત્યને નમ્રતાથી પ્રણામ કરી મૂંગે મોઢે ઉભો રહ્યો.

"અલ્યા શી બાતમી છે?" રાધગુપ્તે પુછયું.

"તક્ષશિલાથી એક માણુસ આવ્યો છે—"

"તે કોણ છે?" મહારાણીએ પૂછયું.

"હું એક રસાયનશાસ્ત્રી અને વિજ્ઞાનવેત્તા છું, એવું તે કહે છે; અને મહારાણી સાહેબની મુલાકાત લીધા વિના જવાનો નથી, એમ તે બેધડક બોલે છે."

રાજાએ પુછ્યું "શું બોલ્યો ? તે તક્ષશિલાથી આવ્યો છે ?"

કંચુકીએ નીચા નમી રાજાને પુનઃ પ્રણામ કર્યો, અને કહ્યું "મહારાજાનો જય થાઓ !"

"જય થવાનો હશે ત્યારે થશે—તે પોતાની ફુરસદ પ્રમાણે ! પણ મને પહેલાં કહે, તે માણુસ તક્ષશિલાથી આવ્યો છે ?

"એમ તે કહે છે, સરકાર !

"જા તેને તાબડતોબ અંદર લઇ આવ." અશોકે આજ્ઞા કરી.

કંચુકી પ્રણામ કરી તે માણુસને બોલાવવા બહાર જાય, એટલામાં રાધગુપ્ત બોલ્યો "ઉભો રહે, કંચુકી ! જતો નહિ—"

અશોક રાધગુપ્ત તરફ જોઇજ રહ્યો ! કંચુકી પણ ગભરાઇને એક વાર રાજા તરફ અને એક વાર રાધગુપ્ત તરફ વ્યાકુળ નજરે જોવા લાગ્યો.

"રાધગુપ્ત ! આનો અર્થ શો ?"

"દૂતનો મેળાપ કરવાનો આ વખત નથી. તે ભળતીજ વેળા આવ્યો, તો તેણે અમારી ફુરસદ પ્રમાણે થોભવું જોઇએ. વળી મહારાણી સાહેબ બહુજ ગળાઇ ગયાં છે. એમનાથી દૂતની મુલાકાત લઇ શકાવાની નથી !"

રાજાએ રાધગુપ્ત તરફ એક તીવ્ર દૃષ્ટિ ફેંકી. તે તુચ્છતા પૂર્વક કિંચિત્ હસી બોલ્યો "મહામાત્ય ! તેની તમારે શી પંચાત ! આ વેળા હું અહીં હાજર છું. મારો હુકમ અમલમાં મૂકાવોજ જોઇએ હું કહું છું તેમ મૂંગે મોઢે કરો. જા, કંચુકી, જા. તેને હમણા લઇ આવ."

કંચુકી પ્રણામ કરી નીકળી ગયો.

તે ગયા પછી રાધગુપ્ત જરા ગુસ્સામાં બોલ્યો "મહારાજ ! અમારી કારકીર્દિનો પાછો આરંભ થવાને હવે ઘણો અવકાશ નથી."

રાજા દાંત ઓઠ પીસી બોલ્યો "થોડાજ દિવસ છે, એ મને ખબર છે; પરંતુ એ વાત મને હરણુંજ યાદ દેવડાવવાનો તારો હેતુ શો છે ? "

"હેતુ એજ કે એક મોટા પાતકમાંથી આપનું સંરક્ષણ કરવું—"

રાજાએ તેના તરફ પ્રશ્નસૂચક મુદ્રાથી જોયું તે કાંઇ બોલ્યો નહિ.

" મહારાજ ! આપે એક વર્ષ સુધી આપનો તમામ અધિકાર રાણી સાહેબને આપ્યો છે. તે મુદત સુધી સ્વતંત્રતાથી કારભાર કરવાનો તેમનો મોભો હોવો જોઇએ. તેમને કોઇપણ બાબતમાં આપના તરફથી તલમાત્ર પણ હરકત આવવાથી આપનું વચન ફોકટ જશે અને આપને પ્રતિજ્ઞાભંગનું પાતક લાગશે."

" ત્યાં સુધીમાં મગધનું પ્રચંડ સામ્રાજ્ય રસાતાળમાં જશે, તેનું શું ?" એમ કહી અશોકે રાધગુપ્ત અને તિષ્યરક્ષા તરફ તુચ્છતાથી જોયું.

રાજા તેને આવી રીતે પૂછે છે, એટલામાં તક્ષશિલાના વિજ્ઞાનાચાર્યને લઈ કંચુકી અંદર આવ્યો, અને તેને ધીમેથી મહારાણી બતાવી દઇ તે ત્યાંથી જતો રહ્યો.

વિજ્ઞાનાચાર્યે મહારાણીને કે મહારાજાને કોઇનેજ પ્રણામ વગેરે કંઇ કર્યું નહિ. પોતાના ઉપરણા નીચેથી એક નાનો સરખો ડબો કાઢી તિષ્યરક્ષાના હાથમાં આપ્યો.

આચાર્ય વેદીઓ હોવો જોઇએ. એમ તેના તરફ જોતાંજ અશોકે તર્ક કર્યો. તેણે તેને પૂછ્યું. "તમે તક્ષશિલાથી આવો છો? ?

" કેટલી વાર અને કેટલા જણાને હું કહું કે, તક્ષશિલાથી આવ્યો? હું તક્ષશિલાથી આવ્યો—હું તક્ષશિલાથી આવ્યો—હું તક્ષશિલાથી આવ્યો—"

આચાર્યમાં આટલું બધું મૂર્ખત્વ હશે એવું અશોકે ધાર્યું ન હતું. તેને તેના અવિવેક બદલ ગુસ્સો આવ્યો નહિ—કંઇક કૌતુકજ લાગ્યું.

વિજ્ઞાનાચાર્યે રાજા તરફ જોયું સરખુંએ નહિ. મહારાણી તરફ વળી તે બોલ્યો. "દેવી! મારૂં મુખ્ય કામ તમારી સાથે છે."

"તે શું?"

"આ ડબામાં બે આંખ છે–"

"શું આંખ?! રાજા આશ્ચર્યથી બોલ્યો.

"વચ્ચે ગરબડ કરો નહિ! દેવી! આ આંખ અહીં સુધી લઇ આવતાં મને એટલું કષ્ટ પડયું છે કે ન પૂછો વાત. રાજમાર્ગમાં આવી કાઢેલી આંખ તાજી રાખવાને "વિશલ્યકરણી" ની જરૂર પડે છે તે રાજમાર્ગમાં ન મળવાથી રાનવનમાંથી

કાઢેલી આંખની વાત સાંભળતાંજ કઠોર મનની તિષ્યરક્ષાના અંગ પર પણ કાંટા ઉભા થયા વના રહ્યા નહિ. તેણે એક વાર અશોક તરફ જોયું. થોડી વાર તેણે મનમાં કંઇક વિચાર કર્યો. અને પછી દાંતથી અધરોષ્ઠ ચાવી તેણે તે ડબો ધીમેથી ઉઘાડયો, તે ડબામાં ખરેખર મનુષ્યની બે આંખ હતી!

તે આંખનું તેજ અને ચળકાટ આગળ પ્રમાણેજ હજીએ અત્યંત ઉજ્જવળ હતાં. ઝટ દઈ ડબો ઉંધો કરી તિષ્યરક્ષાએ તે આંખો જમીનપર નાખી, અને તેણે તિરસ્કારથી તે આંખો પગની ઠોકરે દૂર ઉડાવી દીધી. પછી રાજા તરફ કે અમાત્ય તરફ ન જોતાં તે ત્યાંથી ઝપાટાબંધ દોડતી નીકળી ગઇ!



આ સઘળો અનપેક્ષિત પ્રકાર જોઇ, તિષ્યરક્ષાએ એક ગાંડી જેવું ચલાવેલું વર્તન જોઈ અશોક તો હતબુદ્ધજ થઇ ગયો ! તેને તેનો કંઇજ અર્થ સમજાય નહિ ! રસાયનાચાર્ય તરફ ફરી તેણે જરા ધમકાવીને પ્રશ્ન પૂછયો "આ શો પ્રકાર છે ? આ આંખ કોની ? એ તમને કયાંથી મળી ?"

રાજાના આ પ્રશ્ન તરફ તેણે લક્ષ પણ આપ્યું નહિ. તક્ષશિલાથી આડે માર્ગે આવતાં પોતાના કેવા હાલહવાલ થયા, તેનુંજ તે રસિકપણે વર્ણન કરતો હતો. 'વિશલ્ય કરણી' મેળવવા તેને કદી ભયંકર વિષાદિ સર્પના મોંમાં પડવું પડયું, તો કદી વાઘના યમરૂપી જડબામાં સપડાવું પડયું, આવાં મહા ભયંકર સંકટ જો ન વેઠયાં હોત, તો આ આંખો તાજી રહી શકત નહિ; એ એકજ વાત તે વારંવાર ડોલ્યાં કરતો હતો. મારા જેવો હોશિયાર વિજ્ઞાનાચાર્ય અને હિંમતવાન પ્રવાસી દુનીઆમાં એક પણ નથી, એ તેના રંગનિરૂપણમાંનો મુખ્ય મુદ્દો હતો.

તિષ્યરક્ષા નીકળી ગયા પછી રાજાએ અને રાધગુપ્તે તેને અટકાવવા પ્રયત્ન કરી જોયા; પરંતુ તેમાં તેમને બીલકુલ જશ મળ્યો નહિ. છેવટે રાધગુપ્ત ક્રોધથી તીવ્ર સ્વરે બોલ્યો " તમે માણુસ છો કે કોણુ છો ?"

તે હસીને બોલ્યો "તમારામાં આટલી બધી મૂર્ખતા છે, તે હું જાણુતો ન હતો ! હું માણુસ છું, કે બીજું કોઇ પ્રાણી છું, એ મારા તરફ જોઇને પણુ તમે સમજી શકતા નથી ?"

"મહારાણી સાહેબ કયારનાં નીકળી ગયાં, એ તમને દેખાતું નથી કે ?"

"કેમ ગયાં ?"

"તેમની પ્રકૃતિ સારી નથી. તમને આ ભળતી વેળા અહીં આવવાનું કોણે કહ્યું ?"

"બળતી વેળા કેવી ?"

"બળતી વેળા નહિ તો બીજું શું ? મહારાણી સાહેબની તબીયત આ વેળા ઘણીજ બગડી ગઇ છે. તેમણે તમારૂં કહેવું સાંભળ્યું- એ નથી."

"એ તેમની મૂર્ખતા છે, તેને હું શું કરૂં ? તક્ષશિલા જેવા દૂરના પ્રદેશમાંથી અતિશય દુઃખ વેઠી હું પાટલિપુત્ર સુધી શું કરવા આવ્યો ?"

તમને કોણે મોકલ્યા ?" અશોકે પૂછ્યું.

"મને શી ખબર ?"

"એટલે ? તમને મોકલનાર કોણ તેનીએ ખબર નથી ?"

"એકે મને ખૂબ પૈસા આપ્યા અને કહ્યું, કે આ આંખો લઇ તમે પાટલિપુત્ર જાઓ અને તાજીને તાજી રાખો મહારાણીને સ્વાધીન કરો. પૈસા આપતાં તેણે મને એમ પણ કહ્યું કે 'જો તમે મહારાણીના હાથમાં આ આંખો તાજીને તાજીને પહોંચાડશો, તો તે પણ તમને ઘણી મોટી બક્ષીશ આપશે !"

અશોકે પૂછ્યું "પણ તે માણસ કોણ ? તમને આંખ કોણે આણી આપી ?"

આચાર્ય બોલ્યા "ફરી ફરીને શુ પૂછો છો ? મેં એકવાર કહ્યું ને કે તે માણસ કોણ તે હું બીલકુલ જાણતો નથી ?"

"તો પછી તમે આ કામ માથે કેમ લીધું ?" રાજાએ હસીને પૂછ્યું.

"લેવામાં શું છે ? મને લેવાની જરૂરજ હતી. મને પૈસાની ઘણી જરૂર રહે છે. તે માણુસે મને ઘણા પૈસા આપ્યા, ને મેં તેનું કામ સ્વીકાર્યું."

"તમને પૈસાની કેમ જરૂર પડે છે ?"

"તમારા જેવા સામાન્ય માણુસની પેઠે મને ઉદરપોષણ માટે કે કુટુંબપોષણ માટે પૈસાની જરૂર નથી. મને રસાયનાદિ અનેક

ભૌતિકશાસ્ત્ર સંબંધી અનેક પ્રયોગ કરી જોવા પડે છે, તે માટે મને ઘણા પૈસા લાગે છે, તે માણસે મને ઘણોજ પૈસો આપ્યો, અને કામ કર્યા પછી ખૂબ પૈસા મળશે એવું તેણે મને આશ્વાસન પણ આપ્યું, માટે મેં આ કામ કબુલ કર્યું. નહિતો અહીં કોને અડી બેઠું હતું ?"

"તે માણસ જો તમારા જોવામાં આવે તો તેને તમે ઓળખો ખરા ?"

"નહિ."

"તમે આવ્યા કયાંથી ? તક્ષશિલાથીજને ?"

"નહિ, તક્ષશિલાથી નહિ."

"તો ?"

"વાસુકીશિલાથી."

"તે કયાં છે ?"

"આ કેવું તમારૂં અજ્ઞાન ? મારા જેવા વિખ્યાત વિજ્ઞાનવેત્તાનું વસતિસ્થાન પણ જાણતા નથી ?"

"ક્ષમા કરો." અશોક હસીને બોલ્યો. "કહેશો તો મારાં અજ્ઞાનનો નાશ થશે."

"વાસુકીશિલા તક્ષશિલાથી આઠ કોશ પૂર્વે છે."

"એમ ! વારૂ, તે બાજુ તરફ કંઇ હુલ્લડ તોફાન થયું કહેવાય છે તેની કંઇ બાતમી તમને મળી છે ?"

"હુલ્લડ ? કયાં હુલ્લડ થયું છે ?"

"તક્ષશિલા."

"હા, હવે યાદ આવ્યું. તક્ષશિલા આગળ હુલ્લડ થયું હતું ખરૂં. પાંચ કે છ મહીના થયા. કેટલાક કપાએલાં પગ મેં જેવાને તેવા જોડી બરાબર કરી આપ્યા હતા, હુલ્લડની ધમાલમાં તે માણસના પગ કપાઇ ગયા હતા, એવું તે વેળા મને કોઇએ કહેલું સાંભરે છે ખરૂં."

આ આચાર્ય મહા મૂર્ખ છે. એની પાસેથી જોઇએ તે માહીતી મળવાનો સંભવ નથી, એવી અશોકને ખાતરી થઇ. પરંતુ તેની મૂર્ખતા ભરી વાતચીતથી મનને કંઇક આનંદ થશે એમ લાગ્યું, અને હજીએ થોડી વાર સુધી તેને કેટલાક પ્રશ્ન પૂછવા એમ તેણે ઠરાવ્યું;

"તમને શાના પ્રયોગ કરવામાં આટલા પૈસા લાગે છે?"

"મેં તમને આગળ કહ્યું છે. તમે ઘણાજ ભૂલકણા દેખાઓ છો. અનેક ભૌતિકશાસ્ત્રીના પ્રયોગ મારે કરવા પડે છે."

"હાલ કયો પ્રયોગ ચાલે છે?"

"માણુસનુ આંધળાપણું કેમ દૂર થાય, તે વિષે હાલ મારા પ્રયોગ ચાલે છે."

"તમને ઘણા પૈસા જોઇએ છે ને ?"

"વાહ ! આ કેવો પ્રશ્ન ? તમને તો પૈસા નહિ જોઇતા હોય ? પૈસાની ભૂખ બધાનેજ લાગી રહેલી હોય છે."

રાજા હસીને બોલ્યો "તો પછી તમે અશોક રાજા ગાદી પર બેસે ત્યારે અહીં આવજો. તે તમને ઘણું મોટું ઈનામ આપશે."

"અરે ! અશોક રાજા કેવો ને મને ઇનામ કેવું ! મોટા લોક તેટલા કંજુસ. મહારાણીનું મેં આટલું મોટું કામ કર્યું, તો તેણે મને એક ફૂટી બદામ તો આપવી હતી !"

"પરંતુ તે વખતે આવો તો તમને શું નુકસાન થશે ?"

"હું ! અશોકના રાજ્યાભિષેક સુધી હું અહીં માખી મારતો બેસું ?"

"બેસો, તો શો તોટો જાય એમ છે ?"

"રહ્યો હોત, પણ અશોક પાછો ગાદી પર બેસે એવી મને ખાતરી હોત તો અહીં પંદર વીસ દિવસ રહેવાને આગળ પાછળ જોયું ન હોત–"

"તો તે પાછો ગાદીપર બેસવાનોજ નથી, એમજ ને !"

"અરે તેને તે ગાદી પાછી શાની મળે ? જેણે એકવાર પોતાનું રાજ્ય મૂર્ખતાથી બીજાને–તેમાં વળી એક મૂર્ખ સ્ત્રીને–ખુદ જાતે આપ્યું, તે શું તેને ફરી મળે ? નામજ છોડો દોસ્ત !

રાધગુપ્તથી હવે ચુપ રહેવાય એમ ન હતું. તે તેને જરા ધમકાવણીના અવાજે બોલ્યો. "તમે તો મને તદ્દન મૂર્ખ જણાઓ છો–"

"હું કે તમે ?"

તમે–તમે કોની સાથે બોલો છો. તેનો તમને કંઇ ખ્યાલ પણ છે કે ?"

"ખ્યાલ હો યા ન હો, ખરૂં બોલવામાં બ્રહ્મદેવના બાપની એ બીતિ રાખતો નથી ! પ્રત્યક્ષ યમ આગળ ખરૂં કહેવાને હું ડરૂં એમ નથી !"

મંત્રી હસીને બોલ્યો "તમારી આ સત્યપ્રીતિ જોઈ મને ઘણો આનંદ થયો. તમે બહુ થાકી ગયા છો–"

"તદ્દન સાચી વાત છે-"

"માટેજ કહું છું કે તમે અતિથિશાલામાં જઇ હવે વિસામો લો."

"હવે હું અહીં શા માટે ઉભો રહું ?"

"મહારાણી સાહેબની સલાહ લઈ તમારી ઇનામની વ્યવસ્થા હું કરીશ–પછી તો તમને રહેવાને હરકત નથી ને ?"

"તો હું રહું છું. પણ હું ઇનામની આશાથી ઝાઝા દિવસ પડી રહેવાનો નથી.

રાધગુપ્ત હસીને બોલ્યો "નહિ હું તમને બહુ દિવસ નહિ રોકું દુનીઆને તમારી આટલી શોધનો ફાયદો છે, તો તમારો વખત નકામો ન ગુમાઉં હું આજેજ તમારા ઇનામની વ્યવસ્થા કરૂં છું"

"શાબાસ ! શાબાસ !" આચાર્ય આનંદથી ડોકું ધુણાવી બોલ્યો "તમને માત્ર મારી ખરી પરીક્ષા છે એમ જણાય છે."

"ચાલો, આ કુચુંકી તમને અતિથિશાલામાં લઈ જશે."

આચાર્ય અશોક તરફ વક્ર દ્રષ્ટિએ જોતો કુંચુંકીની પાછળ પાછળ ચાલ્યો ગયો.

[ ૨ ]

આચાર્ય ત્યાં હતા. ત્યાં સુધી તેના વેદીઆપણાના ભાષણથી રાજાનું મન ઉદ્વિગ્નતા વિસરી તેમાં લાગ્યું હતું. પરંતુ તે જતો રહેતાંજ તેને પાછી પૂર્વસ્થિતિ પ્રાપ્ત થઇ. અશોકે તીવ્ર સ્વરે રાધગુપ્તને પૂછ્યું ',આ બધું છે શું ?"

રાધગુપ્તે અશોકના પગ પર માથું મૂક્યું અને હાથ જોડી નમ્રતાથી તે બોલ્યો "મહારાજ ! હજી કેટલાક દિવસ સુધી મને આપ પૂછતા નહિ. હું આપનો સેવક છું, પરંતુ હાલ તમેજ મને બીજાના તાબામાં સોંપી દીધો છે. રાજ્યનો કારભાર અતિ કઠણ છે,એ મારે મહારાજને કહેવું પડે એમ નથી. હજીએ કેટલાક દિવસ સુધી મારી માલિકની આજ્ઞા સિવાય હું આપને કંઇપણ કહી શકું એમ નથી."

"તે ઠીક છે; પરંતુ નાગરિકનાં ભય નિવારણ કરવાની તમે શી તજવીજ કરી છે ?"

"મહારાણીની ઇચ્છા પ્રમાણેજ સર્વ કંઈ થયે જાય છે."

એટલામાં તક્ષશિલાથી બીજો એક દૂત આવ્યાની વર્દી આવી. અને અશોકની આજ્ઞાથી તે અંદર આવ્યો. તેણે ભયંકર બાતમીજ કહી. કુણાલ બંદીવાન થયા પછી તેનું સૈન્ય કેટલાક બંડખોરને મળ્યું અને બીજા ત્યાંના લોકોપર ખૂબ અત્યાચાર કરવા લાગ્યા છે ! ત્યાં જો તાબડતોબ સૈન્ય અને કોઇપણ નિગાહબાજ શૂરવીર સેનાપતિ રવાના નહિ થાય, તો લાખો લોકો નાહક માર્યા જશે ! "

આ બાતમી મળતાંજ અશોક અને રાધગુપ્ત ત્વરાથી મહારાણી પાસે ગયા. મહારાણીનું પ્રક્ષુબ્ધ થએલું મન હજીએ શાંત થયું નહતું તેણે હાથથીજ ઇશારત કરી તેમને ત્યા થોડીવાર બેસવાને કહ્યું, અને તે પોતાની શય્યાપર જરા આળોટી.

પરંતુ તેમને ઘણીવાર રાહ જોવી પડી નહિ. થોડી વારમાંજ તિષ્યરક્ષા તેમની પાસે આવી, અને અશોકને ઉદ્દેશી બોલી "મહારાજ! હવે મને રાજ્યની જરૂર નથી! ગમે તેવી પણ હું સ્ત્રી રાજ્યની ચિંતાનો ભયંકર ભાર હવે મારાથી સહન થતો નથી!"

મહારાણીની પ્રકૃતિ ઘણી બગડી તે ફરી ફરીને યુકિત પ્રયુકિત થી રાધગુપ્ત અશોકને કહેતો હતો. તે બોલ્યો "એમની તબીઅત ઠેકાણે છે કયાં? એમને મસ્તકશૂળનો રોગ કાયમનોજ લાગુ પડી ગયો છે. પરમ દિવસે મૂર્છા આવી હતી, કાલે ભ્રમ થયો હતો. અને આજની સ્થિતિ તો આપ પ્રત્યક્ષ જુઓ છોજ"

રાજા બોલ્યો "નહિ. એક વરસની અંદર મારાથી રાજ્ય પાછું લઇ શકાય નહિ!"

રાધગુપ્ત બોલ્યો "તો પછી મહારાજે મુખ્ય મંત્રી થઇ મને રજા આપવી"

"રાધગુપ્ત હોવા છતાં બીજો કયો મહામાત્ય—"

તિષ્યરક્ષા વચ્ચે બોલી ઉઠી "તો પછી આ આનીઆનીને પ્રસંગે આપે મુખ્ય સેનાપતિ થવું."

"તારી આ સૂચના મને સારી લાગે છે. કોઇ પણ યુકિતથી પાટલિપુત્રના લોકોને શાંત કરી હું તક્ષશિલા જાઉં છું. હું પાછો આવું ત્યાં સુધી તમે જેવો રાજ્યકારભાર ચલાવો છો તેવોજ ચલાવો. માત્ર પ્રજાજનને નાહક ત્રાસ ન આપો"

તે દિવસથી અશોક સામ્રાજ્યનો સેનાપતિ થયો.



પોતાના પ્રિય પતિ તક્ષશિલામાં કેદ પડયો છે, એ અત્યંત અનિષ્ટ બાતમી સાંભળી ત્યારથી કાંચનમાલાના મનની સ્ફૂર્તિ નાશ પામી હતી. પોતાનું નિત્ય કર્મ તે જેમ તેમ કરતી; પરંતુ તેનું કારણ ટેવ અને અભ્યાસ હતું. છતાં તે કરવામાં તેને આનંદ કે ઉત્સાહ લાગતો નહતો. તે નિત્ય સંઘ-ભોજન કરાવે, દરરોજ દીનદરિદ્રી લોકોને અન્નવસ્ત્ર આપે; રોગીદુઃખીની સેવાચાકરી કરે; પરંતુ આ તમામ કામ નિત્યની ટેવથી કિંવા અભ્યાસથી તે યંત્રની માફક પાર પાડે.

પરંતુ તેને તરતજ સમજાયું, કે મન ઠેકાણે ન હોવાથી આ નિત્યનાં કામ મારે હાથે સારી રીતે પાર પડતાં નથી. એક દિવસ સંઘને ભોજન આપતી વખતે, વ્યાકુળ ચિત્તને લીધે હાથમાંની તમામ ખીર તેણે એકજ પત્રાળીપર પીરસી દીધી ! એક દિવસ એક રોગીને ઔષધ આપી આવી; બીજે દિવસે સવારે તેને એક અમુક જાતના પથ્યનું અન્ન આપવાનું હતું; પરંતુ સંધ્યાકાળ સુધી તેને આ વાતનું બીલકુલ સ્મરણજ થયું નહિ. સંધ્યાકાળે યાદ આવતાંજ કાંચન ત્યાં દોડતી ગઇ; કંઇપણ અન્ન પેટમાં ન જવાથી તે રોગી ભૂખથી મૃતપ્રાય થઇ ગયો છે, એવું તેને જણાયું. એક દિવસ તે એક દરિદ્રી બ્રાહ્મણ માટે કોઈ ખાવાનો પદાર્થ લઇ તેની ઝુંપડી તરફ જતી હતી. રસ્તે જતાં એક પુષ્કરણીને કાંઠે આવી, એટલામાં હું અને કુણાલ એક દિવસ આમાંજ સ્નાન કરવા આવ્યાં હતાં, એ વાત યાદ આવી અને તેનું હૈયું ભરાઈ આવ્યું. વિચારપર વિચાર આવવા લાગ્યા. ગર્યાશીર્ષ પર્વતપર કુંણાલે વાઘનો શિકાર કર્યો હતો ત્યાંથી તે તે દિવસના મુખ્ય મુખ્ય વાતોના ચિત્ર એક પછી એક તેના હૃદયપટપર ચીતરાવા લાગ્યાં. પુષ્કરણીને કાંઠે ઉભી રહી તે કેટલી વાર સુધી આજ ચિત્રપટ દર્શનમાં દંગ થઇ ગઈ–આત્મચિંતનમાં તે નિમગ્ન થઇ ગઇ; એટલામાં એક હિંમતવાન પક્ષીએ તેના હાલમાં ખાવાના પદાર્થપર બેધડક હલ્લો કર્યો. અને જોતજોતામાં તે પદાર્થ સફાચટ થઇ ગયો.

મનની આવી સ્થિતિમાં, કાંચનમાલાને હવે ઘેર રહેવું ગ્યોગ્ય લાગ્યું નહિ. જે કામમાં મનને ઉત્સાહ નહિ, આનંદ નહિ, તે યંત્ર પ્રમાણે કરવામાં અર્થ શો? જ્યાં રહેવાથી મનને ઉલ્હાસ લાગતો નથી, ત્યાં રહેવું ગ્યોગ્ય નથી, એમ તેને અંતરમાં લાગવા માંડ્યું. છેવટે વિચાર કરી કરીને કાંચનમાલા ઘરમાંથી બહાર નીકળી. બે પહોર રાત વીતી ગયા પછી ઘોર અંધકારમાં કાંચનમાલા પોતાનું કાંચનકુટીર છોડી પતિની શોધમાં નીકળી. એક પણ અલંકાર કે પહેરેલાં વસ્ત્ર સિવાય બીજું વસ્ત્ર તેણે લીધું નહતું. ઘર બહાર પડતાંજ તેણે શાકય ભિક્ષુકીનો વેશ ધારણ કર્યો. લાલ વસ્ત્ર પહેર્યાં. જે સુંદર કાળો કેશપાસ તેના પગ સુધી લટકતો હતો, તે તેણે પોતાના હાથે કાપી નાખ્યો. પોતાના અંગપર મૃત્તિકા લગાવી, પોતાની તપ્ત સુવર્ણ પ્રમાણે શોભતી કાંતિની ખૂબ ખરાબી કરી નાખી. પછી તેણે બુદ્ધ, ધર્મ અને સંઘને ભકિતભાવે પ્રણામ કરી હળવે હળવે રાજવાડા બહાર આવી, અને અનંત અંધકારના કાળા સમુદ્રમાં સોબતી સિવાય તેણે ઝંપલાવ્યું.

[ ૨ ]

પાટલીપુત્ર નગરથી તક્ષશિલા ઘણીજ દૂર હતી. એક ઠેકાણેથી બીજે ઠેકાણે ચિઠ્ઠી–પત્ર લાવ લઇજા કરવાને કમીમાં કમી એક મહીનો લાગતો હતો. આટલું દીર્ઘ અંતર કાપી કાંચનમાલા તક્ષશિલા સુધી કેમ જશે ? પરંતુ કાંચનમાલા એ એક ગ્યોગી ઋષિની કન્યા હતી. તેનો જન્મ પર્વતપરજ થએલો હોવાથી તેનું બાળપણ ગિરિગુફામાંજ ગયું હતું. રાજાવાડામાંનાં સુખોજ તેને કષ્ટદાયક લાગતાં હતાં. પક્ષીઓથી રાજવાડામાં દીલ ખોલી મુકત કંઠે ગવાતું નથી ! પર્વતના શિખરપરનો જે પવન પ્રફુલ્લિત કરે છે, તે મુકતવાયુની ગંધ પણ રાજવાડામાં કદી લાગતી નથી ! રાજવાડામાં એકમેક સાથે દીલ ખોલીને બોલીએ શકાતું નથી ! આ સર્વ પરિસ્થિતિથી કાંચનમાલાને રાજવાડોજ કષ્ટકર લાગે, તો તેમાં કંઇજ નવાઇ નથી. તેને રસ્તાના શ્રમની જરાપણ બીક લાગી નહિ.

પરંતુ આ પ્રસંગે રસ્તે ચાલતાં કાંચનમાલાને સ્પષ્ટ સમજાયું, કે પૂર્વના રસ્તે ચાલવામાં અને આ રસ્તે ચાલવામાં કેટલું અંતર પડયું હતું ! હવે ભાવનાના ભારથી મનને અતિશય પીડા થવાને લીધે રસ્તો ઘણોજ લાંબો, અને નીઠતાં નીઠે નહિ એવો લાગવા માંડયો. મારા પગ જાણે ઉંપડતાજ નથી એવું તેને લાગ્યું. બીજા વટેમાર્ગુ કરતાં તે ઝડપથી ચાલતી હતી ! પરંતુ તેનું મન બીજી તરફજ ભ્રમણ કરતું હતું !

રાજમાર્ગે જાઉં, તો કદાચ મને કોઇ ઓળખી લે, એ શંકાથી કાંચનમાલાએ તે માર્ગ છોડયો. રાજમાર્ગ વાંકોચુકો હતો. મગધ સામ્રાજ્યમાંના સર્વ મુખ્ય મુખ્ય શહેર આ એકજ માર્ગપર હોવાથી તે માર્ગે હું જાઉં તો ઇષ્ટ સ્થળે પહોંચવાને અતિશય વિલંબ થશે, એવો વિચાર કરી તેણે વચલો પગ રસ્તો પકડયો હતો. કદી મેદાનમાંથી, કદી ખેતરમાંથી તો કદી રાનમાંથી; કદી ગામમાંથી તો કદી મોટી મોટી નદીનાળાં તરી જઇને, તે પ્રતિનિષ્ઠ સાધ્વી કુળશિરોમણિ કાંચનમાલા પતિની શોધ માટે એક સરખી રસ્તો કાપતી જતી હતી. તેના હૃદયમાં પતિની મૂર્તિ રમતી હોવાથી, પતિના ચિંતનમાં તેને રસ્તાનો શ્રમ કદી પણ લાગ્યો નહિ !

એક દિવસ શરયૂ નદીના તીરપર પુષ્કળ સ્ત્રીપુરુષ એકઠાં થયાં, તેમને એકાએક એવું જણાઇ આવ્યું, કે મધ્યાહ્નના દેદીપ્યમાન સૂર્ય-કિરણમાં તલપતી એક દિવ્ય મૂર્તિએ—દેવ, ગંધર્વ, વિદ્યાધર કે કિન્નરે કોણ જાણે—એકદમ શરયૂના પાણીમાં ઝપલાવ્યું ! તે વેળા શરયૂ નદી મોટી મોટી ભયંકર તરંગમાલાથી મૃત્યુના જડબાંમાંની ભીષણ દંત-પકિત પ્રમાણે ખળભળતી અને પ્રક્ષુબ્ધ જણાતી હતી. બધા લોકો 'હાં હાં' કરતાં તેની પાછળ પાછળ દોડવા લાગ્યાં; કોઇ કોઈ તો નૌકા લઇ પાણી પર તેની પાછળ પાછળ જવાના ઉદ્યોગમાં લાગ્યા; પરંતુ તે દેવતાએ હાથથી ઇશારત કરી, કે મારી પાછળ કોઇ આવો નહિ, અને મોઢે **धर्मं शरणं गच्छामि। संघं शरणं गच्छामि। बुद्धं शरणं गच्छामि।** ' એ પાવન મંત્રનો ઉચ્ચાર કરતી કરતી

અને હમેસાં પ્રમાણે ઝપાટાબંધ પાણી કાપનારા હાથની સહાયથી અને સુદૃઢ છાતીની સહાયથી, શરયૂની પ્રચંડ ભીષણ તરંગમાલા ભેદી તે દિવ્યમૂર્તિ પાર તરી ગઇ અને થોડાજ વખતમાં શરયૂના બીજા તીરપર પહોંચી. પછી તેવાંજ ભીનાં વસ્ત્રે તે મૂર્તિએ પોતાનો આગળનો રસ્તો પકડયો.

[ ૩ ]

એક દિવસ રાતે, બે પહોરને સુમારે અહિચ્છત્ર નગરમાંનાં લોકો એકાએક ઉંઘમાંથી જાગી જઇ સાંભળે છે, તો પોતાની કોમલ મધુર-સુમધુર સ્વરલહરીથી આકાશપાતાળ ગજાવી નાખી ગાથાનું ગાયન ગાતું ગાતું કોઇ જઇ રહ્યું છે, એવું તેમને સમજાયું. કોઇ કહે, કે એ નગરની અધિષ્ઠાત્રી દેવતા છે! અને કોઇ કહે, કે એ એક દિવ્ય વિદ્યાધરી ગાતી ગાતી જઇ રહી છે!

બીજા થોડા દિવસની વાત. સંધ્યાકાળે મદિપુરના લોક એક મોટા તળાવની ચારે બાજુએ અસ્તવ્યસ્ત ઉભા રહી જોર જોરથી કકલાણ કરી રહ્યા હતા. તે તળાવમાં એક છોકરો પડયો હતો, તેને બહાર કાઢે એવો એક પણ છાતીવાળો પુરૂષ ત્યાં નહતો! તે બાળકનાં માબાપ મૃતપ્રાય થઇ છાતી કુટતાં જોર જોરથી રડી રહ્યાં હતાં. કોઇ કોઈ તેમને વેદાંત સમજાવી તેમને સાંત્વન કરવાનો પ્રયત્ન કરતા હતા; કોઈ તેમની સાથે રડતાં હતાં; અને કોઇ તારાને લાવવા નીકળી પડયા હતા. એટલામાં તેમને એક વિલક્ષણ ચમત્કાર જણાયો. જયધર્મ! જય સંઘ! જય બુદ્ધ! એવો મંત્રોચ્ચાર કરતી એક લાલ વસ્ત્ર પરિધાન કરેલી દેવી ત્યાં આવી. તે કોઇ સાથે એક શબ્દ પણ બોલી નહિ. તેણે આવતાંની સાથે તળાવમાં ભૂસ્કો માર્યો. તે એકદમ પાણીને તળીએ જઇ બેઠી. પછી કેટલીક વારે તળાવનું પાણી પૂર્વવત્ થયું. તળાવમાં બે માણસ છે, એવું એક પણ ચિન્હ પાણીના પૃષ્ટભાગ પર જણાયું નહિ! બધાંને લાગ્યું, કે કોઇ પણ યક્ષિણી આવી બાળકને લઇ પાતાળમાં પેસી ગઇ!

અરે બાપરે! આ શો ચમત્કાર! થોડીજ વારમાં તે બાળકને ખાંધ પર લઈ તે દેવી પાણી પર તરતી જણાવા લાગી. બાળક તદ્દન મૂર્છિત અવસ્થામાં પડયો હતો, અને તેને કંઇ પણ; ચૈતન્ય નહતું.

દેવી કાંઠા પર આવતાંજ, બાળકને લેવા માટે તેનાં માબાપ તેના તરફ દોડતાં આવી પહોંચ્યાં; પરંતુ તેણે તેમને હવાલે કર્યો નહિ. બાળકના અને પગ પકડી તેને ચકરચકર ફેરવવા લાગી લોકો તદ્દન આશ્ચર્યચકિત થઇ ગયા. બાળકનાં માબાપ ગભરાઇ જઇ દેવીના હાથ પકડી લેવા લાગ્યા; પરંતુ દેવીના હાથ રોકી શકે એટલું સામર્થ્ય ક્યાં માણસમાં હોય? થોડી વાર પછી દેવીએ તે બાળકને તેની માના ખોળામાં ધીમેથી સુવાડ્યો. જરા વાર રહીને તે બાળક પોતાની માના ખોળામાં હસવા-રમવા લાગ્યો. તમામ લોકો બાળકનાં માબાપના આનંદમાં નિમગ્ન થઇ ગયાં.

આણી મેર તે દેવી ક્યારની અંતર્ધાન થઇ ગઈ હતી !



## પ્રકરણ એકવીસમું. સાચો શિષ્ય.

કાંચનમાલા હળવે હળવે માણિકયાલા નગરે આવી પહોંચી. માણિકયાલા નગરથી બંડખોરોના પ્રદેશની શરૂઆત થતી હતી. માણિકયાલાના મુખ્ય મઠમાં કાંચનમાલા એક રાત રહી સઘળાં દેવમંદિરોની તેણે પ્રદક્ષિણા કરી, અને સવારમાં બુદ્ધ, ધર્મ અને સંઘનું મનમાં ને મનમાં સ્મરણ કરી નિર્ભય હૃદયે બંડખોરના પ્રદેશમાં પ્રવેશ કર્યો.

બે ત્રણ દિવસ સુધી તો તેને કંઇજ વિઘ્ન નડયું નહિ. ત્રીજે દિવસે શતદ્રૂ નદીને સામે પાર પહોંચ્યા પછી ત્રણ ચાર કોશ જતાંજ એક ઠેકાણે મોટું સૈન્ય એકત્ર થયું છે, એવું તેને જણાયું. સૈન્ય ભેગું થએલું જોઇ કાંચન બીજેજ રસ્તે જવા લાગી, અને થોડે દૂર આવેલા શાલવનમાં ધીમે ધીમે જઈ પહોંચી. તેથી આગળ થોડા અંતર પર ગઈ ન ગઇ, એટલામાં તેના મનને એકાએક બીક લાગવા માંડી. વનમાં ચોમેર પ્રચંડ શાલવૃક્ષ. તે વૃક્ષમાંથી અંદર ઘુસવાને ખરા બપોરનાં સૂર્યકિરણોનીએ છાતી ચાલતી નહતી. તે અંધકારમાં તેને એવું જણાયું કે કોઇ ઠેકાણે કામળા પડયા છે, કોઇ ઠેકાણે ફૂટેલાં માટીનાં રાંધવાનાં વાસણો પડયાં છે, અને કોઇ ઠેકાણે નાનાં મોટાં લાકડાંના ઢગલા પડયા છે; પરંતુ એ સર્વ પદાર્થ પાંદડાંના ઢગલાની આડે અને લતાનાં પર્ણપલ્લવની ઓથે સંતાડેલાં છે! આવા મોટા વિસ્તીર્ણ શાલવનમાં એક માણસ પણ દેખાતો નથી.

કાંચનમાલાએ ચોતરફ નીરખી જોયું, તો ખરેજ! એક પણ મનુષ્ય પ્રાણી તેને જણાયું નહિ. પાછલી બાજુએ ઘણેજ દૂર કોઇ પણ આવે છે, એવો ભાસ થયો હતો; પણ આવનાર માણસ હતો કે એકાદ જાનવર હતું, એ તેને કંઇજ સમજાયું નહિ! તે ત્વરાથી આગળ જવા લાગી. થોડેક છેટે તે ગઇ ન ગઇ એટલામાં એક વિકટ, ને ભયંકર અવાજ તેને સંભળાયો. તે અવાજના અનુરોધથી તેણે લક્ષ

પૂર્વક જોયું, તો કેટલાક પ્રચંડ શરીરના ઘોડેસવાર કેટલાક શિકારી જાનવર લઇ આવતા જણાયા. આ દેખાવ નજરે પડતાંજ કાંચનમાલા ઝાડની ઓથે ઓથે જવા લાગી.

આખી વનભૂમિ કંપાવનારો પ્રચંડ સિંહનાદ થયો, કે તરત પ્રત્યેક વૃક્ષપરથી બબ્બે ત્રણ ત્રણ એમ સેંકડો માણુસો નીચે ઉતર્યા, અને આખું અરણ્ય ભરાઇ ગયું. જ્યાં જ્યાં કાંચનમાલા દૃષ્ટિ ફેંકવા લાગી, ત્યાં ત્યાં તેને રણવેશજ જણાવા લાગ્યો. જ્યાં ત્યાં બ્રાહ્મણ સૈનિક નજરે પડયા. તેમનાં શરીર કદાવર હોઇ તે ખૂબ શકિતમાન જણાતા હતા. તેમનાં શરીર પરનાં વસ્ત્રો છિન્નભિન્ન થઈ ગયાં હતાં. તેમનાં શરીર અતિશય મેલાં જણાતાં હતાં. કેટલાકને ખભે યજ્ઞોપવિત હતાં, અને કેટલાકને ન હતાં. વૃક્ષપરથી કૂદકો મારતાંજ સઘળા સૈનિક પેલા ઘોડેસવારો તરફ દોડતા ગયા. આ ઘોડેસવારોએ સૈનિકો માટે ખાદ્ય સામગ્રી આણેલી હોવી જોઇએ, એમ જણાતું હતું; કારણ કે સઘળા તેમની તરફ બાવરા બાવરા દોડી ગયા.

આ બધો ચમત્કાર જોઇ, હવે મારો અહીં નિભાવ થવો શકય નથી, એમ વિચારી કાંચનમાલા ધીમે રહીને પાસેના એક વૃક્ષ પર ચઢી અને બે ડાળીથી તૈયાર થએલી બેઠક પર જઇ બેઠી. પરંતુ તે આગમચ કેટલાક દુષ્ટ સ્વભાવના સૈનિકોએ વૃક્ષ પરથી બેઠા બેઠા એક અસામાન્ય સુંદર રૂપની સ્ત્રી–જાણે સ્વર્ગની દેવતાજ–અરણ્યમાં આવેલી જોઇ હતી. કાંચનમાલાને જોતાંજ પ્રત્યેકના સ્વભાવ પ્રમાણે પ્રત્યેકના મનમાં જાત જાતની ભાવના જાગૃત થઇ હતી; પરંતુ તેઓ શું કરે? તે ઘોડેસવાર આવે ત્યાં સુધી ઝાડપરથી કોઇએ નીચે ઉતરવું નહિ, એવો તેમને સખત હુકમ હતો; તેથી તેઓ અત્યાર સુધી કંઇજ કરી શકયા ન હતા!

કાંચનમાલા ઝાડપર ચઢી સંતાઇ બેઠા પછી, તે અલૌકિક રૂપ-સુંદરી કયાં જતી રહી, તે સંબંધી તેમાંના કેટલાક હવે શોધ કરવા લાગ્યા; પરંતુ તેને શોધી કાઢવામાં તેમને ઝાઝો વખત લાગ્યો નહિ. તેઓ આમ તેમ કાકદૃષ્ટિથી જોઇ રહ્યા હતા, તેવામાં કેટલાકને એક

ઝાડ નીચે લાલ વસ્ત્ર નાખેલું મળી આવ્યું. તરતજ તે ઝાડ તરફ સાત આઠ સૈનિકો દોડતા આવ્યા. મારી સંતાવાની જગા સૈનિકોને જણાઇ ગઇ, હવે સંતાઇ બેસવું શકય નથી, એવી જયારે કાંચનમાલાને ખાતરી થઇ, ત્યારે તે તે વૃક્ષપર વધારે ઉંચે ચઢી ગઇ, અને બોલી "સાંભળો, મારા પતિની શોધ માટે હું અતિશય ચાલી અહીં સુધી કષ્ટ વેઠી આવી છું. મારા પતિ તક્ષશિલામાં બંદીવાન થઇ પડયા છે. હું ત્યાં જાઉં છું. મને કોઇ વિઘ્ન કરતા નહિ!"

તે સૈનિકમાંનો એક હલકટ સિપાઇ બોલ્યો. "પતિ માટે એટલે દૂર જવાનું તને કંઇ કારણ નથી! તને આ ઠેકાણેજ અમારામાંથી જોઇએ તેટલા પતિ મળશે!"

બીજા એકે કાંચનને પૂછયું "ખરૂં કહે, તું પતિની શોધ માટે નીકળી છે કે ઉપપતિની? તને પતિ જોઇતો હોય તો અહીં જોઇએ તેટલા મળશે; ઉપપતિ જોઇતા હોય તો તે કહે, તેમનો પણ અહીં ખૂબ વધારો છે!"

એમ કહી તે અને તેના એક બે સોબતી તે ઝાડપર ચઢવા લાગ્યા. કાંચન તેમને ધમકાવીને બોલી. "ખબરદાર હોં, ઝાડપર કોઇ ચઢતા નહિ! યાદ રાખજો કે કોઇ પણ ઉપર આવશે તો લાત મારીને નીચે ફેંકી દઇશ!"

કાંચનનું આ બોલવું સાંભળી સઘળા જોર જોરથી હસવા લાગ્યા, અને તેના બોલવાની મશ્કરી કરી ઝપાટાબંધ ઉપર ચઢવા લાગ્યા. ચઢતાં ચઢતાં એક જણ કાંચનની છેક પાસે આવી લાગ્યો, એટલામાં કાંચનમાલાએ તેની છાતીમાં એવી જોરથી લાત મારી, કે તે લોહીના કોગળા ઓકતો ઝાડ નીચે અમળાઇને પડયો.

પોતાના સોબતીની આવી સ્થિતિ જોઇ પેલા બીજા બે સૈનિક ઉપર ન ચઢતાં ઝપાટાબંધ હેઠે ઉતર્યા. જરાવારમાં તે ઝાડ નીચે તેમનું ટોળું મળ્યું, અને આગળ શું કરવું તે સંબંધી માંહોમાંહે ચર્ચા શરૂ થઇ. પરંતુ ઝાડપર ચઢી કાંચનને શિક્ષા કરવાની હિંમત હવે એકને

પણુ થઇ નહિ. કોઇ તેને ‘ ડાકણુ, ચૂડેલ ’ કહેવા લાગ્યા, તો કોઈ ‘ એ દેવીજ હોવી જોઇએ ! ’ એમ પ્રતિપાદન કરવા લાગ્યા. ‘ એને મૂગે મોઢે જવા દો ’ એમ કેટલાકે સલાહ આપી, તો ‘ એ જે અર્થે પતિની શોધ માટે આવી છે, તે અર્થે એને એક બે પતિ કરીજ આપવા જોઇએ, ’ એમ બીજા કેટલાક જોર જોરથી કહેવા લાગ્યા.

તે સૈનિકોમાં એવી ચર્ચા ચાલુ છે, એટલામાં દૂર ભેગાં કરેલાં લાકડાં અને કામળામાં આગ લાગી છે, એવું બધાને જણાયું. આગ ક્ષણે ક્ષણે વધતી ચાલી. અગ્નિદેવ પોતાની પ્રચંડ લળ લળ થતી જીભથી તે આખા રાનનેજ સ્વાહા કરી નાખે છે કે શું, એવો સર્વને ભાસ થયો. તે આગની આસપાસ ભયંકર ધુમાડો પ્રસર્યો, અને તેથી આખા જંગલમાં ધાડો અંધકાર વધારે ધાડો થયો. જે ઠેકાણે ઘોડેસવારોએ આખો દિવસ ખટપટ કરી, અતિશય શ્રમ કરી ખાદ્યપદાર્થના ઢગલેઢગલા રચી મૂકયા હતા, તે ઠેકાણે જોતજોતામાં પ્રચંડ આગ ભડકતી આવી પહોંચી. સેનાપતિ વારંવાર રણશિંગ અને કર્ણ ફુંકવા લાગ્યો. તે પ્રચંડ સૈન્યનો પ્રાણુ જેના પર અવલંબી રહ્યો હતો, તે અન્નરાશિ પાર કરવાની, તે પોતેજ ઓઇયાં કરવાની અગ્નિ નારાયણે ખટપટ ચલાવી હોય, એમ સ્પષ્ટ જણાતું હતું. તે વેળા પેલા ઝાડ નીચે ભેગા થએલા સૈનિકો ખાદ્ય પદાર્થનું અગ્નિથી રક્ષણ કરવાને ત્યાં દોડતા જઈ પહોંચ્યા. ફક્ત કાંચનમાલાએ જેને લત્તાપ્રહાર કરી નીચે નાખ્યો હતો, તે અને બીજો એક પ્રચંડ ને વિકટ આકારનો માણસ તે ઝાડ નીચે રહ્યા. તેઓ વારંવાર તે ઝાડ તરફ પોતાની ક્રૂર દૃષ્ટિ ફેંકતા હતા. તેમના મનમાં શો હેતુ હોવો જોઇએ, એ કહેવું કઠણ હતું. પણ એકંદર તેમનો ડોળદમામ જોતાં તેમનો હેતુ દુષ્ટ હોવો જોઇએ, એવું અનુમાન કરવું વાજબી હતું.

ઝાડ નીચેના તમામ લોકો ચાલ્યા ગયા છે એવું જોઇ હવે ઝાડ પરથી નીચે ઉતરવું, એવો કાંચનમાલાએ વિચાર કર્યો; પરંતુ બીજીજ ક્ષણે આવા ક્રૂર, દુષ્ટ યમદૂતના હાથમાં સપડાવું એ આત્મઘાત કર્યા

સમાન છે, એમ તેણે ધાર્યું. તે હવે નીચે ઉતરવાને બદલે ઝાડના ઉપલા ભાગ તરફજ ધીમે ધીમે ચઢવા લાગી, અને નીચેના બે દુષ્ટ યમદૂતના હાથમાંથી છૂટકો થવાનો ઉપાય છે કે નહિ, તે વિષે મનમાં વિચાર કરવા લાગી.

પરંતુ પ્રત્યક્ષ ભગવાન સિવાય પતિવ્રતાની વહારે ધાનાર કોણ છે? પ્રભુએ કાંચનમાલાના છુટકાની તક આપોઆપ આણી આપી. તે ઝાડ ખુબ ઉંચું હતું. કાંચન છેક ઉંચે જઇ આમ તેમ જોવા લાગી તો તે અરણ્યને ઘેરો ઘાલતાં ઘાલતાં અસંખ્ય સવાર પૂર વેગથી દોડતા આવી રહ્યા છે, એમ તેને જણાઈ આવ્યું. તેમના તીક્ષ્ણ ધારવાળા ભાલાના પાના પર બપોરના સૂર્યનાં કિરણ પડી, પરાવર્તન પામી છિન્ન ભિન્ન થતાં હતાં.

તેઓ ઘેરો ઘાલતાં ઘાલતાં જોત જોતામાં પેઠા, અને જે વૃક્ષ પર કાંચનમાલા ચઢીને બેઠી હતી તેની પાસેજ બ્રાહ્મણસેનાની પાછળ પડી જબરદસ્ત હલ્લો કર્યો. જતાં જતાં એક સવારે તે ઝાડ નીચે બેઠેલા પેલા બંને યોદ્ધાની પીઠપર પોતાના ભાલાના બે જબરા ઘા કર્યા; એટલામાં તેમણે પણ યુદ્ધ માટે તૈયાર થઇ સરસર પોતાની તલવાર બહાર કાઢી; પરંતુ તેટલામાં ભાલાના બીજા પાંચ સાત ઘા વાગતાંજ તેમનાં શરીર ઘણાં ઘાયલ થયાં અને ધડ દઈ જમીન પર પડયાં.

આવી સ્થિતિમાં બ્રાહ્મણ સૈનિકો અતિશય ગભરાઇ જાય, એમાં આશ્ચર્ય જેવું ન હતું. તેમની આગળ ભયંકર, પ્રચંડ આગ હતી, અને પાછળ ઘોડે સવારનું અસંખ્ય સૈન્ય હતું. આવી ભયંકર કાતર વચ્ચે સપડાવાથી તેઓ કેટલીક વાર સુધી તો હતબુદ્ધજ થઇ ગયા. પરંતુ તેઓ પણ વીરજ હતા. લડાઇમાં પાછા હઠવું એ તેમની ઘણી પેઢી થયાં જાણ્યુંજ ન હતું. ઋગ્મંત્ર ભણી અગ્નિ દેવની સ્તુતિ કરી, પછી તેને ભકિતભાવ પૂર્વક નમસ્કાર કરી તેમણે પોતાનાં મોં ફેરવ્યાં, અને સવારોના સૈન્ય પર તેમણે પણ ચઢાઈ કરી. તે વખતે સવાર સાથે

સવાર, ઘોડા સાથે ઘોડા, સવાર સાથે પાયદળ; અને પાયદળ સાથે ઘોડા લડતાં લડતાં ભયંકર શૂરાતન દેખાડવા લાગ્યા.

કાંચનમાલા તે વૃક્ષ પરથી '**युधस्य रम्या कथा**' પ્રત્યક્ષ અવલોકન કરતી હતી. ધુમાડાના ગોટાથી ઉત્પન્ન થએલા અંધકારથી તેને કોઇપણ ઠેકાણે સારૂં જણાતું ન હતું; પરંતુ તેને માત્ર સારી રીતે સંભળાતું હતું. ઘોડા કર્ણકઠોર ચીસ પાડતા પાડતા ધબાધબ પડતા હતા, અને ભયંકર રણહાંકલ કરતા કરતા માણુસ પર માણુસ પટાપટ પડતા હતા. ભયંકર આગમાં માણુસનાં અને ઘોડાનાં શરીર બળી બળીને નીકળતાં હતાં, પરંતુ કોઇએ પણ રણભૂમિ પર શત્રુને પીઠ બતાવી ન હતી.

આ ભયંકર દેખાવ કાંચનમાલાથી ઘણીવાર જોઇ શકાયો નહિ. તેણે તરતજ પોંતાની નજર પાછળ ફેરવી. જે બે યમદૂતના ભયથી તે ઝાડ પરથી નીચે ઉતરી શકતી નહતી, તે હવે જમીન પર અસ્તાવ્યસ્ત થઇ પડયા હતા, એવું તેને જણાયું. તેમની એવી સ્થિતિ જોતાંજ કાંચનમાલાનું કરૂણુ હૃદય અતિશય કળકળ્યું. તે એકદમ વૃક્ષ પરથી નીચે ઉતરી, તેમની પાસે આવી જુએ છે, તો તે બંને મરણદ્વાર પાસે આવી પહોંચ્યા છે, એવું તેને જણાયું.. ભાલાનાં પાનાં તેમની છાતીમાંથી પસાર થઈ પીઠ ચીરી બહાર નીકળ્યાં હતાં, એવું કાંચનમાલાને જણાયું. તેઓ શુદ્ધિમાં નહતા એમ કહીએ તો ચાલે

કાંચનમાલા તેમની છેક પાસે ગઇ ત્યારે મહાકષ્ટે હાથ જોડી અત્યંત ક્ષીણુ સ્વરે કહ્યું "દેવી ક્ષમા–" તેનામાં વધારે બોલવાની શકિતજ રહી ન હતી.

પહેલા સૈનિકના હૃદય પર હાથ મૂકી, તેના નાક આગળ આંગળી લઇ જઇ કાંચનમાલાએ ઘણીજ પરીક્ષા કરી; પરંતુ તેના શરીર પિંજરમાંથી પ્રાણુપક્ષી ઉડી ગયું છે, એવું તેને જણાયું. તે બીજા સૈનિકની પાસે આવી લક્ષપૂર્વક જોવા લાગી. તેનામાં થોડું બહું

ચૈતન્ય છે, એવું જણાયું. તેના શરીરમાં ઘુસેલો ભાલો જો કાઢવામાં આવે, તો તે જીવે, એમ તેને લાગ્યું.

ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી કાંચનમાલાએ તેના શરીરમાંનો ભાલો ખેંચી કાઢ્યો. તરતજ તેના શરીરમાંથી રક્તધાર વેગથી વહેવા લાગી. કાંચને તરતજ પોતાના રક્તવસ્ત્રનો એક છેડો ચરૂર લઇ ફાડી નાખ્યો, અને તે ધીમે ધીમે તેના જખમમાં દાબ્યો. આસપાસ પાણી ન જણાયાથી તેણે બે ચાર ચપટી ઝીણી ધૂળ લઈ જખમના મોં પર ભભરાવી અને પાસેની એક બે લતાનાં પાંદડાંનો રસ કાઢી તેથી તે જખમ ભરવાનો પ્રયત્ન કરવા લાગી.

એટલામાં એક ઘોડેસવાર ટુકડી ત્યાં આવી પહોંચી, તેની સાથે વજન લાધેલાં ઉંટ અને ગધેડાં પણ હતાં. તેમનામાં એક કદાવર અને જબરો સવાર હતો, તેજ તેમનો નાયક હોવો જોઇએ એમ એમ જણાતું હતું ત્યાં આવતાંજ બે માણસ મૃતવત્ પડયા છે. એવું તેને જણાયું. તરતજ તેણે પોતાની ટોળીમાંના માણસોને તેઝાડ તરફ સપાટા બંધ આવવાને ઇશારત કરી, અને તે તેમની ધણી પાસે આવ્યો તે વેળા કાંચનમાલા લતાનાં પાંદડાંનો રસ કાઢી તે જખમી માણસના જખમમાં નાંખવાની ખટપટ કરતી હતી.

પેલો નાયક જરાવારમાં પોતાના ઘોડા પરથી નીચે ઉતરી પોતાના ગધેડા પરનો બોજો નીચે ઉતારવા લાગ્યો. એક ગાંસડીમાંથી તેણે કોઇ એક ઔષધ બહાર કાઢયું. અને તે તે રોગીના સર્વાંગે ધીમે ધીમે ચોળી તેના તરફ જોયા કર્યું.

થોડી વાર પછી પેલો રોગી શુદ્ધિમાં આવ્યો. તેણે કાંચનમાલાની સામે જોઇ કહ્યું " કોણ દેવી તું ?–"

નાયકે કાંચનને પૂછ્યું " આ તારો કોણ ?"

એટલામાં રોગી વચ્ચે બોલી ઊઠયો " હું એનો કટ્ટો શત્રુ ?"

નાયકે પાછું કાંચનને પૂછ્યું "તું તારા શત્રુની સેવા કેમ કરે છે ?"

કાંચનમાલા બોલી " એને ભયંકર દુઃખ થાય છે, એ જોઇ હું પાછલી બધી વાત ભૂલી ગઈ! "

કાંચનના આ શબ્દ સાંભળી પેલા નાયકના મનની ચમત્કારી સ્થિતિ થઇ. તેણે એક મોટો નિસાસો નાખ્યો અને આકાશ તરફ જોઈ તે " ગુરુદેવ–ગુરુદેવ ! " બોલી ઊઠયો.

આ જોઇ કાંચનમાલાને આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહિ તેણે પૂછયું " તમારા ગુરુદેવ કોણ ? "

તેણે આકાશ તરફ જોઇ હાથ જોડી કહ્યું " મારા ગુરુદેવ કયા તે હું જાણતો નથી. "

" એટલે ? કાંચને આશ્ચર્યથી પૂછયું.

" માતા ! હું પહેલાં ચાંડાળ હતો. અને તક્ષશિલા નગરીમાં મારાનું કામ કરતો હતો. એક દિવસ તે નગરીના અધિકારીએ મને અને એક બીજા ચાંડાળને કિલ્લામાંની એક એકાંત અંધારી કોટડીમાં બોલાવ્યા, અને ત્યાં અગાઉથી આણી રાખેલા એક પુણ્યશીલ ઋષિની આંખો કાઢવાનું કામ અમને સોંપ્યું. મારા સોબતીએ પોતાની આંગળીથી તેની આંખો કાઢી. પ્રત્યક્ષ આંખો કાઢવામાં આવી, તોપણ તે મુનિને કંઈજ થયું નહિ, એમ મને જણાયું, હું તેમને તે બદલ પૂછતો હતો એટલામાંજ—માતા, તેં જે હમણા મને કહ્યું, તે સાંભળીને તે મુનિના તે વખતના શબ્દ મારા કાનમાં ગુંજવા લાગ્યા ! તે પછી મેં મારા ગુરુદેવને શોધી કાઢવાનો ઘણોએ પ્રયત્ન કર્યો; પરંતુ દુષ્ટ ચાંડાળ બ્રાહ્મણે તેને કયા સંતાડી મૂકયો છે, તેનો બીલકુલ પતોજ લાગ્યો નથી. તે દિવસથી મારો દુષ્ટ ધંધો મેં છોડયો, અને યુદ્ધમાં જખમી થઇ પડેલા માણસને ઔષધોપચાર કરવાનું કામ શરૂ કર્યું. મારી સાથે જે આ લોકો આવ્યા છે, એ બધા ચાંડાળ છે. અને એમણે મારો મત માન્યો છે. અમે બધા એજ કામ કરીએ છીએ."

તે ચાંડાળ આ બધી હકીકત કહેતો હતો તે વેળા કાંચનમાલાના હૃદયની સ્થિતિ કંઇ વિલક્ષણજ થતી ચાલી હતી. તેના મનને અતિશય

દુઃખ થવા લાગ્યું. વચ્ચે વચ્ચે તે દિવસના સ્વપ્નનું સ્મરણ થતું, અને તેથી તેનું હૃદય કંપી ઉઠતું. ચાંડાળનો ગુરુ, પોતાના પતિ વગર બીજો કોઈ નહિ, એવું તેને લાગવા માંડયું.

ચાંડાળની વાત પુરી ન થાય એટલામાં કાંચન ઉતાવળી બોલી ઉઠી "મહોત્તર! તારા ગુરુદેવ મને એકવાર બતાવશે કે?"

"મને તેનું દર્શન થાત, તો હુજ તેમને ચરણે આત્મસમર્પણ કરત, માતા!"

"મહાભાગ! મારા દુઃખથી તારા મનને દુઃખ થયું, માટે હું તને કહું છું, મારા પતિ આ યુદ્ધમાં કેદી થયા છે. તે મહારાણીના મુખ્ય સેનાપતિ હતા. તારા ગુરુદેવનું મને દર્શન થાય, તો મારા પતિ પણ મને મળે એમ સમજ. તારી હકીકત પરથી એમ જણાય છે, કે તે પણ પાટલિપુત્રથીજ આવ્યા હોવા જોઇએ."

એટલામાં પેલો રોગી કુથતો કુથતો બોલ્યો. "તમે બંનેએ મને જીવતદાન આપ્યું. તેથી તમને એક વાત કહું છું. આ પાસે મરેલા મારા સોબતીએ એક દિવસ મને બે આંખ આપી વાસુકીશિલા મોકલ્યો હતો. મને એ સિવાય બીજી ખબર નથી. જેટલું જાણતો હતો તેટલું કહ્યું."

તરતજ તે બૌદ્ધ ચાંડાળ પેલા મરેલા હિંદુ ચાંડાળ પાસે ગયો, અને તેને બારીકીથી જોઇ બોલ્યો. "હા, હા, એણેજ મારા ગુરુદેવની આંખો કાઢી હતી!" એમ કહી તેણે તેના વસ્ત્રમાં હાથ ઘાલ્યો; પરંતુ કંઇજ મળ્યું નહિ. ફક્ત એક સંકેતની મહોર તેને મળી, ત્યારે તે કાંચનને કહેવા લાગ્યો "માઇ! ચાલો, હું તમને મારા ગુરુદેવનો મેળાપ કરાવી આપું. તુરંગમાં પ્રવેશ કરવાની આ ઉત્તમ યુક્તિ મને આજે મળી. હું ખાતરીથી કહું છું કે મારા ગુરુદેવ તેજ તુરંગમાં છે!"



## પ્રકરણ. બાવીસમું. સમાધિ.

પેલી સાંકેતિક રાજકીય મહોર મળતાંજ પેલો બૌદ્ધ ચાંડાળ રણભૂમિ તરફ ગયો. ત્યાં જખમી થઈ પડેલા બૌદ્ધ અને બ્રાહ્મણ સૈનિક સારૂ ઓસડવેસડ અને સેવાચાકરીનું કામ પોતાના અનુયાયીને સોંપી, કાંચનમાલાને સાથે લઈ તે તક્ષશિલા ગયો.

આ વેળા તક્ષશિલાની સ્થિતિ અતિશય શોચનીય થઇ ગઇ હતી. અશોકના રાજ્યકારભારનો લોપ થવાને આજે પુષ્કળ દિવસ થયા હતા. લડાઈ પર લડાઇ થએલી હોવાથી બહુધા પ્રત્યેક મોટું કુટુંબ, વિધવાની એક એક મોટી ધર્મશાળાજ બન્યું હતું રાજવાડામાંએ ઘણા લોકો નહતા. માજી રાજા અશોક, સેનાપતિ થઈ મોટી સેના સાથે ચઢી આવે છે, એવી બાતમી આવી ત્યારથી બંડખોરોનું આખું સૈન્ય સીમા પરના પ્રદેશ તરફ લડાઇ માટે નીકળી ગયું હતું. નગરના રક્ષણ માટે રાખેલા સૈનીકમાંના કેટલાક યુદ્ધ માટે અને કેટલાક લૂટફાટ કરવા માટે નગર છોડી ફાવે ત્યાં નીકળી ગયા હતા. અને કેટલાક નગરના સંરક્ષણ માટે રહ્યા હતા તેમના ભયંકર અત્યાચારોથી નગરવાસી લોકો ત્રાહિ ત્રાહિ કરી રહ્યા હતા! નગરમાંના મોટા લોક ગરીબ ગરબાપર ઘણોજ જુલમ અને જબરદસ્તી કરતા હતા, તેમ ગરીબગુરબા પણ એક સંપ થઇ મોટા લોકોનાં ઘરો લૂટતા હતા. આવી રીતે તક્ષશિલા નગરીમાં ચોમેર હુલ્લડ તોફાન થઈ રહ્યું હતું..

કાંચનમાલા અને પેલો ચાંડાળ મહાકષ્ટે કારાગૃહના દરવાજા પાસે આવી પહોંચ્યાં. જોકે તે તુરંગ બંડખોરો માટ હતો, તોપણ તેપર પહેરો વગેરે બંદોબસ્ત ઘણો નહતો એમ તેમને જણાયું જે બેચાર પહેરેગીર હતા, તેઓ દરવાજા પાસેની એક નાની ખોલીમાં માંહોમાંહે લડતા હતાં કોઈ લૂટના ભાગ માટે તકરાર થતી હતી.

તે બૌદ્ધ ચાંડાળે આ વેળા આગળના જેવો હિંદુ ચાંડાળનો વેશ લીધો હતો. તેણે દરવાજા આગળ જતાંજ પેલી સાંકેતિક મહોર

બતાવી. એક પહેરેગીરે બહાર આવી પૂછ્યું "શું કામ છે ?"

"રાજાના હુકમનો અમલ કરવાનો છે."

"આજ કેટલા જણા ?"

"ત્રણે"

"બધાનું એક સાથેજ કામ છે કે–"

"રાજાનો હુકમ !"

એટલામાં ખોલીમાંથી એક પહેરેગીર બૂમ પાડી ઊઠ્યો "કેમરે, બહાર શી ગરબડ મચાવી મૂકી છે ? અહીંના કામનો એક વાર નિકાલ કરી જાને !"

અરે જરા ઉભો રહે. સરકારી કામ—"

"શું સરકારી કામ સરકારી કામ કરી રહ્યો છે. અરે આ વેળા તો જે દાવ સાધી લેવાનો છે તે સાધી લેવો જોઇએ."

બહારના પહેરેગીરને પોતાના સોબતીનો આ યુક્તિવાદ ગળે ઉતર્યો હોય એમ જણાયું. તેણે ચાવીનો એક ઝુમખો ચાંડાળના હાથમાં આપીને કહ્યું "અરે ભાઇ! મને હમણા અંદર આવવાની ફુરસદ નથી. તું પણ સરકારી નોકરજ છે. જા અંદર પાછા આવતાં ચાવી આપી જજે."

એક તદ્દન અજાણ્યા માણસને તુરંગની બધી ચાવી બે ફીકર સોંપી દઇ, તે પહેરેગીર લૂટનો ભાગ પાડવામાં ગરકાવ થઇ ગયો !

ચાંડાળની સાથે અંદર જતાંજ કાંચનમાલાના અંગ પર કાંટાજ ઉભા થઇ ગયા ! અંદર ઘોર અંધકાર હોઈ ધુસ, ઉંદર અને છછુંદરે ધોળે દહાડે પોતાનું અનિયંત્રિત સામ્રાજ્ય ચલાવ્યું હતું. બે હાથ પરનો પદાર્થ જણાતો નહતો, કે રસ્તોએ જણાતો નહતો. હાથ ફેરવતાં ફેરવતાં ચાંડાળે એક વાર દરવાજો તો શોધી કાઢ્યો. બારણું મળતાંજ ચાવી શોધી કાઢી, તાળું ઉઘાડી તેણે દરવાજો ખોલ્યો. ખોલી ઘણીજ નાની એક માણસથી જેમ તેમ રહેવાય એવી હતી. ખોલીમાં એકજ કેદી હતો. તેને ઓઢવાનું કે પાથરવાનું કંઇજ નહતું. પીવાને પાણી પણ નહતું. ફક્ત કેદી માટે આપવામાં આવેલો માત્ર એક લોટો હતો.

આ બંને અંદર જતાંજ કેદી કુથીને બોલ્યો " અરે ! મને કોઇ મારી તો નાખો ! તરસથી મારો જીવ જાય છે ! આ કેવા હાલ ! કોઈ પીવાને પાણી સરખુંએ આપતું નથી ! જો મારૂં ખૂનજ કરવું હોય તો એકદમ કેમ નથી કરતા ? મારા હાલહવાલ કેમ કરો છો ? "

કાંચન ચાંડાળને કહેવા લાગી " અરેરે ! અહીં તુરંગમાં ભયંકર હાલહવાલ કરે છે કે ? "

કાંચનના કોમળ સ્વરથી કેદી કિંચિત્ શાંત થયો. ચાંડાળ બોલ્યો " કેદી ભાઇ ! અમે તમારા શત્રુ નથી. અમે તમારા મિત્ર બૌદ્ધ છીએ અમે તમારો છુટકો જલ્દી કરીશું. કુણાલ નામે રાજપુત્ર કયાં છે તેની તને ખબર છે ? "

કુણાલ કયાં છે ? સર્વથી પહેલાં તેને તો કેદ કર્યો. તેને કયાં અને કઇ સ્થિતિમાં મૂકયો છે તે કંઇ સમજાતું નથી. તે બિચારો જીવે છે કે મરે છે, તે કોણુ જાણે ! "

" અહીં તમે કોણુ કોણુ છો ? "

" તે મને કેમ સમજાય ? હું આ ખોલીમાં છું, એટલુંજ મને માત્ર માહીત છે. જ્યારે મારાથી દુઃખ સહન થતું નથી, ત્યારે વચ્ચે વચ્ચે હું બુબ બુમ પાડી ઉઠું છું. પાસેની ખોલીમાંથી પણુ એવીજ રીતે બુમ પાડી ઉઠતા કોઇ સંભળાય છે. કોણુ કોને કેવો જવાબ આપે છે તે સમજાતું નથી ! હું તમને ખરેખરૂં કહું છું કે હું મરણુના મોંમાં આવી પડયો છું ! "

" તમને ખાવાને શું આપે છે ? " કાંચને દયાભાવે પૂછયું.

" પહેલાં પહેરેગીર ખાવાને કંઇક આણી આપતો હતો. હાલ સાત આઠ દિવસ થયા મને કોઇએ કંઇજ ખાવાનું આપ્યું નથી. આ ઉપર નાના સરખા બે ગોખલા દેખાય છે ને, તેમાંથી કોઇ મને બે રોટલા રોજ આપે છે. વખતે રાતે આપે છે, અને વખતે દિવસે આપે છે. તે ખાઈ આવી સ્થિતિએ પહોંચ્યો છું. પણુ મને પાણી તો કોઇ આપતું નથી. તરસથી જીવ બહુ વ્યાકુળ થાય છે ત્યારે શરીર

પરનો પરસેવો ચૂસું છું."

કાંચનમાલા બોલી " તો હું પહેલાં આને પાણી પાણી આપું "

ચાંડાળ બોલ્યો " માઇ! એ કામ તું મા કર. હું એનો થોડા વખતમાં છુટકો કરૂં છું. "

કેદીએ કૂથતાં કૂથતાં પૂછ્યું. " ભાઈ? કોઈ બાઇ અહીં આવી લાગે છે. માઇ! તમે કોણ છો? તમારો અવાજ ઓળખીતો લાગે છે. હું પાટલિપુત્રમાં આજારી હતો, ત્યારે મારે ઓશીકે બેસી મા જેવી મમતાથી તમેજ મને દૂધ પાતાં હતાં. હા, તે મારી માતાનો જ આ અવાજ! "

"હા, તેજ હું પણ આ વેળા હું પણ તારી પેઠે દુર્દૈવના ફેરામાં સપડાઈ છું, બાઇ!"

"સમજ્યો!" કેદી બોલ્યો "કુણાલના સમાચાર પૂછ્યા, તે ઉપરથી બધું મારા ધ્યાનમાં આવ્યું. હવે માતા! તમે જેને લીધે અહીં આવ્યાં છો તેને લીધે અમારો પણ છૂટકો થશે, એમાં શક નથી!"

પાણી અંદર કેવી રીતે લઈ આવવું તે બદલ ચાંડાળ કાંચનની સલાહ લેવા લાગ્યો "બહાર ગયા પછી જો પહેરેગીર અંદર આવવા ન દે તો બધુંજ નકામું જશે! જો તેમને આપણી થોડી ઘણી બાતમી લાગશે, તો તેઓ ત્યાંને ત્યાંજ આપણને છાંટી નાખવામાં કમીના રાખશે નહિ!"

ચાંડાળે કેદીને પૂછ્યું "કેમ ભાઇ! તારા શરીરમા થોડી બહુ શકિત છે? તારાથી અમને થોડી મદદ અપાઇ શકાશે?"

"સાત આઠ દિવસમાં કંઇ શરીરની તમામ શકિત જતી રહે છે? છૂટકો થશે એવી મનને ખાતરી થયા પછી મારા અંગમાં દશ હાથીનું બળ આવે એમ છે! બોલો હું આ વેળા શું કરૂં?"

"તુરંગમાની તમામ કોટડીનાં બારણાં ઉઘાડવાનાં છે."

"હમણાંજ ઉઘાડું છું". એમ બોલી તેણે મોટેથી જયધ્વનિ કર્યો તેજ વખતે પાસેની બે ચાર કોટડીમાંથી તે ધ્વનીને 'જય'

શબ્દથી ઉત્તર મળ્યો.

તે પ્રચંડ જયધ્વની બહારના પહેરેગીરના કાન પર ગયો. બે ગાળ ચોપડી તે બોલ્યો "કેટલે મોટેથી નાહક લવારો કરે છે. જુઓ તો ખરા ! એમ કહી તેઓ લૂટના પૈસા ગણવા લાગ્યા.

[ ૨ ]

એક કેદીની મુક્તિ કર્યા પછી તેઓ એકંદર ત્રણ માણસ થયાં બીજા એક કેદીનો છૂટકો કરતાંજ ત્રણનાં ચાર માણસ થયાં. એજ ક્રમે તેઓ પાંચ, છ, સાત, આઠ થયાં. ચાંડાળે ચાવીનો ઝુમખો તોડી તમાંની ચાવી બધાંને વહેચી આપી, અને 'જે જે ખોલી ઉઘાડે તે ઉઘાડી તેમાંના કેદીને મૂકત કરો ! એમ તેણે સઘળાને સાફ કહી દીધું.

તે અંધારો કોટડીમંથી ક્રમે ક્રમે દોઢસો બૌદ્ધ વીર બહાર પડયા, દેવી કાંચનમાલા પોતાની મુક્તિ કરવા આવી છે, એવું જ્યારે તેમને જણાયુ., ત્યારે તેમને એટલો આનંદ થયો, કે તે હર્ષમાં તેમણે જોરથી જયધ્વનિ કર્યો.

પહેરેગીરોની માંહોમાંહેની ભાંજઘડ હજીએ મટી નહતી, તોપણ આ વખતનો કેદીઓનો પ્રચંડ જયધ્વની સાંભળી તેમને પણ ભય લાગ્યો. તેઓ પોતાની ખોલીમાંથો બહાર આવીને જુએ છે તો તમામ કેદી પોતપોતાની કોટડીમાંથી બહાર આવી પ્રચંડ જયધ્વની કરતા હર્ષોલ્લાસથી મોટા દરવાજા તરફ ઝપાટાબંધ આવે છે, એવું તેમને જણાયું. ત્યારે પોતાની કેટલી મોટી ભૂલ થઇ, તે તેમને સમજાયું; પરંતુ હવે સમજાયું તેમાં કંઇ અર્થ નથી એવું જોઇ જે જે કંઇ હાથ લાગ્યું તે તે લઇ તેમણે પણ "**य पलायते स जीवति**" એજ માર્ગનું શાણપણથી અવલંબન કર્યું. લૂટના કેટલાક ભાગ પાડયા હતા, કેટલાક પાડવાના હતા, કેટલાકને ભાગ મળ્યો હતો, કેટલાકને બીલકુલ મળ્યો. નહતો, અને કેટલેક લૂટનો માલ ત્યાંજ પડી રહ્યો હતો; આવી સ્થિતિમાં પહેરેગીરો ત્યાંથી નાસી ગયા.

તુરંગમાંથી બહાર આવ્યા પછી, કેદીઓને ખાવાપીવા માટે કંઇ પણ વ્યવસ્થા કરવી જોઇએ. એમ કાંચનમાલાએ પોતાના સોબતીને સૂચવ્યું. તેણે પણ તે માન્ય કર્યું. સઘળા મળી પહેરેગીરોની કોઠીમાંથી ખાવાપીવાની તમામ જણસ લૂટી લાવ્યા. પછી કાંચનમાલાએ પોતાને હાથે સ્વયંપાક કરી ભૂખ્યા અને તરસ્યા કેદીઓને વહેંચી આપી આકંઠ તૃપ્ત કર્યા.

પેટ ભરી જમ્યા પછી તે સઘળાએ થોડી વિશ્રાંતિ લીધી પછી તેમનામાંના કોઇની તરફથી કુણાલની બાતમી મળે છે કે કેમ તે જાણવા કાંચનમાલા તેમને મળવા ગઇ. તેણે દરેકને કુણાલ વિષે યુકિત પ્રયુકિતથી પ્રશ્ન પૂછ્યા, પરંતુ તેમને કુણાલની કંઇજ ખબર નહિ તેથી તેઓ બિચારા શું કહે!

મહારાણી તિષ્યરક્ષાની ગુપ્ત આજ્ઞા કહેવા માટે કુંજરકર્ણ કુણાલને લઇ ગયો તે પછીની બાતમી કોઇને કંઈ પણ મળી ન હતી. સેનાપતિની શોધ કે બાતમી ન લાગવાથી તેના સૈનિક ક્રોધાતુર થઇ ગયા. ત્યારે જુદી જુદી યુકિતથી કુંજરકર્ણે અસંતુષ્ટ સેનાપતિઓને પણ તુરંગમાં ઘોંચી ઘાલ્યા. તેણે કોઇને મહારાણીની આજ્ઞાનું નિમિત્ત કહ્યું, તો કોઇને રાજસભામાંથીજ બહારોબહાર તુરંગમાં મોકલી આપ્યા, વળી કોઇને યુદ્ધમાં પરાજય કરી જેલજાત્રા કરાવી. તેમાંના કેટલાકના તેણે ગુપ્તરીતે પ્રાણ લીધા, અને કેટલાકના પ્રાણ લેવાના બાકી હતા, તેમને કાંચનદેવીએ ઉપર કહ્યા પ્રમાણે મૂકત કર્યા.

કાંચનમાલાને પતિની જરાએ ભાળ લાગી નહિ, ત્યારે કેદીઓમાંનો એક સારો હોંશિયાર અને પરાક્રમી માણસ ચૂંટી કાઢી, તેણે તેને બધા કેદીઓનો જુમ્મો સોંપ્યો. કાંચને તેને કહ્યું " મારા પતિની શોધ માટે હું અહીંજ રહેવાની છું. તમે બધામાંથી જેને જ્યાં સોઇ લાગે ત્યાં જાઓ, અને યોગ્ય લાગે તે રીતે આત્મરક્ષણ કરો. "

આંધળે તે સઘળાને એક ઠેકાણે એકઠા કરી સઘળાના મત લીધા. સઘળાએ એકે મતે કહ્યું કે " અહીં બેસી રહેવાથી આત્મરક્ષણ થવું

અશકય છે. ચાલો મિત્રો! આત્મરક્ષણના મોહમાં ન પડતાં આપણે લડાઈનોજ માર્ગ સ્વીકારીએ!"

કારાગૃહ રાજવાડાથી કંઈ બહુ દૂર નહતું–ઘણુંજ પાસે હતું, તે સઘળાએ મળી એક રાતે કારાગૃહથી રાજવાડા પર્યંત એક મોટું ભોંયરૂં ખોદી તૈયાર કર્યું. બીજે દિવસે પ્રાતઃકાળે તેમાંના પચાસ જુવાનોએ ભોંયરાને માર્ગે રાજવાડાના મુખ્ય દરવાજાપર હલ્લો કર્યો. રાજવાડામાં પહેરેગીર ઘણા ન હતા, તેથી તેમના કબજામાં રાજવાડો આવવાને ઘણી વાર લાગી નહિ. પછી એ તમામ માણસો તુરંગને બદલે રાજવાડામાંજ આવી રહ્યા. રાજવાડામાંની ખાદ્ય પદાર્થોની ભરચક ભરેલી કોઠી તેમના તાબામાં આવી, તે પ્રમાણે ત્યાંનો ખજાનોએ તેમને હાથે ચડયો. એ લોકો અશોકને નામે રાજ્ય કરવા લાગ્યા. જેઓ ઘોટાળાથી, ધાંધલથી અને નિરંકુશત્વથી ત્રાસી ગયા હતા, તેઓ પણ એમને આવી મળ્યા.

અશોકના સૈનિકોમાંના જેઓ સ્વતંત્રતાથી આમતેમ લુટફાટ કરી પોતાની ઉપજીવિકા ચલાવતા હતા. તેઓ પણ ધીમે ધીમે આ લોકોને આવી મળ્યા. છેવટે તેમની સંખ્યા અતિશય વધી. થોડાજ વખતપર અશોકે કુંજરકર્ણનો પરાભવ કર્યો હોવાથી તેને બંદીવાન કર્યાની બાતમી ચોમેર પ્રસરી. પરંતુ તે કેદમાંથી નાસી ગએલો હોવાથી તેની શોધ માટે અશોકે એક મોટી ટુકડી રવાના કરી છે, એવીએ બાતમી પહેલીની પાછળ મળી. બંડખોરોનો કોઇજ આગેવાન ન હોવાથી તેઓ નાસીપાસ થઇ તક્ષશિલા આવ્યા. પણ અહીં આવીને જુએ છે, તો રાજવાડાના દુર્ગપર અશોકનું વિજયી નિશાન ફડફડતું જોયું, ત્યારે નિરુપાય થઇ જેમને જ્યાં રસ્તો મળ્યાં ત્યાં નાસી છુટયા. આવી રીતે તક્ષશિલાનું બંડ પૂરેપૂરૂં સમી ગયું.

વિખરાઇ ગએલા બૌધ્ધો પોતપોતાને ઠેકાણેથી આવી એકત્ર થવા લાગ્યા. માત્ર બે જણનો પત્તો કોઇનેજ લાગ્યો નહિ! કુણાલ ક્યાં છે તે કોઇ કહી શકતું નહતું; તેજ પ્રમાણે કારાગૃહની ખોલીમાં

જે રોટલા નાખતો હતો, તેનો પણ પતો ન હતો !

એક દિવસ કાંચનમાલા હસતી હસતી બોલી "એ સઘળું બૌદ્ધ ચાંડાળનું કામ !"

ચાંડાળ હાથ જોડી વારંવાર કહેવા લાગ્યો "નહિ માઇ! એવું કામ અમે કદી સ્વપ્નમાંએ કરીએ નહિ."

બંડ સમાઇ જઇ સર્વત્ર શાંતતાની પ્રસ્થાપના થઇ. પોતાના વિજયી સૈન્ય સાથે અશોક ટુંક વખતમાં તક્ષશિલા આવી પહોંચશે, એવાએ સમાચાર મળ્યા; પરંતુ કાંચનમાલાના મનને લાગેલી ચિંતા કેમે કરી દૂર થાય નહિ, કે જરાવાર તેને શાંતિ લાગે નહિ. જે જે ગુપ્ત કિંવા પ્રગટ ઠેકાણે લોકોને બંદીવાન કરી મૂકવામાં આવ્યા હતા, તે સ્થળની એક યાદી માહીતગાર માણુસ માર્ફત તૈયાર કરી, અને ચાંડાળને સાથે લઇ પોતે તે ઠેકાણે જઈ તે પતિની શોધ કરવા લાગી. આવી રીતે ફરતાં ફરતાં એક બીજા પ્રમુખ બૌદ્ધની તેણે મુકિત કરી પરંતુ કુણાલની શોધ તેને કયાંએ લાગી નહિ !

એક દિવસ સાયંકાળને સુમારે એક ગાઢ વનભાગમાંથી કાંચનમાલા ચાંડાળ સાથે આવતી હતી, તે ચાંડાળની સાથે અનેક પ્રકારની વાતો કરતી હતી. તેને ધર્મની અને ઇતિહાસની અનેક વાતો કહેતી હતી. એટલામાં જતાં જતાં તે એક ઠેકાણે એકાએક સ્તંભિત થઇ ઉભી રહી. બંને કાનમાં સર્વ શકિત એકત્ર કરી એકાગ્ર મનથી તે કંઇ સાંભળવા લાગી.

ચાંડાળે પૂછ્યું "કેમ માઇ?"

કાંચનમાલાએ જમણે હાથે ઈશારત કરી "જરા ઉભો રહે—"

આશ્ચર્યચકિત થઇ કાંચનમાલાના ચહેરા તરફ અને કૃતિ તરફ જોઈ ચાંડાળ કેટલીક વાર સુધી સ્તબ્ધ ઉભો રહ્યો.

થોડીવાર પછી હર્ષનિર્ભર અવાજે કાંચન બોલી ઉઠી. "પત્તો લાગ્યો હોં—પત્તો લાગ્યો તેમનો!"

"કયાં માઇ કયાં?"

" તેઓ આ ઠેકાણેજ છે ! "

" માઇ ! તમને આટલું ચોક્કસ કેવી રીતે સમજાયું ? "

" સાંભળ આ અવાજ. "

" કયાં માઇ ! ? "

" એ મને સારી રીતે સંભળાય છે. જોત જોતામાં મેં તેમને ઓળખી કાઢયા. એમાં શંકાનું સ્થાનજ નથી. બરાબર તેમનોજ કંઠ-શબ્દ ! "

" કેવો શબ્દ માઇ ! કયાંથી સંભળાય છે ? "

" તને નથી સંભળાતો ? તે અવાજે મારા કાન ભરી દીધા છે. તે શબ્દસુખથી હું આ વેળા સ્વર્ગસુખ અનુભવું છું, એવું મને લાગે છે. આ ધ્વનિ કરતાં બીજો અધિક ઓળખાણનો ધ્વનિ એકે નથી. મારા શરીરમાં આનંદની લહરી પસરવા લાગી છે. મારૂં ભાન હરાએલું લાગે છે. નહિ–મારાથી હવે ઉભાએ રહેવાતું નથી. ચાલ મારી પાછળ આવ–"

એમ કહી તેને સ્પષ્ટ સંભળાતા સ્વરના અનુરોધથી કાંચનમાલા ઝપાટાબંધ દોડતી ચાલી. લતા, ઝાડ, વગેરેને નિર્દયપણે પગ તળે છૂંદી, કાંટાની તીવ્ર અણી પગથી ચોળી, વીંછી, સાપ, વગેરે જંતુનો, તેમજ વાઘ, સિંહ વગેરે હિંસક પશુનો ભય બીલકુલ ન ગણતાં કાંચનમાલા વાયુ વેગે દોડી, અને કેટલેક અંતરે આવેલા એક કુવા પાસે આવી. " આ હું આવી નાથ ! " એમ બુમ પાડી તેણે જોત જોતામાં તે કૂવામાં કૂદકો માર્યો !

આશ્ચર્યમાં છક થઇ બૌદ્ધ ચાંડાળ પણ તેની પાછળ પાછળ સપાટાબંધ દોડતો હતો. બેચાર ક્ષણ પછી તે પણ કૂવા પાસે આવી પહોંચ્યો. કૂવા આગળ કાન દઇ તે સાંભળવા લાગ્યો, એટલામાં 'धर्मं शरणं गच्छामि । बुद्धं शरणं गच्छामि। संघं शरणं गच्छामि।' આ પરમ પવિત્ર શબ્દો તેને કાને સંભળાવા લાગ્યા.

ચાંડાળે અંદર ડોકાવી જોયું, તો કુણાલ 'सर्व-धर्म-ममता

विपश्चित्' નામક સમાધિના બળથી બાહ્યજ્ઞાન-શૂન્ય થઈ તે કૂપમાં બેસી રહ્યો છે, એવું તેને જણાઇ આવ્યું. કુવાને તળીએ, પોતાના પ્રિય પતિનો હાથ, હાથમાં લઇ કાંચનમાલા પણ મૂર્ચ્છિતપ્રાય થઇ બાહ્યજ્ઞાનશુન્ય વૃત્તિથી ઉભી હતી !

[ ૩ ]

થોડી વારે ચાંડાળ કુવામાં ઉતર્યો, અને કુણાલ તથા કાંચન-માલાને પોતાની ખાંધ પર લઇ ઉપર આવ્યો. બન્ને શાંત, બાહ્યજ્ઞાન-શૂન્ય અવસ્થામાં હતાં.

ઘણી વારે કાંચનમાલા શુદ્ધિમાં આવી, પરંતુ કુણાલને બીલ-કુલ શુદ્ધિ નહતી. આખી રાત તે પોતાની સમાધિની જ્ઞાનશૂન્ય સ્થિતિમાં હતો. તેના મોંમાંથી માત્ર 'ધર્મ, સંઘ અને બુદ્ધ' એ પવિત્ર નામનોજ ઉચ્ચાર થયા કરતો હતો.

અરુણોદય થતાં કુણાલ ભાનમાં આવ્યો, અને તેને બાહ્યસ્થિતિનું ભાન થવા લાગ્યું. કાંચનમાલાનો સ્પર્શ થતાંજ, તે પોતાની અર્ધાંગ-નાનો સ્પર્શ છે, એમ તેને તરતજ લાગ્યું.

તે કાંચનને કહેવા લાગ્યો. કાંચન ! તું પાટલિપુત્રથી અહીં સુધી આવી શી રીતે ? "

કાંચનમાલાનું હૃદય ભરાઇ આવવાથી તે તેના નેત્ર વાટે વહેતું હતું, તેથી તેના મોંમાંથી એક શબ્દ નીકળે નહિ ! તેણે પતિના ચહેરા તરફ નીરખી જોયું તો તેની આંખને ઠેકાણે માત્ર ખાંચા છે, આંખ નથી એમ જણાયું ! તે આશ્ચર્યથી એકદમ બુમ પાડી ઉઠી "આ શું" ?

" શું થયું ? "

" અરે પ્રભુ ! આંખો–" કાંચન રડતી બોલી.

" કાંચન ! શોક મા કર. પરમેશ્વર જે કંઇ કરે છે, તે મનુષ્યના હિત માટે કરે છે ! મારી આંખો ગઇ તેથીજ મને સમાધિ ચડાવતાં આવડી. આંખ હોત તો મને એ સુખ કદી પણ પ્રાપ્ત થાત નહિ. "

ચાંડાળે કાંચનમાલાને પૂછ્યું " મને લાગે છે, કે આપણે નગરમાં

જઈએ તો ઠીક, નહિ વારૂ ?"

કુણાલ બોલ્યો "હવે મને નગરસાથે શો સંબંધ છે ? હવે હું આજ ઠેકાણે રહીશ. હું અહીં રહું તો મારી સમાધિને કોઇપણ પ્રકારનું વિઘ્ન લાગે નહિ."

ચાંડાળે ચારે બાજુ દૃષ્ટિ ફેંકી, ત્યારે તેને જણાયું કે લતા અને સુવાસિત ફૂલઝાડથી તે કુવો અને તેની આસપાસની જગા અત્યંત રમણીય સ્થાન બન્યાં હતાં. જાણે કોઇ કુશળ કારીગરે પોતાનું તમામ કૌશલ્ય ખરચી ત્યાં માંડવો અને ચંદરવો તૈયાર કર્યો હોયની! તે ચમત્કાર જોઇ ચાંડાળને અતિશય આનંદ થયા વિના રહ્યો નહિ.

આ તમામ અદ્‌ભુત હકીકત નગરમાં પહોંચાડવા ચાંડાળ ત્યાં ઉપડી ગયો. કુણાલ અને કાંચનમાલા એક બીજાની આગલી પાછલી તમામ હકીકત કહેવામાં અને બીજી વાત કરવામાં ગરક થઇ ગયાં હતાં.

[ ૪ ]

ધીમે ધીમે એક એક બબ્બે માણસ આવતા જઇ ભીડ વધતી ચાલી. છેવટે તમામ બૌધ્ધો ત્યાં આવી પહોંચ્યા.

અશોક રાજા તક્ષશિલા નગરમાં પોતાના સૈન્ય સાથે રાતેજ આવેલો હોઇ પોતાની પુત્રવધુના કૌશલ્યથી અને પ્રયત્નથી દેશમાં શાંતિ સ્થાપન થયાનું સાંભળી અતિશય આનંદ પામ્યો. આજે પોતાના પુત્રની સમાધિ સફળ થએલી સાંભળી તેના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાની સાથે સઘળા માણસને લઇ તે તે વનમાં દાખલ થયો.

તમામ માણસો આવેલા જાણી કુણાલ તેમને ઉપદેશ આપવા લાગ્યો. ભગવાન બુદ્ધની અવદાનની કથા કહી સંભળાવી તેણે સઘળા લોકોને મંત્રમૂઢ કરી નાખ્યા.

કુણાલના મુખમાંથી બુદ્ધદેવની કથાનો જે અમૃતપ્રવાહ ચાલ્યો હતો, તેનું સેવન કરતો રાજા કેટલોક વખત સ્તબ્ધ બેઠો પરંતુ આગળ તેના આનંદની મર્યાદા ન રહેવાથી, કુણાલ પોતાના દિવ્ય વકૃત્વમાં નિમગ્ન થઇ ગએલો હોવા છતાં અશોકે તેની પાસે જઇ

તેને દ્રઢ આલિંગન કર્યું.

તરતજ કુણાલે પિતાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

આ પિતા પુત્રનો મેળાપ ઘણે દિવસે થવાથી બંનેના અંતઃકરણ ભરાઇ આવ્યાં અને ડુસકે ડુસકે રડવા લાગ્યા. પોતાના પુત્રની આંખોમાં ખાડા પડયા છે, આંખો નથી એ વાત અશોકને હમણા સમજાઇ. તેના આશ્ચર્યની, તે પ્રમાણે ક્રોધની પણ સીમા રહી નહિ.

અશોકે રડતાં રડતાં પૂછયું "કુણાલ! તારી આ દશા કોણે કરી?"

કુણાલે આ પ્રશ્નનો સરળ ઉત્તર આપ્યો નહિ, તે એટલુંજ બોલ્યો "મહારાજ! મારી આંખ હોત તો હું કદી પણ સમાધિ સાધી શકત નહિ!"

કુણાલના ઉપદેશામૃતનું પાન કરતાં સઘળા લોકો તે વનભાગમાં બેઠા છે, એટલામાં કેટલાક સૈનિકો કુંજરકર્ણને બંદીવાન કરી તેજ રસ્તે તક્ષશિલા તરફ જતા હતા. અશોક મહારાજ પણ આવ્યા છે, એ બાતમી તેમને મળતાંજ કુંજરકર્ણને લઇ, તેઓ અશોકની સામે આવ્યા. કુંજરકર્ણના હાથપગમાં લોખંડની શૃંખલા હતી, અને તે ચાર સૈનિકોએ પોતાના હાથમાં પકડી હતી.

પુત્રની આંખો કોઇપણ દુષ્ટે કઢાવી છે, એ એકજ વાત અશોકના મનમાં ઘોળાયા કરતી હતી. વિજ્ઞાનાચાર્ય પાટલિપુત્રમાં આણેલી આંખોનું તેને સ્મરણ થયું. તિષ્યરક્ષાએ તે આંખો પગની ઠોકરથી દૂર ઉડાવી દીધી ત્યારથી તે વિલક્ષણ પ્રકારનું તેને કદી પણ વિસ્મરણ થયું ન હતું. તે આંખો કોની હશે, તે કોણે મોકલી હશે, ઇત્યાદિ પ્રશ્ન તેના મનને ત્રાસ આપતા હતા. કુંજરકર્ણ દ્રષ્ટિએ પડતાંજ અશોકની આંખ ફાટી, અને સર્વ પ્રકાર સારી રીતે તેના ધ્યાનમાં આવ્યા.

કુંજરકર્ણ દ્રષ્ટિએ પડતાંજ અશોક તેના શરીરપર ધસી જઇ બોલ્યો "નીચ, નરાધમ! મારા કુણાલની આંખો તેં કઢાવી?"

કુંજરકર્ણે એકવાર તુચ્છતાથી રાજા તરફ જોયું, અને બેફિકરાઇથી તે હસ્યો.

"મૂર્ખ જેવો હસે છે શું ! કુણાલની આંખો કોણે કઢાવી ?"

કુંજરકર્ણે એકવાર પાછું રાજા તરફ તીવ્ર દ્રષ્ટિથી જોયું, અને તે બોલ્યો "સેનાપતિ અશોક ! હું તારી પાસે દયાની યાચના બીલકુલ કરતો નથી ! તેં જ્યાં સુધી સ્વધર્મનો ત્યાગ કર્યો ન હતો, ત્યાં સુધી હું પણ તારો વિશ્વાસુ નોકર હતો. પરંતુ તેં ધર્મ ત્યાગ કર્યો ત્યારથી તારો કટ્ટો શત્રુ થયો છું; ત્યારથી મેં તારી સાથે તીવ્ર વેરજ બાંધ્યું છે. હું આજ સુધી બૌદ્ધ સાથે કદી પણ સાચું બોલ્યો નથી; પરંતુ આજે મારા આયુષ્યનો છેલ્લો દિવસ છે માટે હું આજે તારી સાથે ખરૂં બોલું છું. ધર્મના ભયથી હું તને સત્ય કહું, એમ નથી; વિધર્મી માણસો સાથે ખોટું બોલવું કિંવા તેમને ફસાવવા એમાં અધર્મ કેવો ? હું તને આજે સત્ય કહીશ, તેનું કારણ એજ કે તેથી તારા મનને અતિશય સંતાપ થશે ! સાંભળ, સેનાપતિ અશોક ! બરાબર કાન દઇને સાંભળ ! જેનાં પર તારો અત્યંત પ્રેમ છે, જેને તેં સામ્રાજ્યની અધીશ્વરી કરી છે તે એક ભ્રષ્ટ સ્ત્રી છે. તેણેજ તારા આ પુત્રની આંખો કઢાવી છે ! તે બૌદ્ધ નથી, પણ પાકી હિંદુ છે ! તારી દિક્ષાને દિવસે જે તોફાન થયું હતું, તેમાંથી તેણેજ મારો છુટકો કર્યો હતો. સામ્રાજ્ય વિરૂદ્ધ બંડ જગાવવા તેણેજ મને સલાહ આપી હતી. યુદ્ધમાં કુણાલે મને બંદીવાન કર્યો; પરંતુ તારી રાણીએ–તે ભ્રષ્ટ તિષ્યરક્ષાએ મને તેના કબજામાંથી છોડવ્યો, અને અહીંનો રાજ્યકારભાર તેણેજ મને સોંપ્યો. હજીએ મગધ સામ્રાજ્યની અધીશ્વરી તિષ્યરક્ષાજ છે. મારી આ શંખલા તારે હાથે તોડી તું મને તારે હાથે તક્ષશિલાનું રાજ્ય આપે, એવો હુકમ મંગાવી મેં હજીએ તારા પર તે બજાવ્યો હોત· પરંતુ તિષ્યરક્ષાને હાલ બુદ્ધિશુદ્ધિ જરાએ નથી. તે હાલ ગાંડી બની ગઇ છે, તેથી નાઇલાજ થઇ તેવો હુકમ કઢાવી શકયો નહિ. મારા માણુસો પાછા ફર્યા, નહિ તો હું

જડત પણ નહિ. એટલુંજ નહિ પણ તું અહીંથી પાટલિપુત્ર જવાજ ન પામે, એવો બંદોબસ્ત કર્યો હોત! પણ શું કરૂં! દૈવ ફરી બેઠું!

આ પ્રમાણે કુંજરકર્ણ બોલતો હતો; તે વેળા રાજાના અંતઃકરણમાં હજારો વૃશ્ચિકડંશની યાતના થતી હતી. તે આશ્ચર્યથી સ્તંભિતજ થઇ ગયો! તેના મોંમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ.

કુંજરકર્ણે બેધડક પૂછયું "અશોક! મને તું કઇ શિક્ષા કરશે?"

જ્યાં સુધી તિષ્યરક્ષાનો અધિકાર કાયમ છે, ત્યાં સુધી તારે આજ સ્થિતિમાં રહેવું જોઇએ."

"શક્ય હોય તો તેમ કરી જો—આજે ત્રીજે પહોરે આ દેહ પંચત્વ પામશે! તારી શિક્ષા હું માનતો નથી! ચાલો સૈનિકો! મને લઇ ચાલો!"

મંત્રમૂઢ થએલા માણસ પ્રમાણે સૈનિકો કુંજકરર્ણને લઈ ગયા. તેજ દિવસે ત્રીજે પહોરે ઇષ્ટ દેવતાનું સ્મરણ કરતાં કરતાં કુંજકરર્ણે દેહ મૂકી!



તરતજ, તે વનમાં અશોકે એવી દાંડી પીટાવી, કે આજથી સામ્રાજ્યનો સર્વ ભાર મેં લીધો છે, અને હવેથી રાજયશકટ હુંજ હાંકવાનો છું. આવાજ અર્થનાં આજ્ઞાપત્ર તેજ દિવસે ચારે દિશામાં રવાના કર્યાં.

પછી કુણાલ અને કાંચનમાલાને લઈ અશોક તક્ષશિલા આવ્યો સંસારની ભાંજઘડમાં પડવા કુણાલ હવે કબૂલ થતો ન હતો. ત્યારે રાજાએ તેને કહ્યું "ભગવાન બોધિસત્ત્વ! આપ મારૂં આતિથ્ય સ્વીકારો, અને દેવી સુભદ્રાંગીને એક વાર મળો, એટલીજ મારી વિનંતી છે.

કુણાલે રાજાનું કહેવું માન્ય કર્યું. પછી તક્ષશિલાના સંરક્ષણનો અને રાજ્યકારભારનો ચોક્કસ બંદોબસ્ત કરી, થોડા વિશ્વાસુ અને શૂરા સૈનિકો લઇ, બોધિસત્ત્વ કુણાલ અને કાંચનમાલા સાથે અશોક પાટલિપુત્ર તરફ રવાના થયો.

[ ૨ ]

પાટલિપુત્ર પહોંચતાંજ, "તિષ્યરક્ષાને ન્યાયમંદિરમાં લઇ આવો," એવો રાજાએ એકદમ હુકમ છોડયો; પરંતુ હુકમ પહોંચ્યા પૂર્વેજ તિષ્યરક્ષા પોતેજ ત્યાં આવી હાજર થઇ. તિષ્યરક્ષાના હાલહવાલ થઈ ગયા હતા. તેનો તે પોશાકનો ભપકો અને દમામ નાશ પામી ગયો હતો. મસ્તક પરના સુંદર કેશપાશની જટા બની ગઈ હતી. તેના અંગ પર એક ફાટું તૂટું વસ્ત્ર રહ્યું હતું.

ત્યાં આવતાંજ તિષ્યરક્ષાએ રાજાને કહ્યું " તું મારા આસન પર બેસ મા—ચાલ ઉઠ!"

રાજા તીવ્ર અવાજે ધુમવાઇને બોલી ઉઠયો "ચાલ દૂર થા, પાપિણી!"

તિષ્યરક્ષા ખીજવાઇને તેને ઠોંસો મારવા એકદમ દોડી આવી. રાજાએ તેને પકડી લેવા પહેરેગીરોને [illegible] કરી, પરંતુ તેઓ મહા-

રાણીને પકડવાની હિંમત કરી શકયા નહિ. ત્યારે કાંચનમાલાએ ઉઠી તેને એકદમ પકડી લીધી.

કાંચનમાલાના ચહેરા તરફ એકીટસે દૃષ્ટિ માંડી તિષ્યરક્ષાએ મૃદુસ્વરે તેને કહ્યું " માતા! તને નમસ્કાર કરૂં છું હોં! અમારા અધિકારનો ત્યાગ કરી તું કેમ ચાલી ગઈ? તને મેં કેટલી શોધી પણ માતા! તું આજ સુધી કયાં ગઇ હતી?" એમ કહી તે કાંચનના મુખ પર હાથ ફેરવવા લાગી.

પછી થોડી વારે કાંચન પાસેથી દૂર ખસી રાજા સામે જઈ તિષ્યરક્ષા તીવ્ર સ્વરે તેને કહેવા લાગી "હું જો ભ્રષ્ટ થઇ ન હોત, તો તું મુવો રાજા શી રીતે થાત? અને તને ફસાવી હું સામ્રાજ્યની અધીશ્વરી કેમ બનત? મેં કુંજરકર્ણને કહ્યું 'તું તક્ષશિલા જઇ ત્યાં બંડ કર. હું તને જેટલા પૈસા લાગે તેટલા પૈસા પૂરા પાડીશ. બંડ વિજયી થશે તો આ મુવા મુક્તકરને હાંકી કાઢી આપણે બ્રાહ્મણ ધર્મની પુનઃ સ્થાપના કરીશું."

અશોક એકદમ બૂમ પાડી ઉઠયો "હવે આગળ સાંભળવાની મારી ઇચ્છા નથી! પાપિણી, દુષ્ટ ચાંડાળણી, ઢોંગી સંન્યાસી! મને નંદી બળદ બનાવી તેં યુકિતએ યુકિતએ ક્રમે ક્રમે ફસાવી દીધો! બૌદ્ધ ધર્મ પર આટલિ ભકિત પ્રગટ કરી, તું તારી મેળેજ બૌદ્ધ થઇને? કેટલું ક્રૂર, કેટલું નિષ્ઠુર તારૂં હૃદય! ચાંડાળણી! મારા આ પ્રિય પુત્રનાં નેત્ર તેં કેમ કઢાવ્યા? એમ કરવાનો તારો હેતુ શો હતો? પણ તારો હેતુ સારો કયારે હોય! તે હંમેશાં પાપીજ હોવાનો! ચાલ્ય જા, તારૂં કાળું મોં લઇ મારી સામેથી ચાલી જા!"

તિષ્યરક્ષા 'હઃ હઃ' કરી હસતી હસતી બોલી "અરેરે! મરી, બરાબર મરી! પણ કેવું મધુરૂં ગાયન ગાયું–ગા, એક વાર ફરીથી ગા! ગાશે, તો મારૂં રાજસિંહાસન હું તને આપી જઇશ."

એમ કહી તિષ્યરક્ષા કુણાલ પાસે ગઇ, અને તેની હનુવટી પકડી બોલી "હે બાળ! તારાં તે બે રત્ન કયાં છે?"

મને જોતાંજ તે આંખો મારા પર ફેરવી ઝટલઇ બાજુએ વાળતો હતો, નહિ કે? પણ તારી ખૂબ મઝા થઈ, ખરૂં કે? આ આમ આમ-આમ-આમ લાતથી તારી આંખો દૂર ફેંકી દીધી- તેના ચૂરેચૂરા કરી નાખ્યા, કેમ ઠીકને? જોયું મોટું નીતિનું પુતળું? અહો ધર્મમૂર્તિ! એક વાર મારી સામે તો જો!" એમ કહી તે પાછી કુણાલની આંખમાં આગળી ઘાલતી હતી, એટલામાં તેને પકડવા સઘળા લોકો દોડી આવ્યા. તરતજ તે કુણાલના અંગ પર હાથ ફેરવવા લાગી.

રાજાએ તિષ્યરક્ષાને ધમકાવીને પૂછ્યું "હજામના છોકરી-હજામડી! તેં કુંજરકર્ણને કેવો હુકમ આપ્યો હતો?"

"હું હજામડી? અરે હું તો રાજરાજેશ્વરી છું, સમજ્યો? થોડા દિવસમાં તો મેં આખા સામ્રાજ્યપર મારો પ્રતાપ જમા દીધો! અને મને કહે છે હજામડી?!"

"નહિ, નહિ, તું તો મોટી સીતા સાવિત્રી! તને ધન્ય છે!"

"હું સીતા સાવિત્રી નથી. હું ભ્રષ્ટ છું!"

આ ચાલતો પ્રકાર કાંચનમાલાથી જોઇ શકાયો નહિ. તે હાથ જોડી રાજાને કહેવા લાગી " મહારાજ! એને તો ગાંડપણ લાગ્યું છે. મનજ ઠેકાણે નથી. તમે એનો આટલો તિરસ્કાર શું કરવા કરો છો? એને શિક્ષા કરશો, તોપણ તેથી કંઇ ફાયદો નથી. મહારાજ! મને એક ભિક્ષા આપો-"

" છોકરી! તારી શી આજ્ઞા છે? "

" તમે એને મારા સ્વાધીનમાં સોંપી દો. હું એનું ગાંડપણ હળવે હળવે દૂર કરીશ અને એનું મન ધર્મમાર્ગ તરફ વાળીશ. "

રાજા ખિન્નતાથી હસીને બોલ્યો. " છોડી? એ શક્ય નથી! તને એ કામમાં યશ નહિ મળે."

" મહારાજ! એ કામનો તમામ જુમ્મો મારા પર સોંપો. સાસુજીનું મન ઠેકાણે આવવાથી એમનો ઉદ્ધાર થશે. હું તે માટે અનેક

ઉપાયોની વ્યવસ્થા કરીશ. જો એમાં મને જશ ન મળે તો આપ શિક્ષા કરવાને મુખત્યાર છોજ."

"વારૂ, ઠીક છે. એનું ગાંડપણ ગયું; કે હું એને દેહાંત શાસન કરીશ."

"નહિ, મહારાજ! નહિ! એને સર્વ અપરાધની ક્ષમાજ આપવી જોઇએ."

રાજા ઉદાસ થઇને બોલ્યો. "ગાંડી છોડી! આવા ભયંકર અપરાધથી માણુસને જો શિક્ષા કરવામાં ન આવે તો શિક્ષા કરવી કોને? મેં આ રાજદંડ મારા હાથમાં શું કરવા ધારણ કર્યો છે?"

તિષ્યરક્ષા નાચતી નાચતી રાજા સામે આવી બોલી. "અરે! તું ગળામાં દોરીનો ફાંસો ઘાલી એક વારનો મરી જા!"

કાંચનમાલા કહે "મહારાજ! ગમે તે હો; આપે એના સર્વ અપરાધ ક્ષમા કરવા જોઇએ. મારા પતિની આંખો એણે કઢાવી. મારા પતિ બોધિસત્ત્વ—એમણે એ સંબંધી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નથી. એમણે એ સંબંધી આપ આગળ ફરિઆદ કરી નથી. માટે હું ફરીથી આપને આગ્રહપૂર્વક વિનંતી કરૂં છું કે મારી સાસુજીને ક્ષમા કરો. ધર્મ ખરો હશે, મારા પતિને ધર્મનો આધાર હશે, તો તેમને ફરીથી દૃષ્ટિનો લાભ થશે!"

રાજા હસીને બોલ્યો "ચતુર છોડી! તું કેમે કરી તારો આગ્રહ છોડતી નથી, તો તું એને તારા તાબામાં લે-એ તારી દાસી થઇ રહેશે.

રાજાના મુખમાંથી એ વચન બહાર પડતાંજ કાંચનમાલાએ તિષ્યરક્ષાનો હાથ પોતાના હાથમાં લીધો. એકાદ મંત્રમુગ્ધ માણુસ પ્રમાણે તે પણ તેની સાથે મૂંગે મોઢે જવા લાગી.

[ ૩ ]

તિષ્યરક્ષાના જવા પછી, રાજા ઉઠવાની તૈયારીમાં હતો, એટલામાં પ્રતિહારીએ આવી રાજાને પ્રણામપૂર્વક કહ્યું "વાસુકીશીલાથી વિજ્ઞાનાચાર્ય આવ્યા છે અને તે મહારાજને મળવાની અપેક્ષા રાખે છે"

રાજાએ આચાર્યને લઇ આવવાની આજ્ઞા કરી. આચાર્ય આવ્યા પછી અશોકે પૂછ્યું "આચાર્ય ! કેમ આગમન થયું ?"

"આપની સ્મરણશકિત આટલી નિર્બળ હશે, એવું હું ધારતો ન હતો ! આપેજ મને કહ્યું હતું ને કે અશોક રાજ્યારૂઢ થયા પછી તમને ખૂબ પૈસા મળશે ? તમારા કહ્યા પ્રમાણે હું આવ્યો છું. હવે આપ મને એક લાખ રૂપીઆ આપો–"

રાજાએ હસીને પૂછયું "તમે એટલા રૂપીઆ લઇ શું કરશો?"

"મરેલા માણુસને સજીવન કરવાનો હાલ પ્રયોગ કરી રહ્યો છું. ઘણુાખરા રૂપીઆ તો તે પ્રયોગના ખર્ચમાંજ વપરાશે. બાકી જે કંઇ વધશે તેમાંથી મારી બાયડી સારૂ દાગીના કરાવવા પડશે; કારણ કે રાંડ મારા પર બહુ ખીજવાય છે !"

" ઠીક છે. હું તમને એક લાખ રૂપીઆ આપું છું, અને તમે મને 'મૂર્ખ' કહી મારામાં જે ચેતન આણ્યું, તે માટે બીજા પણ એક લાખ રૂપીઆ તમને આપું છું. વારૂ, હું તમને એમ છું પૂછું, કે તમે માણુસનો અંધાપો દૂર કરવા જે પ્રયોગ શરૂ કર્યો હતો, તેમાં તમને કંઈ જશ મળ્યો કે ?"

"જશ એટલોજ મળ્યો છે, કે એકની આંખો બીજાની આંખમાં આબેહુબ બેસાડી હું તેને દૃષ્ટી આપી શકું છું. હજી મને નવી આંખો તૈયાર કરતાં આવડી નથી."

"વારૂ, તો બીજા કોઇની આંખો લઇ આ આંધળા માણુસને જોતો કરી આપો, જોઇએ."

પરંતુ આંખો કોણ આપે? જે તે આંખો આપવાને બડબડવા લાગ્યા. છેવટે બૌદ્ધ ચાંડાળે પોતાના ગુરુદેવ માટે ઝટ લઇ પોતાની આંખો કાઢી આચાર્ય સામે મૂકી ! કુણાલે બહુ બહુ રીતે વિનવી તેને તેમ કરતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેણે તેનું બીલકુલ સાંભળ્યું નહિ.

આચાર્યે ચાંડાળની આંખો લઈ કુણાલની આંખના ખાડામાં

આએહુબ બેસાડી દીધી. કુણાલને પૂર્વવત્ દૃષ્ટિ પ્રાપ્ત થઈ. તેની પૂર્વની અને હાલની આંખોમાં તલમાત્ર ફેર રહ્યો નહિ!

એટલામાં તિષ્યરક્ષા કોણ જાણે કયાંથી ત્યાં આવી પહોંચી, અને નાચતી નાચતી બોલી "મારા પુત્રની ગએલી આંખો પાછી આવી ખરી!" એમ કહી તે ત્યાંથી ઝપાટાબંધ ચાલીએ ગઇ! તિષ્યરક્ષા શાકય ભિક્ષુકી થઇ છે, એવું સર્વને સમજાઇ ચૂકયું.

પુનઃ દૃષ્ટિલાભ થતાંજ કુણાલે તે બૌદ્ધ ચાંડળને પૂછ્યું "ચાંડાળ! તેં મારા ખાતર તારી આંખો અર્પણ કરી. તારો ઉપકાર મારાથી કદી પણ ભૂલાવાનો નથી, ચાંડાળ! આંખો કાઢતી વેળા તને અત્યંત દુઃખ થયું હશે નહિ?"

ત્યારે ચાંડાળે પોતાનો સર્વ વૃત્તાંત કુણાલને અથઇતિ કહી સંભળાવ્યો. અશોક તે સાંભળીને અસ્ખલિત અશ્રુવિસર્જન કરવા લાગ્યો. છેવટે ચાંડાળે કહ્યું "ગુરુદેવ! જે [illegible] કૃપાળુ થઇ મને જ્ઞાનચક્ષુ આપ્યાં, તેને માટે મારા ચર્મચક્ષુ આપવાને જો મેં આનાકાની કરી હોત, તો હું પાપી કૃતઘ્ન અને દુષ્ટ માણસ ઠરત.

પણ કેવો ચમત્કાર! આ સત્ય વાત કહેતાંજ ચાંડાળની આંખો પૂર્વે જે પ્રમાણે હતી, તે પ્રમાણેજ થઈ ગઇ!

પતિને પુનઃ દ્રષ્ટિ પ્રાપ્ત થઈ, એવી ખબર મળતાંજ કાંચનમાલા ત્યાં વાયુવેગે દોડતી આવી. તેની આંખમાંથી આનંદાશ્રુની એકસરખી ધારા વહેવા લાગી!

રાજાએ કહ્યું "કાંચન! તારૂં ભવિષ્ય કથન ખરૂં ઠર્યું! તારા જેવી મહા પતિવ્રતાનો શબ્દ પરમેશ્વર શી રીતે નીચે પડવા દે?"

કાંચનમાલા લાજથી નીચે જોતી જોતી ત્યાંથી તરત જતી રહી.

[૪]

પછી કુણાલને ઉદ્દેશીને રાજાએ કહ્યું "કુણાલ તું હવે બોધિસત્ત્વ થયો છે. મારાથી તારા પર હવે કંઇ ઉપકાર થાય, એ વાત સંભવનીય નથી. પરંતુ જો તારૂં કંઇ પણ શ્રેય મારા હાથે થવા જેવું

હોય, તો મને કહે—હું તે તત્કાળ કરીશ."

કુણાલ હાથ જોડી બોલ્યો " મહારાજ ! સંસારનો ત્યાગ કર્યાં છતાં હું પાછો જે કાર્ય માટે રાજસંસારમાં જોડાયો, તે કાર્ય આપ મારા તરફથી ઉપાડી લો."

" કહે હું શું કરૂં ? "

કુણાલ બોલ્યો "આજથી આ વિશાલ મગધ–સામ્રાજ્યમાં બૌદ્ધ ધર્મજ પ્રચલિત થશે, એવીજ મહારાજે આજને આજ ચારે દિશામાં ઢોંડી પિટાવવી. તેજ પ્રેમાણે સામ્રાજ્યની બહાર પણ જેથી બૌદ્ધ ધર્મનો પ્રચાર થાય, એવીએ વ્યવસ્થા કરવી. તક્ષશિલામાં બૌદ્ધ ધર્મનાં બી ઘણાં રોપાયાં નથી, માટે ત્યાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થાય, તે માટે મહારાજે મને તક્ષશિલાનો ધર્માધ્યક્ષ ઠરાવી મોકલવો."

અશોક રાજાએ ચોમેર ઢોંડી પિટાવી, કે આજથી બૌદ્ધ ધર્મ એજ મગધ–સામ્રાજ્યનો ધર્મ ગણાશે.

રાજાએ પોતાના પુત્રોમાંથી કોઇને સિંહલદ્વીપમાં અને કોઇને પારસ્ય દેશમાં બૌદ્ધ ધર્મના પ્રચાર માટે મોકલી આપ્યા.

રાજાએ કુણાલને કહ્યું ,, કુણાલ! પંચનદ દેશનો ધર્માધ્યક્ષ અને રાજપ્રતિનિધિ તું થવો જોઇએ."

કુણાલ હાથ જોડીને બોલ્યો; "મહારાજ! આપે રાજપ્રતિનિધિત્વ બીજા કોઇને પણ આપવું ."

તો પછી હું તે કામ કાંચનમાલાને સોંપું છું. વાસ્તવીક રીતે કાંચનમાલાએજ. તક્ષશિલા પર જય મેળવ્યો છે."

કુણાલે કહ્યું "કાંચનમાલાને સંસાર કાર્યની બીલકુલ આવડ નથી". એમ કહી તેણે ચાંડાળ તરફ દ્રષ્ટિ ફેરવી.

ચાંડાળ હાથ જોડીને બોલ્યો" પ્રભુ ! ગમે તે પણ હું નીચ જાતનો હું તો માત્ર ગુરુચરણની સેવાજ કર્યા કરીશ. દયામય! રાજ્યશાસનનું કામ મારા માટે નથી !"

ત્યારે અશોકે રાજ્યશાસનનું કામ બીજા એક હોશિયાર માણસ ને સોંપ્યું.

[ ૫ ]

તે દિવસે જે કામ થયું, તેના પ્રતાપે ભરતખંડમાં બૌદ્ધ ધર્મ, એક હજાર વર્ષ સુધી ટકી રહ્યો. તેજ દિવસના કાર્યથી આખા એશિયાખંડે બૌદ્ધ ધર્મનો આશ્રય લીધો.

[ ૬ ]

કાંચનમાલાના આશીર્વાદથી તિષ્યરક્ષાએ પોતાનું 'ઋદ્ધિમતિ' નામ ખરેખર સાર્થક કર્યું !

